अथ

# श्री पंचरत्नगिता सटिक.

गुजराती भाषान्तर साथे पंचरत्नगीता

गीता [illegible] भाषान्तर करनार [illegible]

कवि. कृपाशंकर वि गंगाशंकर महेता.

तथा

शास्त्री. ज्येष्ठाराम बापाभाई बकपुरनिवासी.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર. બાલાભાઇ નગીનદાસ.

તથા

સોની. જગજીવનદાસ જયરામજી કવિઠાના.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

અમદાવાદ.
યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ.
સંવત ૧૯૪૭. શાકે ૧૮૧૨. સને ૧૮૯૦
કીંમત ત્રણ રૂપીઆ.

# નોટીસ.

આ ચોપડી કાયદા પ્રમાણે રજીષ્ટર કરાવી તેના ગ્રંથ સ્વામિત્વના તમામ તરેહના હક પ્રસિદ્ધ કરનારે રાખ્યા છે માટે જે કોઈ અમારી સહી કર્યા વીનાની નકલ લેશે તે અગર હક ભંગ કરશે તે ગુન્હેગાર થશે.

અમારી સહી જે નકલમાં નહિ હોય તો તે ચોપડી ચોરીથી મળેલી છે એમ ગણવામાં આવશે.

બુકસેલર બાલાભાઈ નગીનદાસ.

ઠે. અમદાવાદ નવી સડક ઉપર (રીચીરોડ.)

અથવા

ઝવેરીવાડ નીસાપોળમાં

---

નંબર.

તમોને આ ચોપડી કીંમત લેઈ અમોએ વેચાણ આપીછે

તા. માહે સને

॥ श्री गोवर्द्धनधरो विजयते ॥

# ॥ अथ श्री गीतामाहात्म्यम् ॥

## ॥ ऋषिरुवाच ॥

गीतायाश्चैवमाहात्म्यं यथावत्सूतमेवद ॥
पुराणमुनिनाप्रोक्तं व्यासेनश्रुतिनोदितं॥ १॥

ઋષિ બોલતા હવા—હે સુત ! અનેક પ્રકારનાં માહાત્મ્ય તમારા મુખથી સાંભળ્યાં પરંતુ શ્રૂતિયો-એ પ્રતિપાદન કરેલું એવું અને પુરાણમુનિ જે વ્યાસમુનિએ કહેલું એવુ શ્રીમદ ભગવદ્‌ગીતાનું મહાત્મ્ય અમને જે પ્રકારે હોય તેજ પ્રકારે સંભળાવો. ॥ ૧ ॥

## ॥ सुत उवाच ॥

पृष्टंवैभवता यत्तन्महद्गोप्य पुरातनं ॥
नकेनशक्यतेवक्तुं गीतामाहात्म्यमुत्तमं॥ २॥

સુત પૌરાણિક શોનકાદિરૂષિઓ પ્રત્યે બોલતા

હવા—હે મુનિશ્વરો! તમોએ મને જે પુછયું, એ ગીતામહાત્મ્ય ઉત્તમમાં ઉત્તમ, પુરાતન અને ગુપ્તમાં ગુપ્તછે, વળી જેનું વર્ણન કરવાને કોઇ શક્તીવાન નથી એ પ્રકારનું છે. ॥ ૨ ॥

**कृष्णोजानातिवैसम्यक् कचित्कौंतेय एवच॥ व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथमैथिलः ॥ ३ ॥**

એ મહા મહાત્મ્યને તો સંપૂર્ણ રીતે વાસુદેવ ભગવાન જાણેછે, અને કિંચિત્ અર્જુન તથા વ્યાસ અને વ્યાસના પૂત્ર શુકદેવ, તેમજ યાજ્ઞવલ્કય મુનિ અને જનક પણ કિંચિત્ જાણેછે ॥ ૩ ॥

**अन्ये श्रवणतः श्रुत्वा**
**लोके संकीर्त्तयंतिच ॥**
**तस्मात्किंचिद्वदाम्यद्य**
**व्यासस्यास्यान्मयाश्रुतं॥ ४ ॥**

અન્ય મનુજો કાંને સાંભળેળું જાણતાહો, પરંતુ હું જે તેણે તો સાક્ષાત વ્યાસના મુખથી જાણેલું

છે. તે કારણ માટે કિંચિત્ સારયુક્ત સંભળાવું છું.॥૪॥

सर्वोपनिषदो गावो
दोग्धा गोपालनंदनः ॥
पार्थोवत्सःसुधीर्भोक्ता
दुग्धंगीताऽमृतं महत् ॥५॥

સર્વ ઉપનિષદો ગાયો રૂપછે, તેમનું દોહન કરનાર શ્રી ગોપાલનંદન વાસુદેવ ભગવાન જે શ્રીકૃષ્ણ જાણવા અને વચ્છરૂપી અર્જુને એ પય (દુધ) પાન કર્યું, તેનું શેષ રહેલું આ ગીતારૂપી અમૃત લોકો પાન કરેછે. ॥૫॥

सारथ्यमर्जुनस्यादौ कुर्वन्गीतामृतंददौ ॥
सर्वलोकोपकारार्थं तस्मैकृष्णायतेनमः ॥६॥

અર્જુનનું સારથીપણું એટલે રથ હાકનારા એવા પ્રભુ પ્રથમ થઇને લોકોપકારને અર્થે. ગીતારૂપી અમૃત આપ્યું એવા શ્રીકૃષ્ણ ભગવાન્ તેમને મારો નમસ્કાર હો. ॥ ૬ ॥

संसारसागरंघोरं तर्त्तुमिच्छति यो जनः ॥

गीतानावंसमारुह्य परंयातुसुखेनसः ॥७॥

ઘોર એવા આ અસાર સંસાર સાગરને તરવાને જે મનુષ્યો ઇચ્છેછે તે પુરૂષો તો ગીતારૂપી નાવને પામીને સુખેથી મહાસાગર તરીજાય છે ॥ ૭ ॥

गीताज्ञानं श्रुतं नैव सदैवाभ्यासयोगतः ॥
मोक्षमिच्छति मूढात्मा याति बालकहास्यतां८

જેણે નિરંતર યોગાભ્યાસ યુકત એવું ગીતા જ્ઞાન નથી સાંભળ્યું તેવા મુઢાત્મા પ્રાણીઓ મોક્ષ ઇચ્છવા જાયતો તે બાળકવત ઉપહાસ્યને પામે છે. ॥ ૮ ॥

येश्रृण्वंतिपठंत्येव गीताशास्त्रमहर्निशं ॥
नतेवैमानुषाज्ञेया देवा एव न संशयः ॥९॥

જે પુરૂષો અહર્નીશા ગીતાશાસ્ત્રને પઠન કરેછે અથવા સાંભળેછે તે મનુષ્યો દેવજ છે એમાં કાંઇ પણ સંશય નથી. ॥ ૯ ॥

गीताज्ञानेनसंबोध्य कृष्णःप्राहतमर्जुनम् ॥
अष्टादशपदस्थानं गीताध्यायेप्रतिष्ठितं।१०

ગીતાના જ્ઞાનવડે બોધ કરીને શ્રીકૃષ્ણભગવાન્ અર્જુન પ્રત્યે બોલ્યા કે, આ ગીતાના એક એક અધ્યાયમાં અષ્ટાદશ પદ જે વિષ્ણુ તેમનું સ્થાન જે પરમપદ તે સ્વસ્થાન સ્થાપન કર્યુંછે. ॥ ૧૦ ॥

मोक्षस्थानंपरंपार्थ सगुणंवाथनिर्गुणं ॥
सोपानाष्टादशैरेवं परंब्रह्माधिगच्छति ॥११

હે પાર્થ, હે અર્જુન, સગુણ અથવા નિર્ગુણ પોતાની ઇચ્છા પ્રમાણે મોક્ષ સ્થાનપર ચઢવામાં આ અઢાર અધ્યાયરૂપી નીસરણીથી પરબ્રહ્મ નારાયણને પ્રાપ્ત થાય છે. ॥ ૧૧ ॥

मलनिर्मोचनंपुंसां जलस्नानंदिनेदिने ॥
सकृद्गीतांभसिस्नानंसंसारमलनाशनम्॥१२

દીવસે દીવસે નિરંતર જલસ્નાન કરવા થકી શારીરીક મળનો નાશ થાયછે તેજ પ્રકારે આ ગીતારૂપી જળનું એકવાર સ્નાન કરવાથકી સંસારરૂપી મળનો નાશ થાયછે એમાં કાંઇ સંશય નથી. ૧૨

गीताशास्त्रस्यजानाति पठनंनैवपाठनं ॥

परस्मान्नश्रुतंज्ञानं नैवश्रद्धानभावना ॥
सएवमानुषंलोके पुरुषोविड्वराहकः ॥ यस्मा
द्गीतांनजानाति नाधमस्तत्परो॥ जनः१३१४

જે મનુષ્યો ગીતાશાસ્ત્રનું ભણવું, ભણાવવું નથી જાણતા અને બીજાથકી સાંભળતા પણ નથી, જેને શ્રદ્ધા નથી અને જેને ભાવના પણ નથી તેવા પુરૂષો આ લોકમાં ગ્રામસુકર એટલે ભુંડ સમાન છે અને ગીતા જેણે જાણી નથી તેના જેવો બીજો કોઇ પણ અધમ નથી. ॥ ૧૩-૧૪॥

धिक्तस्य मानुषं देहं धिग्ज्ञानं धिक्कुलान्वितां॥
गीतार्थं न विजानातिनाधमस्तत्परो जनः१५

જે ગીતાશાસ્ત્રના અર્થને જાણતા નથી તેના મનુષ્ય દેહને, જ્ઞાનને અને કુલીનપણાને ધિક્કાર છે તેથી અધીક અધમ કોઇ નથી. ॥ ૧૫॥

धिक्सुरूपं शुभं शीलं
विभवं सद्गृहाश्रमं ॥
गीताशास्त्रं न जानाति

नाधमस्तत्परो जनः ॥१६॥

જે ગીતાશાસ્ત્રને જાણતો નથી તેના સુંદર રૂપને સુશિલ વૈભવને અને તેના સારા ગ્રહસ્થાશ્રમને ધિક્કાર છે. અને તેનાથી બીજો કોઇ પણ અધમ નથી. ॥ ૧૬ ॥

धिक्प्रागल्भ्य प्रतिष्ठांच
पूजांमानं माहात्मतां ॥
गीताशास्त्रेरतिर्नास्ति
तत्सर्वंनिष्फलं जगुः ॥१७॥

જેની ગીતાશાસ્ત્રમાં પ્રીતિ નથી તેની હીંમત, પ્રતિષ્ટા, પુજા, માન્ય અને માહાત્માપણાને પણ ધિક્કારછે અને તેનું સર્વસ્વ નિષ્ફળછે. ॥ ૧૭ ॥

धिक्तस्यज्ञानमाचरं व्रतंचैष्टांतपोयशः।
गीतार्थपठनंनास्तिनाधमस्तत्परोजनः॥१८

જે ગીતાર્થ પઠન કરતો નથી તેના જ્ઞાન અને આચારને તથા વ્રત, ચેષ્ટા, તપ અને યશને પણ

ધિકાર છે. તેનાથી પણ બીજો કોઇ પ્રાણી અધમ નથી. ॥ ૧૮ ॥

गीतागीतंनयज्ज्ञानं तद्विद्धासुरसंज्ञकं ॥
तन्मोघंधर्मरहितं वेदवेदांतगर्हितम् ॥१९॥

જેણે ગીતાનું જ્ઞાન ગાયું નથી તેના જ્ઞાનને આસુરી સંજ્ઞીક જ્ઞાન જાણવું, તે જ્ઞાન વ્યર્થ અને ધર્મ રહીત તથા વેદ વેદાંતમાં નિંદીત કહેલુ છે. ॥ ૧૯॥

यस्माद्धर्ममयी गीता सर्वज्ञानप्रयोजिका ॥
सर्वशास्त्रमयीगीता तस्माद्गीता विशिष्यते २०

આ ગીતા ધર્મમય સર્વ જ્ઞાનને પ્રવર્ત કરનારી છે અને સર્વ શાસ્ત્રમય છે તે કારણ માટે સર્વ શાસ્ત્રથી ઉત્તમમાં ઉત્તમ ગીતા શાસ્ત્રછે. ॥ ૨૦ ॥

योऽधीते सततं गीता
दिवारात्रौ यथार्थतः ॥
स्वपनगच्छन्वदंस्तिष्ठन्
शाश्वतंमोक्षमाप्नुयात् ॥२१॥

જે મનુષ્યો નીરંતર ગીતાને અહર્નીશ સુતાં, ચાલતાં, બોલતાં, અને ઉભાં ઉભાં અર્થ સહિત ભણતા રહેછે તે સનાતન મોક્ષપદને પામેછે. ॥૨૧॥

शालग्रामशिलाग्रेतु देवागारेशिवालये ॥
तीर्थेनद्यांपठेस्तु वैकुंठंयातिनिश्चितं ॥२२॥

શાલગ્રામની મુર્તિપાસે, દેવાલયમાં, શિવના મંદિરમાં, તિર્થમાં અને સરીતા સમીપે જે ગીતાને ભણતા રહેછે તે નિશ્ચય વૈકુંઠમાં જાયછે. ॥ ૨૨ ॥

देवकीनंदनःकृष्णो गीतापाठनतुष्यति ॥
यथानवेदैर्दानैश्च यज्ञतीर्थव्रतादिभिः॥२३॥

જેવી રીતે દેવકીનંદન જે શ્રી કૃષ્ણ ભગવાન ગીતા પાઠથી સંતુષ્ટ થાય છે તેવી રીતે પાઠ, વેદ, દાન, યજ્ઞ, તીર્થ અને વ્રતાદિકોથી સંતુષ્ટ થતા નથી. ॥ ૨૩ ॥

गीताऽधीताच येनापि भक्तिभावेन चेतसा॥
तेनवेदाश्च शास्त्राणि पुराणानि च सर्वशः२४

જેણે ભક્તિભાવ પુર્વક પોતાનુ ચીત્ત લગાડીને

ગીતાનુ અધ્યયન કર્યુંછે તે સર્વ ષડાંગ વેદશાસ્ત્ર અને પુરાણ પણ ભણી રહ્યોછે એમ જણાય છે ॥ ૨૪॥

**योगिस्थाने सिद्धपीठे शिष्टाग्रे सत्सभासुच॥**
**यज्ञेच विष्णुभक्ताग्रे पठन्याति परांगति२५**

યોગીના સ્થાનમાં તથા મહાંકાળેશ્વર ઇત્યાદિ સિદ્ધ પીઠોમાં અને શ્રેષ્ટ પુરૂષોની સન્મુખ સાધુ સભામાં, યજ્ઞમાં તથા વિષ્ણુભકતોના મુખ આગળ પાઠ કરવાથી મનુષ્યમાત્ર મોક્ષ પામેછે.॥ ૨૫ ॥

**गीतापाठंच श्रवणं यःकरोति दिनेदिने ॥**
**क्रतवो वाजिमेधाद्याःकृतास्तेन सदक्षिणाः२६**

જે પુરૂષો દીન દિન પ્રતિ ગીતાનો પાઠ કરેછે અને શ્રવણ કરેછે તે પુરૂષો અગ્નિષ્ટોમાદીક અને અશ્વમેધાદીક દક્ષીણા સહીત યજ્ઞો કરી ચુકયા એમ સિદ્ધાંન્તછે ॥ ૨૬ ॥

**यःशृणोतिच गीतार्थं कीर्त्तयेच्च स्वयं पुमान् ॥**
**श्रावयेच्च परार्थं वै स प्रयाति परं पदं॥२७॥**

જે પ્રાણીયો ગીતાના અર્થ સાંભળેછે અને પોતે

કરેછે, બીજાને શ્રવણ કરાવેછે તે પ્રાણીયો પરંપદ એટલે મોક્ષ ગતિને પામેછે. ॥ ૨૭ ॥

गीतायाः पुस्तकं नित्यं योऽचर्यत्येव सादरं॥
विधिना भक्तिभावेन तस्यपुण्यफलं शृणु॥२८

જે મનુષ્યો આદર પુર્વક નિત્યે ગીતાના પુસ્તકને યથા વિધીપુર્વક ભક્તિભાવ સંયુકત પુજન કરેછે તે મનુષ્યોનાં પુણ્યફળ કહુંછું તે સાંભળો. ॥ ૨૮ ॥

सकला चोर्वरा तेन दत्ता यज्ञे भवेत्किल ॥
व्रतानि सर्वतीर्थानि दानानि सुबहून्यापि॥२९

ગીતાનું પુજન કરનાર યજ્ઞમાં પૃથ્વીદાન આપ્યા જેટલું ફળ ગૃહણ કરેછે તથા સર્વે વ્રત, સર્વે તિર્થ, અને અનેક પ્રકારનાં દાન પણ આપી ચુકયો હોય તેવા ફળને ગૃહણ કરેછે. ॥ ૨૯ ॥

भूतप्रेतपिशाचाद्यास्तत्रनोप्राविशंतिवै ॥
अभिचारोद्भवंदुःखंपरेणापिकृतंचयत् ॥३०।

જેના ઘરમાં નિરંતર ગીતાનું પુજન થાયછે તેના ઘરમાં ભુત પ્રેત, અને પિશાચાદિક તથા બીજાના

કરેલા મંત્ર યંત્રાદિક અભિચારજથી થતાં દુઃખ (મુંઠ ચોટ ઇત્યાદિકથી થએલી પીડા) પ્રવેશકરી શકતાં નથી. ॥ ૩૦॥

नोपसर्पंतितत्रैव यत्रगीतार्चनं गृहे ॥
नापत्रयोद्भवापीडा नैवव्याधिभयंतथा ॥३१

જેના ઘરમાં ગીતાનુ પુજન થાયછે તેના ઘરમાં દેહીક, દૈવીક, અને ભૌતીક એ ત્રણ તાપોની પીડા અને રોગની ઉત્પત્તિથી પીડા પણ કોઇ દીવસ થતિ નથી. ॥ ૩૧ ॥

नशापंनैवपापंच दुर्गतिंनच किंचन ॥
देहेरयःषडेते वैन बाधंते कदाचन ॥३२॥

ત્યાં કોઈનો શાપ પણ નથી લાગતો તેમજ પાપ તથા દુર્ગતિ અને સ્વદેહમાં રહેલી પાંચ જ્ઞાનેંદ્રિયો અને કર્મેન્દ્રીયો તથા એક મન એથી ઉત્પન્ન થતા કામાદિ ષટ્ એવા છ શતરૂઓ પીડા કરતા નથી.॥૩૨

भगवत्परमेशाने भक्तिरव्यभिचारिणी ॥
जायतेसततंतत्रयत्र गीताभिनंदनं ॥३३॥

જે સ્થાનકે ગીતાના અર્થનો નીરંતર વિનોદ થયાં કરેછે તે સ્થાનકે ભગવાનમાં અતિ ઉત્તમ અખંડ ભકિત ઉત્પન થાયછે. ॥ ૩૩ ॥

प्रारब्धं भुंजमानोऽपि
गीताभ्यासे सदा रतः ॥
समुक्तःससुखी लोके
कर्मणा नोपबध्यते ॥३४॥

જે નિરંતર ગીતાના અભ્યાસમાંજ ચિત્ત પરોવે છે, તે પ્રારબ્ધ યોગથી સંસાર ભોગવેછે તોપણ તે પુરૂષો સંસાર સાગરથીમુક્ત અને સુખીજછે અને કર્મથી પણ બંધાએલો નથી. ॥ ૩૪ ॥

महापापादिपापानि
गीताऽध्यायी करोति चेत् ॥
नकिंचित्स्पृशते तस्य
नलिनीदलमंभसा ॥३५॥

જે નિત્ય ગીતાશાસ્ત્રનું શ્રવણ કરેછે, પઠન કરે છે અને મનન કરતો હોયઅને કદાપી દૈવયોગથી

અજાણ્યે બ્રહ્મહત્યાદિક મહા પાપ કરે તોપણ જલ-
માં કમલપત્ર લીપ્ત નથી થતું તેજ પ્રકારે એ પાપથી
લેપઇ જવાનો નથી. ॥ ૩૫ ॥

स्नातोवायदिवास्नात
शुचिर्वायदिवाऽशुचिः ॥
विभूतिंविश्वरूपंच
संस्मरन् सर्वदाशुचिः ॥३६॥

સ્નાન કર્યું હોય અથવા ન કર્યું હોય, પવિત્ર હો
ય અથવા અપવિત્ર હોય તોપણ વિભુતી યોગ
એટલે દશમા અને વિશ્વરૂપ દર્શન એટલે અગી-
યારમા અધ્યાયને ભણનારો નિરંતર પવિત્ર થાય
છે. ॥ ૩૬॥

अनाचारोद्भवं पापमवाच्यादिकृतंच यत् ॥
अभक्ष्यभक्षजं दोषमस्पर्शस्पर्शजं तथा ॥
ज्ञाताज्ञातकृतंनित्यमिंद्रियैर्जनितंच यत् ॥
तत्सर्वं नाशमायाति गीतापाठेन

तत्क्षणात् ॥३७-३८॥

જે અનાચારથી અથવા નિંદીતશબ્દ બોલવા-
થી અને અભક્ષાભક્ષ કરવાથી, તથા સ્પર્શ નહી
કરવાનું સ્પર્શ કરવાથી જે પાપ થયાં હોય, તથા
જે જાણમાં અને અજાણમાં નિત્ય પાપ થયું હોય,
ઇંદ્રિયોથી પાપ થયું હોય તે ગીતા પાઠથી તત્કા-
લ નાશ થાય છે. ॥૩૭-૩૮

सर्वत्रप्रतिभोक्ताच प्रतिग्राहीचसर्वशः ॥
गीतापाठंप्रकुर्वाणो नलिप्यतेकदाचन ॥३९

સર્વત્ર ભોજન કરનાર, સર્વ દાન પ્રતિગ્રહ કરનાર,
ગીતાના પાઠથી તે પાપમાં કદાપી કાળે લીપ્ત થતો
નથી. ॥ ૩૯ ॥

रत्नपुर्णांमहासर्वां प्रगृह्यातिविधानतः ॥
गीतापाठेनचैकेनशुद्धःस्फटिकवत्सदा ॥४०

વિધીહીન રત્નપુરીત પૃથ્વીનું દાન લેછે, તે
ગીતાના એક પાઠથી શુદ્ધ સ્ફટિકમણિવત, નિષ્પા-
પ થઇ જાય છે. ॥ ૪૦ ॥

यस्यांत्तःकरणंनित्यं गीतायांरमते सदा ॥
सर्वाग्निकःसदाजापीक्रियावान्सचपंडितेः॥
दर्शनीयःसधनवान् सयोगीज्ञानवानपि ॥
सएव याज्ञिकोध्यानि सर्ववेदार्थं
दर्शकः ॥४१॥४२॥

જેનું અંતઃકરણ સદા ગીતામાં રહેછે તેજ અગ્નિહોત્રી સદા જપ કરનાર, ક્રીયાવાન અને તેજ પંડિત, તેજ દર્શન યોગ્ય, તેજ ધનવાન, તેજ યોગી, તેજ જ્ઞાનવાન, તેજ યાજ્ઞીકી, તેજ ધ્યાની અને સર્વ વેદોના અર્થને જોનાર (જાણનાર) જણાય છે. ॥ ૪૧-૪૨ ॥

गीतायाःपुस्तकंयत्र नित्यंपाठेप्रवर्त्तते ॥
तत्रसर्वाणितीर्थानि प्रयागादीनि भूतले ॥
निवसंतिसदागेहे देहदेशेसदैवहि ॥
सर्वेदेवाश्चऋषयोयोगिनःपन्नगाश्चये४३ ४४

જ્યાં ગીતાનું પુસ્તક નિત્ય પાઠમાં રહેછે ત્યાં

પ્રયાગાદિ તિર્થ સદા રહેછે. તેજ ઘરમાં તથા તેજ દેહમાં બધા દેવરૂષી, યોગી અને પન્નગ પણ વાસ કરેછે. ॥૪૩-૪૪॥

गोपालबालकृष्णोऽपि नारदध्रुवपार्षदैः ॥
सहायोजायतेशीघ्रं यत्रगीताप्रवर्त्तते ॥४५

જ્યાં ગીતા પ્રવર્ત થાયછે ત્યાં નારદ, ધ્રુવ અને સર્વે પાર્ષદ સહીત ગોપાળ શ્રી બાલકૃષ્ણ જલદી સહાય થાયછે. ॥ ૪૫ ॥

यत्रगीताविचारश्च पठनंपाठनं तथा ॥
तत्राहंनिश्चितंपार्थ निवसामिसदैवाहि ॥४६

શ્રીકૃષ્ણ અર્જુનને કહેછે કે હે પાર્થ જ્યાં નિત્ય ગીતાનો વિચાર થાયછે ત્યાં સદા નિશ્ચય-પુર્વક રહુંછું. ॥ ૪૬ ॥

गीतामेहृदयंपार्थ गीता मे सारमुत्तमं ॥
गीतामेज्ञानमत्यग्र्यं गीतामेज्ञानमक्षयं ४७

હે પાર્થ, હે અર્જુન, ગીતા મારૂં-હૃદયછે, અને

ગીતા મારૂં ઉત્તમ સાર છે, તથા ગીતા મારૂં મુખ્ય અક્ષયજ્ઞાન પણ છે. ॥ ૪૭ ॥

**गीतामेचोत्तमंस्थानं गीतामेपरमंगृहं ॥**
**गीताज्ञानंसमाश्रित्यत्रिलोकींपालयाम्यहं४८**

ગીતા મારૂં ઉત્તમ સ્થાન છે, ગીતા મારૂં ઉત્તમ ઘર છે, ગીતાના જ્ઞાનને ધારણ કરી ત્રણ લોકનું પાલણ કરૂં છું. ॥ ૪૮ ॥

**गीतामेपरमाविद्या ब्रह्मरूपानसंशयः ॥**
**अर्द्धमात्राक्षरानित्यास्वनिर्वाच्यपदात्मिका४९**

ગીતા મારી ઉત્તમ વિદ્યા છે, ગીતા બ્રહ્મરૂપ છે, તેમાં સંસય નથી, અર્ધ્ધ માત્રા, નાશ રહીત, સનાતન, અનિર્વાચ્ય પદરૂપ એવી પરાવાણી રૂપ મારી આ ગીતા છે. ॥ ૪૯ ॥

**गीतानामानिवक्ष्यामि गुह्यानिशृणुपांडव ॥**
**कीर्त्तनात्सर्वपापानि विलयंयांतितत्क्षणात्५०**

હે પાંડવ ગીતાનાં જે ગુપ્ત નામ છે તે તમને કહું છું, જેના કીર્તનથી તત્કાળ સર્વ પાપ ક્ષય

થઇ જાયછે ॥ ૫૦ ॥

॥अथगीतानामानी॥गीतागंगाचगायत्रीसीता सत्यासरस्वती॥ब्रह्मविद्याब्रह्मवल्लीत्रिसंध्यामुक्त गेहिनी ॥अर्द्धमात्राचिदानंदाभवघ्नीभयनाशिनी॥वेदत्रयीपराऽनंतातत्वार्थज्ञानमंजरीइत्येतानिजपन्नित्यंनरोनिश्चलमानसः॥ज्ञानसिद्धिं लभेच्छीघ्रंतथांते परमंपदं ५१॥५२ ॥५३॥

ગીતાનાં નામ કહેછે.−૧ ગીતા, ૨ ગંગા, ૩ ગાયત્રી, ૪ સીતા, ૫ સત્યા, ૬ સરસ્વતિ, ૭ બ્રહ્મવિદ્યા, ૮ બ્રહ્મવલ્લી, ૯ ત્રિસંધ્યા, ૧૦ મુક્તગેહિની, ૧૧ અર્ધમાત્રા, ૧૨ ચિદાનંદા, ૧૩ ભવઘ્ની, ૧૪ ભયનાશની, ૧૫ વેદત્રયી, ૧૬ પરા, ૧૭ અનંતા, ૧૮ તત્વાર્થજ્ઞાનમંજરી. આ ગીતાનાં અઢાર નામ સ્થિર બુદ્ધિથી નિત્ય જપતો રહેછે તે તત્કાળ જ્ઞાનને પ્રાપ્ત થઇ મોક્ષપદ પામે. ॥ ૫૧-૫૨-૫૩ ॥

पाठेऽसमर्थःसंपूर्णे तदर्द्धंपाठमाचरेत् ॥

तदागोदानजंपुण्यं लभतेनात्रसंशयः ॥५४॥

સંપુર્ણ ગીતાનો પાઠ ન કરી શકે તો અડધી ગીતા એટલે નવ અધ્યાયનો પાઠ કરે તો એક ગૌ-દાન જેટલું પુન્ય થાય તેમાં સંશય નથી. ॥ ૫૪ ॥

षडंशंजपमानस्तु गंगास्नानफलंलभेत् ॥
त्रिभागंपठमानस्तु सोमयागफलंलभेत ।५५।

છઠો અંશ એટલે ત્રણ અધ્યાયનો નિત્ય પાઠ કરે તો ગંગા સ્નાનનું ફળ થાય, અને ભાગ એટલે છ અધ્યાયમાં નિત્ય પાઠ કરે તો સોમયાગનું ફળ પામે. ॥ ૫૫ ॥

तथाऽध्यायद्वयंनित्यं पठमानोनिरंतरं ॥
इंद्रलोकमवाप्नोति कल्पमेकंवसेध्रुवं ॥५६॥

બે અધ્યાયનો રોજ પાઠ કરતો રહે તો ઈંદ્ર લોકને પામી એક કલ્પવાસ કરે. ॥ ૫૬ ॥

एकमध्यायकंनित्यं पठतेभक्तिसंयुतः ॥
रुद्रलोकमवाप्नोतिगणो भूत्वावसेच्चिरम् ।५७।

જે એક અધ્યાયનો નીરંતર નીયમ પુર્વક ભક્તિથી પાઠ કરતો રહે તો રૂદ્ર લોકને પામી શંકરગણ થઈ કલ્પ પર્યંત રહીને મુક્ત થાય. ॥ ૫૭ ॥

अध्यायार्द्धंचपादंवा नित्यंयःपठतेजनः ॥
सप्राप्नोतिरवेर्लोकं मन्वंतरशतंसमाः ॥५८॥

જે માણસ નિત્ય નિયમથી ગીતાનો અડધો અથવા થોડા ભાગનો પણ પાઠ કરતો રહે તો તે સુર્યલોકમાં સો મનવંતરના વર્ષો પર્યંત નિવાસ પામે. ॥ ૫૮ ॥

गीतायाःश्लोकदशकं सप्तपंचचतुष्टयं ॥
त्रिकाद्विकैकमर्द्धंवा श्लोकानांचपठेन्नरः ॥
चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतायुतं ॥५९॥

જો ગીતાના દશ શ્લોક અથવા સાત, પાંચ, ચાર, ત્રણ, બે, એક અથવા અડધા શ્લોકનો પણ નીરંતર પાઠ કરે તે અયુતાયુત વર્ષ એટલે દશ કરોડ વર્ષ ચંદ્રલોકમાં વાસ પ્રવર્તાવે ॥ ૫૯ ॥

गीतार्थमेककालेपि श्लोकमध्यायमेवच ॥
स्मरंस्त्यक्त्वाजनोदेहं प्रयातिपरमंपदं॥६०॥

જે એક કાળ પણ ગીતાના એક શ્લોકનો વા અધ્યાયના અર્થ સંપુર્ણ કરે તો તે દેહાંત થાય તે સમય મોક્ષ પદને પામે. ॥ ૬૦ ॥

गीतार्थंवापिपाठंवा शृणुयादंतकालतः ॥
महापातकयुक्तोपि मुक्तिभागीभवेज्जनः॥६१॥

જે પ્રાણી અંતકાળના સમયમાં ગીતાનો અર્થ વા, ગીતાનો પાઠ સાંભળતાં દેહ ત્યાગ કરે તો તે પ્રાણી મહાપાપી હોય તો પણ મુક્ત થાય. ॥૬૧॥

गीतापुस्तकसंयुक्तः प्राणांस्त्यक्त्वाप्रयातियः।
सवैकुंठमवाप्नोति विष्णुनासहमोदते ॥६२॥

જો ગીતાના પુસ્તકયુક્ત પ્રાણ ત્યાગે તે વિષ્ણુ લોકને પામી વિષ્ણુ સમીપ આનંદ કરે. ॥૬૨॥

गीताध्यायसमायुक्तो मृतोमानुषतांव्रजेत॥
गीताभ्यासंपुनःकृत्वा लभतेमुक्तिमुत्तमं॥६३॥

જેના મરણ સમયમાં ગીતાનો એક અધ્યાય પાસે હોય તો તે મનુષ્ય જન્મ ફરી લઇને ગીતાભ્યાસ કરી મુકત થાય તેમાં સંશય નથી. ॥૬૩॥

गीतोच्चारणसंयुक्तो म्रियमाणोगतिंलभेत ॥
यद्यत्कर्मचसर्वत्र गीतापाठंप्रकीर्त्तयेत ॥
तत्तत्कर्मचनिर्दोषं कृत्वापूर्णमवाप्नुयात ।६४।

મરતાં મરતાં ગીતા એવો ઉચ્ચાર કરે તો પણ મુકત થાય, જે જે કર્મ કરે તે તે કર્મમાં ગીતા પાઠ કરેતો નિર્દોષ કર્મનાં સંપુરણ ફળ પામે.॥૬૪॥

पितनुद्दिश्ययःश्राद्धे गीतापाठंकरोतिव ॥
संतुष्टाःपितरस्तस्य निरयाद्यांतिसद्गतिं॥६५।

જે શ્રાદ્ધમાં પિત્રીઓનિમિત ગીતાનો પાઠ કરે તો તે પીત્રીલોક સંતુષ્ટ થઇ નરકથી મુકત થાય૬૫

गीतापाठेनसतुष्टाः पितरःश्राद्धतर्पिताः ॥
पितृलोकंप्रायांत्येव पुत्राशीर्वादतत्पराः॥६६॥

ગીતાપાઠથો પ્રસન્નતા પામેલા પીત્રીયો પુ-

ત્રને આશિર્વાદ દેઈ પીત્રી લોકમાં જાયછે. ॥૬૬॥

लिखित्वाधारयेत्कंठे बाहुदंडेचमस्तके ॥
नश्यंत्युपद्रवाःसर्वे विघ्नरूपाश्चदारुणाः॥६७॥

ગીતા લખીને ગળામાં, ભુજાપર અથવા માથાપર ધારણ કરે તો વિધ્નરૂપ દારૂણ ઉપદ્રવ નાશ થાય. ॥ ૬૭ ॥

गीतापुस्तकदानंच धेनुपुच्छसमन्वितं ॥
दत्त्वातत्सद्विजे सम्यक्कृतार्थोजायतेजनः॥६८॥

ગાયનું દાન આપતી વેળા પુંછડા સાથે ગીતા હાથમાં લઇ જેણે દાન આપ્યું તે સર્વ દાન સંપુર્ણ કરી રહ્યો. ૬૮ ॥

पुस्तकंहेमसंयुक्तं गीतायाःशुद्धमानसः ॥
दत्त्वाविप्रायविदुषे जायतेनपुनर्भवे ॥ ६९॥

સુવર્ણ સંયુક્ત ગીતા પુસ્તકનું દાન જે શુદ્ધ મનથી વિદ્વાન બ્રાહ્મણને આપે તે ફરી જન્મ પામે નહીં. ॥ ૬૯ ॥

शतपुस्तकदानंच गीतायाःप्रकरोतियः ॥
सयातिब्रह्मसदनं पुनरावृत्तिवर्जितं ॥७०॥

જો ગીતાનાં સો પુસ્તકનું દાન કરે તો તે લો-
કથી ફરી અહીં જન્મ પામતો નથી અને વૈકુંઠ-
માં જાય છે. ॥ ૭૦ ॥

गीतादानप्रभावेन सप्तकल्पावधीःसमाः ॥
विष्णुलोकमवाप्नोति विष्णुनासहमोदते।७१।

ગીતા દાન પ્રભાવથી વિષ્ણુ લોકમાં સાત
કલ્પ પર્યંત વિષ્ણુસાથે રહીને આનંદ કરે. ॥ ૭૧ ॥

सम्यक्श्रुत्वाचगीतार्थं पुस्तकंयःप्रदा
पयेत्॥ तस्मैप्रीतोस्मिभगवान् ॥ ददा
मिमनसोप्सितं ॥ ७१ ॥

શ્રી કૃષ્ણ કહે છે કે ગીતાના અર્થ સાંભળીને
પુસ્તક દાન કરે તેને મનવાંછીત ફળ આપું છું.।૭૨।

देहं मानुषमाश्रित्य चतुर्वर्ण्येषु भारत॥

न शृणोति पठत्येव गीताममृतरूपिणीं ॥ हस्तात्त्यक्त्वाऽमृतं प्राप्तं कष्टात्क्ष्वेडं सम श्नुते ॥ पीत्वागीतामृतं लोके लब्ध्वा मोक्षंसुखी भवेत ७३। ७४॥

હે ભારત! ચારેવર્ણને વિશે જે મનુષ્ય દેહ ધારણ કરીને આ અમૃતરૂપાણી ગીતા જાણતો નથી, તથા સાંભળતો નથી, તે પોતાના હાથમાં આવેલા અમૃતને ત્યાગ કરીને વિષને ઘણા કષ્ટથી પાન કરેછે પરંતુ આ ગીતારૂપ અમૃતનું પાન કરી મોક્ષને પ્રાપ્ત થઇ સુખી થાયછે. ॥ ૭૩-૭૪ ॥

जनैःसंसारदुखार्त्तैं गीताज्ञानंचयैःश्रुतं ॥ संप्राप्तममृतंतैश्च गतास्तेसदनंहरेः ॥७५॥

સંસાર દુખથી પીડીત મનુષ્યો આ ગીતાના જ્ઞાનને સાંભળતાં અમૃત પામી વીષ્ણુ લોકને પામેછે. ॥ ૭૫ ॥

गीतामाश्रित्यबहवो भूभुजोजनकादयः ॥

निर्धूतकल्मषालोके गतास्तेपरमंपदं ॥७६ ॥

આ ગીતાના આશ્રય વડે કરીને જનકાદિકઘણા રાજાઓ પાપ રહીત થઇને પરમ પદ ગયાછે.॥७६॥

गीतासुनविशेषोस्ति जनेषुच्चावचेषुच ॥
ज्ञानेष्वेवसमग्रेषु समाब्रह्मस्वरूपिणी॥७७॥

ગીતામાં નિચ, ઉંચ વિશેષ નથી, આત્મા સર્વમાં સમાન છે, એ બ્રહ્મરૂપીણી છે.॥ ७७ ॥

योभ्यसूयतिगीतांच निंदांवाप्रकरोतिच ॥
प्राप्नोतिनरकंघोरं यावदाभूतसंप्लवं ॥७८॥

જે પ્રાણીઓ પૃથવીમાં પ્રસવીને ગીતાની નીંદા કરેછે તે પ્રલયપર્યંત નરકમાં નિવાસ કરેછે.

अहंकारेणमूढात्मा गीतार्थंनैवमन्यते ॥
कुंभीपाकेसपच्येत यावत्कल्पलयोभवेत्॥७९।

જે મુઢ અજ્ઞાની અહંકારથી ગીતાના અર્થ-ને માનતો નથી તે પ્રલયકાળસુધી કુંભીપાક નર-કમાં નિવાસ કરેછે. ॥७९॥

गीतार्थंवाच्यमानं योनश्रृणोतिसमीपतः ॥
श्वसूकरभवांयोनिमनेकां सोऽधिगच्छति।८०।

જ્યાં ગીતા વંચાતી હોય તેના પાસે જઇને જે સાંભળતો નથી તે વારંવાર શ્વાન અને સુવરની અનેક યોનીમાં જન્મ પામેછે. ॥ ૮૦ ॥

चौर्यंकृत्वाचगीतायाः पुस्तकंयःसमानयेत ॥
नतस्यस्यात्फलंकिंचित्पठनंचवृथाभवेत।८१।

કોઇ અજ્ઞાની મનુજ ગીતાનાં પુસ્તક ચોરી લાવીને તેના ઉપરથી પાઠ કરેછે તો તેને તેનું ફળ મળતું નથી અને તેને તેનો વૃથા પરીશ્રમ થાયછે.॥૮૧॥

यःश्रुत्वानैवगीतार्थं मोदतेपरमादरात ॥
नैवाप्नोतिफलंलोके प्रमादाच्चवृथाश्रमं॥८२॥

જે ગીતા શાસ્ત્રના અર્થને સાંભળીને અતિ આદર પુર્વક આનંદ પામતો નથી તેને તેનું ફળ મળતું નથી, કારણ કે પ્રમાદથી સર્વસ્વ વૃથા થાયછે. ॥૮૨॥

गीतांश्रुत्वाहिरण्यंच पट्टांबरप्रवेष्टनं ॥

निवेदयेच्चतद्वेष्टयप्रीतये परमात्मनः ॥८३॥

ગીતા સાંભળીને સુવર્ણયુકત પુસ્તક રેશમી વસ્ત્રમાં બાંધી પરમાત્માની પ્રીતી માટે વાંચનાર બ્રાહ્મણને અર્પણ કરવી. ॥ ८३ ॥

वाचकंपूजयेद्भक्त्या द्रव्यवस्त्राद्युपस्करैः ॥
अन्नैर्बहुविधैःप्रीत्या तुष्यतांभगवानिति॥८४॥

ભકતીભાવ યુકત્ત સાવધાન થઇને ભગવાન પ્રસન્ન થાય એવી બુદ્ધિથી દ્રવ્ય, વસ્ત્ર અને આ-ભુષણવડે કરીને કથાના કહેનાર જે ગીતાની વ્યા-ખ્યા કરનાર વ્યાસરૂપ એવા બ્રાહ્મણનું પુજન કરીને તેમને નાના પ્રકારનાં અન્ન આપવાં. ॥ ८४ ॥

माहात्म्यमेतद्गीतायाःकृष्णप्रोक्तंसनातनं ॥
गीतांतेपठतेयस्तु यथोक्तंफलमाप्नयात॥८५॥

એ પ્રકારે ગીતાનું મહાત્મ સનાતન ભગવાન જે શ્રી કૃષ્ણે કહેલું એવું તે પાઠના અંતમાં ભણે તો યથોકત કહેલાં ફળ પામે. ॥ ८५ ॥

गीतायाःपठनंकृत्वा माहात्म्यंनैवयःपठेत ॥

वृथापाठफलंतस्य श्रमएवहिकेवलं ॥८६॥

ગીતાનો પાઠ કરીને જે તેના માહાત્મ્યનો પાઠ ન કરે તો તેનો પાઠ કરવાનો શ્રમ વ્યર્થ જાય છે, એટલે પાઠનું ફળ પામતો નથી. ॥ ૮૬ ॥

एतन्माहात्म्यसंयुक्तं गीतापाठंकरोतियः

श्रद्धयायःशृणोत्येव दुर्लभांगतिमाप्नुयात।८७।

જે આ પ્રકારે મહાત્મ્ય સંયુકત ગીતાનો પાઠ કરે અથવા ભાંભળે તો તે દુર્લભ મોક્ષ પદને પામે છે. ॥ ૮૭ ॥

श्रुत्वापठित्वागीतांच माहात्म्यंयःशृणोतिवै ॥

तस्यपुण्यफलंलोके भवेद्विमनसेप्सितं॥८८॥

જે ગીતાને સાંભળીને, ભણીને માહાત્મ્યને ભણે છે, અથવા સાંભળે છે તે મન ઇચ્છીત ફળને પામેછે. ॥ ૮૮ ॥

इति श्रीमद्वाराहपुराणे सूतसौनकसंवादे श्री कृष्णप्रोक्तं श्रीमद्भगवद्गीतामाहात्म्यंसंपूर्णं॥

શ્રી ભગવદ્દગીતા માહાત્મય સમાપ્ત.

॥ श्रीकृष्णायनमः ॥

अथ

# ॥ श्री भगवद्गीता प्रारभ्यते ॥

## अध्याय १ लो.

### ॥ धृतराष्ट्र उवाच ॥

धर्मक्षेत्रेकुरुक्षेत्रे समवेतायुयुत्सवः ॥
मामकाःपांडवाश्चैव कि मकुर्वतसंजय ॥१॥

જ્યારે કુરૂક્ષેત્રમાં દુર્યોધનાદીક ધૃતરાષ્ટ્રના પુત્ર અને પાંડુ પુત્ર યુધિષ્ઠિરાદીક પોત પોતાની સૈન્યાને લઇ યુદ્ધને વાસ્તે તૈયાર થયા ત્યારે હસ્તીનાપુર-માં ધૃતરાષ્ટ્ર સંજયને પુછે છે કે હે સંજય ધર્મસ્થળ કુરૂક્ષેત્રમાં યુદ્ધની ઈચ્છાથી એકઠા થાયછે, જે મ-હારા પુત્ર અને પાંડુના પુત્ર તે ત્યાં શું પ્રારંભ કરેછે તે કહો. ॥ ૧ ॥

॥ संजय उवाच ॥

दृष्ट्वातुपांडवानीकं व्यूढंदुर्योधनस्तदा ॥
आचार्यमुपसंगंम्य राजावचनमब्रवीत्॥२॥
पश्यैतांपांडुपुत्राणां माचार्यमहतींचमू ॥
व्यूढांद्रुपदपुत्रणेतव शिष्येणधीमता ॥३॥

એ પ્રકારે ધૃતરાષ્ટ્રનાં વાકય સાંભળીને સંજય કહેછે કે હે રાજન રાજા દુર્યોધન જ્યારે વ્યુહ રચનાયુકત પાંડવની સૈન્યાને જોઇ ત્યારે દ્રોણાચાર્યની પાસે જઇ એમ કેહેવા લાગ્યો કે, હે આચાર્ય બુદ્ધીમાન ને તમારો શિષ્ય, દ્રુપદનો પુત્ર એવો ધૃષ્ટદ્યુમ્ન એણે યથાયોગ્ય સ્થાનોપર વ્યુહ રચનાયુકત પાંડુ પુત્રોની સર્વોત્તમ સૈન્યા જુઓ. ॥ ૨ ॥ ૩ ॥

अत्रशूरामहेश्वासा भीमार्जुनसमायुधि ॥
युयुधानोविराटश्च द्रुपदश्चमहारथः ॥४॥

આ સૈન્યામાં યુદ્ધ કરવામાં ભીમ અર્જુનના સમાન મોટા ધનુષધારી યુયુધાન, વિરાટ, મહારથ

અને દ્રુપદ છે. ॥ ४ ॥

धृष्टकेतुश्चेकितानः काशिराजश्चवीर्यवान् ॥
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्चनरपुंगवः ॥५॥

ધૃષ્ટકેતુ અને બળવાન કાશીરાજા તથા પુરૂ-
જીત, કુંતિભોજ અને નરોમાં શ્રેષ્ઠ એવો જે સૈબ્ય
રાજા તે પણ છે. ॥ ૫ ॥

युधामन्युश्चविक्रांत उत्तमौजाश्चवीर्यवान् ॥
सौभद्रोद्रौपदेयाश्च सर्वएवमहारथाः ॥६॥

વળી એ યુદ્ધમાં પરાક્રમી અને ઉત્તમ શ-
કિતવાળો ધીરજવાન એવો સુભદ્રાનો પુત્ર અભી
મન્યુ અને દ્રુપદાના પાંચે પુત્ર માહારથી છે. ॥ ૬॥

अस्माकंतुविशिष्टाये तान्निबोध द्विजोत्तम ॥
नायकाममसैन्यस्य संज्ञार्थंतान्ब्रवीमिते॥७॥

હે દ્વિજોત્તમ! હમારી સૈન્યાના જે શ્રેષ્ટ સૈન્યા
પતીછે તેમને જાણવા માટે તમારાથીજ કહુંછું.૭॥

भवान्भीष्मश्चकर्णश्च कृपश्चसमितिंजयः ॥

अश्वत्थामाविकर्णश्च सौमदत्तिस्तथैवच ॥८॥

હમારી સૈન્યામાંના એક તમે તો અગ્રજછો, અને ભીષ્મ, કર્ણ, સંગ્રામને જીતે એવા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ અને ભુરીશ્રવા છે. ॥૮॥

अन्येचबहवःशूरा मदर्थेत्यक्तजीविताः ॥
नानाशस्त्रप्रहरणाः सर्वेयुद्धविशारदाः ॥९॥

માહારે માટે જીવતનો ત્યાગ કર્યો છે, અને નાના પ્રકારના શસ્ત્રોથી પ્રહાર કરનાર સર્વે યુદ્ધમાં બહુ અનુભવી તેમજ કુશળ છે. ॥ ૯ ॥

अपर्याप्तंतदस्माकं बलंभीष्माभिरक्षितं ॥
पर्याप्तंत्विदमेतेषां बलंभीमाभिरक्षितं ॥१०॥

હમારી સૈન્યા ભીષ્મથી રક્ષણ થયેલીછે અને તેમનાથી અસમર્થ છે, તેમની સૈન્યા ભીમથી ર-ક્ષણ થયેલી છે તેથી બળીષ્ટ છે અર્થાત ભીષ્મ ઉભયપક્ષવાળા છે. ॥ ૧૦ ॥

अयनेषुचसर्वेषु यथाभागमवस्थिताः॥

भीष्ममेवाभिरक्षंतु भवंतःसर्वएवहि ॥११॥

માટે સર્વ મુખ્ય સ્થાન ઉપર યથાયોગ્ય વ્યુહ ભાગની રચના કરીને ઉભા રહી તમે સર્વે નિશ્ચય કરીને ભીષ્મનુંજ રક્ષણ કરો. ॥ ૧૧ ॥

तस्यसंजनयन्हर्षं कुरुवृद्धःपितामहः ॥
सिंहनादंविनद्योच्चैः शंखंदध्मौप्रतापवान् १२

એવું સાંભળીને મોટા પ્રતાપી કૌરવમાં વૃદ્ધ ભીષ્મ દુર્યોધનને હર્ષ ઉત્પન્ન કરતે સતે ઉંચા સ્વરે સીંહનાદ જેવી ગર્જના કરી શંખ વગાડયો.।૧૨।

ततःशंखाश्चभेर्यश्च पणवानकगोमुखाः ॥
सहसैवाभ्यहन्यंतस शब्दस्तुमुलोऽभवत् १३।

ત્યારે શંખ, ભેરી, તાસાં, નગારાં, અને રણસીંગાં એકજ સમયે વાગવા માંડયાં તેથી શબ્દ મહાન મીશ્રીત અને ભયાનક થયો. ॥ ૧૩ ॥

ततःश्वेतैर्हयैर्युक्ते महतिस्यंदनेस्थितौ ॥
माधवःपांडवश्चैव दिव्यौशंखौप्रदध्मतुः ।१४।

જેમાં શ્વેત ઘોડા જોડ્યા છે એવા શ્રેષ્ઠ રથમાં બેઠેલા શ્રી કૃષ્ણ અને અર્જુન સુંદિર શંખોથી નાદ કરવા લાગ્યા. ॥ ૧૪ ॥

पंचजन्यंहृषीकेशो देवदत्तंधनंजयः ॥
पौंड्रंदध्मौमहाशंखं भीमकर्मावृकोदरः॥१५॥

ત્યાં શ્રી કૃષ્ણ પંચજન્ય અને અર્જુન દેવદત્ત અને ભયાનક છે કર્મ તે જેનાં એવા વૃકોદર, તિક્ષણ, ઉદરાગ્નીવાળો ભીમ તેણે પૌંડ્ર, નામના શંખને વગાડવા માંડયો. ॥ ૧૫ ॥

अनंतविजयंराजा कुंतिपुत्रोयुधिष्ठिरः ॥
नकुलःसहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥

કુંતીનો પુત્ર યુધિષ્ટર તેતો અનંતવિજય શંખને તથા નકુળ અને સેહદેવ સુઘોષ અને મણીપુષ્પ શંખને વગાડવા મંડ્યા. ॥ ૧૬ ॥

काश्यश्चपरमेष्वासः शिखंडीचमहारथः॥
धृष्टद्युम्नोविराटश्च सात्यकिश्चापराजितः१७।

શ્રેષ્ઠ ધનુષવાળો કાશીરાજા મહારથ શિખંડી

ધૃષ્ટદ્યુમ્ન વિરાટ અને શત્રુથી ન જીતાય એવા સાત્યકીયાદવોએ પણ શંખનાદ કરવામાંડ્યો. ॥૧૭॥

द्रुपदोद्रौपदेयाश्च सर्वशःपृथिवीपते ॥
सौभद्रश्चमहाबाहुःशंखान्दध्मुःपृथक्पृथक् ॥

પૃથ્વિનાથ રાજા દ્રુપદ અને સર્વ દ્રુપદીના પુત્ર અને માહાબાહુ અભિમન્યું એ પૃથક પૃથક એટલે જુદા જુદા શંખ વગાડવા લાગ્યા. ॥ ૧૮ ॥

सघोषोधार्त्तराष्ट्रणां हृदयानिव्यदारयत् ॥
नभश्चपृथिवींचैव तुमुलोव्यनुनादयन् ॥१९॥

તેથી મીશ્રીત થયેલો મોહોટો ઘોષ થયો તે શબ્દ આકાશ પૃથ્વિમાં શબ્દાયમાન કરતો ધૃતરાષ્ટ્રના પુત્રોનું હૃદય વિદારણ કરવા લાગ્યો.॥૧૯॥

अथव्यवस्थिनान् दृष्ट्वाधार्त्तराष्ट्रान्कपिध्वजः
प्रवृत्तेशस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥
हृषिकेषंतदावाक्य मिदमाहमहीपते ॥
सेनयोरुभयोर्मध्ये रथंस्थापयमेऽच्युत ॥२१॥

હે ક્ષીતિ પતે! જ્યારે શસ્ત્રપાત પ્રવર્ત સમયમાં કપિધ્વજ અર્જુન તમારા પુત્રોને યુદ્ધ માટે ઉભા જોઇને ધનુષ ઊંચુ કરી શ્રી કૃષ્ણને કહેછે કે હે અચ્યુત! મારા રથને બંન્નો સેન્યાની મધ્યમાં સ્થાપન કરો ॥ ૨૦ ॥ ૨૧ ॥

यावदेतान्निरिक्षेऽहं योद्धुकामानवस्थितान् ॥
कैर्मयासहयोद्धव्य मास्मिन्रणसमुद्यमे ॥२२॥

હું પ્રથમ આ યુદ્ધની ઇચ્છાવાળા ઉભા થએલા સર્વેને જોઉં, કારણ કે આ રણક્ષેત્રમાં મારે કોના સાથે યુદ્ધ કરવું યોગ્ય છે ॥ ૨૨ ॥

योत्स्यमानानवेक्ष्येहं यएतेऽत्रसमागताः ॥
धार्तराष्ट्रस्यदुर्बुद्धे र्युद्धेप्रियचिकीर्षवः ॥२३॥

જે આ એટલા બધા દુર્બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્ર પુત્ર દુર્યોધનના યુદ્ધમાં પ્રીય ઇચ્છનાર અત્રે એકઠા થયાછે તો એ યુદ્ધ કરનારાઓને પ્રથમતો જોઊં ॥ ૨૩ ॥

॥ संजय उवाच ॥

एवमुक्तोहृषीकेशो गुडाकेशेनभारत ॥

सेनयोरुभयोर्मध्ये स्थापयित्वारथोत्तमं॥२४॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषांचमहीक्षितां ॥
पश्यैतान् समवेतान्कुरूनिति ॥२५॥
॥उवाच पार्थ

સંજય ધૃતરાષ્ટ્રને કહેછે કે હે ભારત અર્જુન કરીને કહ્યા એવા શ્રી કૃષ્ણ બન્ને સૈન્યાના વચમાં શ્રેષ્ટ રથ સ્થાપન કરીને ભીષ્મ દ્રોણાચાર્યની સામા અને સર્વ રાજાઓની સામે બોલેછે કે હે પાર્થ એકઠા થએલા કુરૂવંશીને જુવો. ॥ ૨૪ ॥ ૨૫ ॥

तत्राऽपश्यत्स्थितान्पार्थः पितृनथपिताम
हान्॥आचार्यान्मातुलान्भ्रातृन्पुत्रान्पौत्रा
न्सखा स्तथा ॥ श्वशूरान् सुहृदश्चैव सेन
यो रुभयो रपि॥ तान्समाक्ष्य स कातयः
सर्वान् बंधूनवस्थितान् ॥ कृपया परया
विष्टो विषीद न्निद मब्रवीत् ॥२६॥२७॥

શ્રી કૃષ્ણના કહેવા ઉપર એ રણક્ષેત્રમાં ઉભા થએલા પિતૃ (પીતા સમાન ભુરીશ્રવાદિક કાકા) પીતામહ (ભીષ્મ સોમદત્તાદીક) આચાર્ય (દ્રોણાચાર્યાદીક) મામા (શકુનિ શલ્યાદિક) ભ્રાતા [દુર્યોધનાદીક] પુત્ર [દ્રૌપદીને પાંચના થએલા પાંચ] પૌત્ર [લક્ષ્મણાદીકોના પુત્ર] તથા સખા [અશ્વત્થામા જયદ્રથાદીક] શ્વશુર [દ્રુપદાદીક] અને સુહૃદ [કૃતવર્માદિક] એમને જોવા લાગ્યા, એ બન્ને સૈન્યામાં પણ એ સર્વ બંધુઓને જોઇ અરજુન અતિ કૃપા કરીને ખેદ વ્યાપ્ત થતા બોલેછે. ॥૨૬ ॥૨૭॥

## ॥ अर्जुन उवाच ॥

**दृष्ट्वेमंस्वजनंकृष्ण युयुत्सुंसमुपस्थितं ॥**
**सीदंतिममगात्राणि मुखंचपरिशुष्यति ॥**
**वेपथुश्चशरीरेमे रोमहर्षश्चजायते॥२८॥२९॥**

અર્જુન કહેછે કે હે કૃષ્ણ યુદ્ધની ઇચ્છાવાળા ઉભેલા સ્વજનોને જોઇને માહારાં ગાત્ર શીથીળ થાય છે, મુખ સુકાયછે અને માહારા શરીરમાં કંપ અને રૂવાં ઉભાં થાયછે. ॥ ૨૮ ॥ ૨૯ ॥

गांडीवंस्त्रंसतेहस्ता त्वक्कैवपरिदह्यते ॥
नचशक्नोम्यवस्थातुं भ्रमतीवचमेमनः॥३०॥

હાથમાંથી ગાંડીવ ધનુષ પડી જાયછે, ત્વચા પણ મને બાળેછે અને ઉભા રહેવાની શકિત રહેતી નથી ને મારૂ મન ભ્રમણ કરેછે. ॥ ૩૦ ॥

निमित्तानिचपश्यामि विपरीतानिकेशव॥
नचश्रेयोनुपश्यामि हत्वास्वजनमाहवे॥३१॥

હે કેશવ! નિમીત્ત પણ વીપરીત દેખુછું અને સ્વજનને સંગ્રામમાં મારીને કલ્યાણ પણ જોતો નથી. ॥ ૩૧ ॥

नकांक्षेविजयंकृष्ण नचराज्यंसुखानिच ॥
किन्नोराज्येनगोविंद किंभोगैर्जीवितेनवा।३२।

હે કૃષ્ણ વિજયથી રાજ્યસુખને ઇચ્છતો નથી, હે ગોવીંદ મારે રાજ્યથી, ભોગથી અને જીવવાથી શું પ્રયોજન છે. ॥ ૩૨ ॥

येषामर्थेकांक्षितंनो राज्यंभोगाःसुखानिच ॥

तद्इमेवस्थितायुद्धे प्राणांस्त्यक्त्वाधनानिच३३

જેને માટે ભોગ સુખ અને રાજ્ય ઇચ્છતો હતો તે આ પ્રાણનો અને ધનનો ત્યાગ કરી યુદ્ધમાં ઉભા છે. ॥ ૩૩ ॥

आचार्याःपितरःपुत्रा स्तथैवचापितामहाः ॥
मातुलाःश्वशुराःपौत्राः श्यालाःसंबंधिनस्तथा

આ સર્વ મારા આચાર્ય, પિતાતુલ્ય કાકા, પુત્ર તેમજ પિતામહ મામા, સસરા, અને પોતાના સાલા વિગરે સંબંધીઓ ઉભા છે. ॥ ૩૪ ॥

एतान्नहंतुमिच्छामि घ्नतोऽपिमधुसूदन ॥
अपित्रैलोक्यराज्यस्य हेतोःकिंनुमहीकृते३५।

હે મધુસુદન! ત્રેણે લોકના રાજ્ય માટે મને એ મારતા હોય તોપણ તેમને મારવાની ઇચ્છા હું કરતો નથી તો પૃથ્વીને માટે શું મારીશ ॥ ૩૫ ॥

निहत्यधार्त्तराष्ट्रान्नः काप्रीतिःस्याज्जनार्दन॥
पापमेवाश्रयेदस्मान्हत्वै तानाततायिनः।३६।

હે જનાર્દન ધૃતરાષ્ટ્રના પુત્રોને મારીને શું અમને પ્રસન્નતા થશે? આતતાથી છ દોષ વાળાને મારીને હમને પાપજ લાગશે. ॥ ૩૬ ॥

तस्मान्नार्हावयंहंतुं धार्त्तराष्ट्रान्स्वबांधवान् ॥
स्वजनंहिकथंहत्वासुखिनःस्याममाधव ।३७।

જેનાથી એમને મારવાનું પાપ થશે તેનાથી હમારા બંધુ ધૃતરાષ્ટ્રના પુત્રોને મારવાને હું યોગ્ય નથી, હે માધવ! નિશ્ચયથી કહુંછું કે સ્વજનને મારીને શી રીતે સુખી થઇશ. ॥ ૩૭ ॥

यद्यप्येतेनपश्यंति लोभोपहतचेतसः ॥
कुलक्षयकृतंदोषं मित्रदोहेचपातकं॥
कथंनज्ञेयमस्माभिः पापादस्मान्निंवर्त्तितुं ॥
कुलक्षयकृतंदोषं प्रपश्यद्भिर्जनार्दन॥३८॥३९

હે જનાર્દન લોભેકરીને ભ્રષ્ટ ચિત્તવાળા દુર્યોધનાદીક કુળક્ષય કરવાના દોષને અને મીત્ર દ્રોહના પાપને નથી જોતા, નથી જાણતા તોપણ કુળ ક્ષયકૃત દોષને જુએછે, અમે આ પાપથી નીવૃત

થવા માટે કેમ ન જાણીએ? જાણવું જોઇએજ.
॥ ૩૮ ॥ ૩૯ ॥

कुलक्षयेप्रणश्यंति कुलधर्माःसनातनाः ॥
धर्मेनष्टेकुलंकृत्स्न मधर्मोऽभिभवत्युत ॥४०॥

કુળનો નાશ થવાથી સનાતનધર્મ કુળના જે ધર્મ નાશપામેછે અને ધર્મનાશથી સર્વ કુળને અધર્મ જીતી લેછે એટલે કુળને અપ્રતિષ્ઠિત કરી નાંખેછે ॥૪૦॥

अधर्माऽभिभवात्कृष्ण प्रदुष्यंतिकुलस्त्रियः ॥
स्त्रीषुदुष्टासुवार्ष्णेय जायतेवर्णसंकरः ॥४१॥

હે કૃષ્ણ અધર્મે કરીને કુળની અપ્રતિષ્ઠા થવાથી કુળની સ્ત્રીઓ દુષ્ટ થશે, હે વૃષ્ણીવંશોદ્ભવ! તે દુષ્ટ સ્ત્રીઓમાં વર્ણસંકર પુત્રો ઉત્પંન થશે.॥૪૧॥

संकरोनरकायैव कुलघ्नानांकुलस्यच॥
पतंतिपितरोह्येषां लुप्तोपिंडोदकक्रियाः॥४२॥

જેનાથી જેના પીતૃપીંડ ઉદકક્રીયાવિના સં

સારમાં પડેછે એથી કુલઘાતીના કુળને એ વર્ણસં-
કર નરક પ્રાપ્તીને માટે ઉત્પંન થાયછે ॥ ૪૨ ॥

दोषैरेतैःकुलघ्नानां वर्णसंकरकारकैः ॥
उत्साद्यंतेजातिधर्माःकुलधर्माश्चशाश्वताः ४३

જે કુલઘાતી છે તેમને જે વર્ણસંકર કારક
દોષે કરી જાતીધર્મ અને સનાતન કુળધર્મ નાશ
થાય છે. ॥ ૪૩ ॥

उत्सन्नकुलधर्माणां मनुष्याणांजनार्दन ॥
नरके नियतंवासो भवतीत्यनसुश्रुम ॥४४॥

હે જનાર્દન જેનું કુળ નાશ થયું તે માણસોને
અવશ્ય નરક વાસ થાયછે હેવું સાંભળીએછીએ.૪૪

अहोबतमहत्पापं कर्त्तुंव्यवसितावयं ॥
यद्राज्यसुखलोभेन हंतुंस्वजनमुद्यताः ॥४५॥

અહો કષ્ટ! અમે મોટુ પાપ કરવાનો નિશ્ચય
કર્યો છે તે રાજયસુખ લોભેકરીને સ્વજનોને માર-
વાનો ઉદ્યોગ કર્યો છે. ॥ ૪૫ ॥

यदिमामप्रतीकारम शस्त्रंशस्त्रपाणयः ॥

धार्त्तराष्ट्रारणेहन्युस्तन्मे क्षेमतरंभवेत ॥४६॥

હાથમાં શસ્ત્ર લીધેલા એવા ધૃતરાષ્ટ્રના પુત્ર અશસ્ત્રને અપ્રતિકારને એટલે હું બદલો નથી લેતો એવા મને રણમાં મારશે તે અતિકલ્યાણ કારક છે. ॥ ૪૬ ॥

## ॥ संजय उवाच ॥

एवमुक्त्वाऽर्जुनःसंख्ये रथोपस्थउपाविशत्॥
विसृज्यसशरंचापं शोकसंविग्नमानसः॥४७॥

ધૃતરાષ્ટ્રને સંજય કહેછે કે સંગ્રામમાં અર્જુન એવું કહી બાણસહીત ધનુષ્ય નાંખીને શોક વ્યાકુળ થએલો પછાડી જઈ રથમાં બેસી રહયો.૪૭॥

इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायांयोगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादे अर्जुनविषादयोगोनामप्रथमोऽध्यायः ॥१॥

અધ્યાય પેહેલો સમાપ્ત.

---

# अध्याय २ जो.

## ॥ संजय उवाच ॥

तंतथाकृपयाविष्ट मश्रुपूर्णाकुलक्षणं ॥
विषीदंतामिदंवाक्य मुवाचमधूसुदनः ॥१॥

ધૃતરાષ્ટ્રને સંજય કહેછે કે—પહેલા અધ્યાયમાં કરૂણાવાકય કહ્યાં તેવાંજ કૃપાકરીને પુર્ણ વ્યાપ્ત આંસુએ કરીને નેત્ર વ્યાકુળ વિષાદયુકત એવા અર્જુનથી શ્રી ભગવાન બોલેછે. ૧

कुतस्त्वाकश्मलमिदं विषमेसमुपस्थितं ॥
अनार्यजुष्टमस्वर्ग्य मकीर्त्तिकरमर्जुन ॥२॥

શ્રી ભગવાન કહેછે કે, હે અર્જુન આ અનાડી મુખને શેવવા યોગ્ય નરકમાં લઇ જનાર અને અપકીર્તિ કરવાવાળો આ મોહ તમને વિષમસ્થાનમાં કેવી રીતે પ્રાપ્ત થયો. ૨

क्लैब्यंमास्मगमः पार्थनैतत्त्वय्युपपद्यते ॥
क्षुद्रंहृदयद्रौर्बल्यं त्यक्त्वोत्तिष्ठपरंतप ॥३॥

હે પૃથાના પુત્ર તમે કાયરતાને ન ગૃહણ કરો તમને તે યોગ્ય નથી, હે પરંતપ તુચ્છ -હૃદયને દુર્બળકારક કાયરતાને છોડીને ઉભા રહો. ૩

॥ अर्जुन उवाच ॥

कथंभीष्ममहंसंख्ये द्रोणंचमधुसूदन ॥
इषुभिःप्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

એવાં કૃષ્ણનાં વચન સાંભળીને અર્જુન બોલ્યા કે હે મધુસુદન હું સંગ્રામમાં ભીષ્મ દ્રોણાચાર્યથી બાણવડે શી રીતે યુદ્ધ કરૂં, હે અરીસુદન તે પુજાને યોગ્યછે હવે ભીષ્મઆદીક પુજાને યોગ્ય તેમને બાણ પ્રહાર કેમ કરાવો છો. ૪

गुरू नहत्वा हिमहानुभावां च्छ्रेयो भोक्तुं भैक्ष्यमपी हलोके ॥ हत्वार्थकामां स्तुगुरू निहैवभुजीय भोगान् रुधिरप्रादिग्धान् ॥५॥

આ લોકમાં અતિ ઉત્તમ પ્રભાવવાળા ગુરૂને માર્યાવિના ભીક્ષા અન્ન પણ ખાવાથી કલ્યાણ જાણો અને દ્રવ્ય કામના જેનેછે એવા ગુરૂને મારી જે ભો-

ગો લોહીથી તૃપ્ત એવા ભોગ વિષય ભોગવીશ. ૫

न चैत द्विद्मः कतर न्नोगरीयो यद्वा जयेम यदिवानो जयेयुः ॥ या नेव हत्वा नजिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्त्तराष्ट्राः॥६॥

એમ પણ જાણતા નથી કે હમારામાં કોણ બળવાનછે નથી જાણતા કે હમે જીતીશું વા તે હમને જીતશે. જેમને મારીને અમે જીવવું ઇચ્છતા નથી. ધૃતરાષ્ટ્રના પુત્ર સામાજ ઉભાછે. ૬

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ॥ यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि त न्मेशिष्य स्ते ऽहं शाधिमांत्वांप्रपन्नं॥७॥

કારપણ્યદોશ એછેકે અમે એમને મારીને કેમ જીવીશું અને કુળક્ષયનો જે દોશ એ કારપણ્ય અને કુળક્ષય દોશથી મારો ક્ષત્રીસ્વભાવ નાશ થયો છે એજ ધર્મમાં મારૂં ચિત્ત વિસ્મય થયું છે. જેમ કે ક્ષત્રી પણે ધર્મયુદ્ધ વા ભીક્ષાન્ન ભોજન એ બે કોણ કલ્યાણ કારક છે મારૂં ચિત્ત વિસ્મયછે એવો

તમારો શિષ્ય આપને પુછેછે કે માહારે વાસ્તે નિ-
શ્ચય કલ્યાણદાયક તે કહો હું તમારે શરણે આવ્યો
છું માટે મને શિખવો. ૭

**नहि प्रपश्यामि ममा पनुद्या द्य च्छोक मुच्छोषण मिंद्रियाणां ॥ अवाप्य भूमा वसपत्न मृद्धं राज्यं सुराणा मपि चा धिपत्यं ॥ ८ ॥**

અરેરેરે બહુ અનર્થછે કે પૃથિવમાં શત્રુ રહીત સંપાદાયુકત રાજ્યનો અને દેવતાનું પણ અધી-
પતીપણું પામીને મારી ઇંદ્રીયોને સુખ આપનાર
શોકને દુર કરે તેમને જોતો નથી. ૮

**॥ संजय उवाच ॥**

**एवमुक्त्वा हृषीकेशंगुडाकेशःपरंतपः ॥ नयोत्स्यइतिगोविंदमुक्त्वातूष्णींबभूवह ।९।**

સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહેછે કે શત્રુને સંતાપ
કરનાર તથા ગુડા જે નિદ્રા તેને જીતવામાં સમર્થ

એવો અર્જુન યુદ્ધશીકેશ શ્રીકૃષ્ણને એવું કહ્યું કે,
ફરી યુદ્ધ નહી કરૂં એમ ગોવીંદને કહી મૌન થયો.૭

**तमुवाचहृषीकेशः प्रहसन्निवभारत ॥**
**सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदंवचः ॥१०॥**

હે ભરતવંશ ઉત્પન્ન ધૃતરાષ્ટ્ર બંને સૈન્યોની મધ્યમાં યુદ્ધના ઉત્સાહને ત્યાગી શોક કરનાર એવા જે અર્જુન તેની સાથે હસતા થકા શ્રીકૃષ્ણજી બોલતા હવા ॥૧૦॥

**॥ श्रीभगवानुवाच ॥**

**अशोच्यानन्वशोचस्त्वंप्रज्ञावादांश्चभाषसे॥**
**गतासूनगतासूंश्चनाऽनुशोचंतिपंडिताः॥११॥**

શ્રી કૃષ્ણે સ્વગત નિશ્ચયકર્યો કે એને ધર્મ અ ધર્મનું જ્ઞાન નથી, એ ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ જાણી રહ્યોછે પરંતુ ધર્મને જાણવા ઇચ્છે છે તો મોહ નાશ થયા શિવાય શીરીતે જાણશે, તે મોહ આત્મદર્શન વિના નષ્ટ થાય નહિં, જ્ઞાન વિના આત્મદર્શન થવાનું નથી, તે જ્ઞાન નિષ્કામ

કર્મ વિના થવાનું નથી, તે અધ્યાત્મ જે આત્માનાત્મ વિવેક ઉપદેશ એટલે જીવ અને શરીરનો વિવેક તેનો ઉપદેશ થયા વગર નિષ્કામ કર્મ થઇ શકતું નથી, એર્થી અધ્યાત્મ શાસ્ત્ર ઉપદેશ કરૂં એમ વિચારી ઉપદેશ કરવા લાગ્યા. "અસોચ્ય" આ શ્લોકથી આરંભી અરાડમા અધ્યાયના છાસઠમા શ્લોકમાં "માશુચ" એ જે વાક્ય છે તે પર્યંત ગીતા ઉપદેશ છે ત્યાં ભગવાન કહેછે કે હે અર્જુન તમે જે શોચ કરવાને યોગ્ય નહિં તે શોચ કરોછો, અને પજ્ઞાવાદ એટલે પંડીતાઇ સરખી વાત કહોછો કે હમારા પીત્રીયોને શ્રાદ્ધ તર્પણ નહીં થવાર્થી એ બધા નર્કમાં પડશે. તે સ્વર્ગ પ્રાપ્તી અને પડવું તે શ્રાદ્ધાદિક હોવાને તથા ન હોવાને સ્વાધિન નથી તે તો આપણાં કરેલાં પુન્યપાપને સ્વાધીનછે "ક્ષિણેપુણ્યે મૃત્યુલોકે વસંતી" એટલે પુણ્યનો ક્ષય થવાથી મૃત્યુલોકમાં વસેછે એ પ્રમાણથી તે પુણ્યપાપ દેહ સાથે આત્માને સ્વાધીન છે, કેવળ દેહને સ્વાધિન નથી. પુત્રાદિકોએ કરેલા શ્રાદ્ધનું પણ પુણ્ય પ્રાપ્ત થાયછે. કારણ કે પુત્રાદિક સ્વદેહ આત્મ સંબંધી

છે તથાપી શ્રાદ્ધ ન થવાથી સ્વર્ગથી પડવું કોઇ
કાળમાં થવાનું નહિં એટલા માટે ગતાસૂ, જે આ
શરીર નિત્ય નાશ ધર્મીછે અને અગતાસૂ જે જીવ
તે નિત્ય અમર એકરસ છે તેથી "નાસતો વિદ્યતે
ભાવો" ઇતિ. એ પ્રમાણથી પંડિતજન એનો શોચ
કરતા નથી માટે તમારે શોચ કરવો એ અયોગ્યછે.
પોતાના કર્મમાં રહીને સ્પૃષ્ટ જે મોક્ષ તેને પ્રાપ્ત
થાયછે એ પ્રમાણથી પણ સ્વધર્મ જે યુદ્ધ એજ
કલ્યાણકારક છે. ॥૧૧॥

नत्वेवाहंजातुनासं नत्वंनेमेजनाधिपाः ॥
नचैवनभविष्यामः सर्वेवयमतःपरम् ॥१२॥

શ્રીકૃષ્ણ કહેછે કે હે અર્જુન જે આત્મા એ-
ટલે જીવાત્મા અને પરમાત્મા જે પરમેશ્વરછે તેમનો
સ્વભાવ સાંભળો-તે એમ કે અહં સર્વેશ્વર આ
સમયને લઇ પ્રથમ અનાદીકાળમાં શું નહોતો ?
કેમકે નિશ્ચયપૂર્વક હતો, જેવો હું હતો તેમજ તું પણ
છેજ અને એ સર્વ રાજા નહોતા અર્થાત એ પણ
હતા. આ કાળથી લઇ અગાડી હું તું અને આ

સર્વે નહી થઇએ. અર્થાત થઇશું—એથી આત્મા નિત્યછે તેથી શોચ કરવો વૃથાછે તથા અહીં હું તું અને એ સૌ કહેવાથી એ સિદ્ધ થયું કે જીવાત્મા અને પર્માત્મા જુદા જુદાછે અને દ્વૈયક્‌પણુંજ સત્યછે એટલા માટે શ્રીકૃષ્ણે ઉપદેશ કર્યો. કેમકે અજ્ઞાન મોહિત અર્જુનને મિથ્યા ઉપદેશ કરનારજ નહિં આ પૃથક્‌પણા વિશે શ્રુતિનું પણ પ્રમાણછેઃ—

**नित्योनित्यानांचेतनश्चेतनानामेकोबहूनां योविदधातिकामानिति** જો એક નિત્ય ચેતન પર્માત્માછે તે બહુ નિત્ય ચેતન જીવોની કામનાને પરીપૂર્ણ કરેછે. જો કોઇ કહે કે આ ભેદ અજ્ઞાનકૃત છે તો તેમને કહેવું કે જો પરમાર્થ દ્રષ્ટીના અધિષ્ટાતા અને આત્મયાથાત્મથી સદા અજ્ઞાનરહિત નિત્ય સ્વરૂપ પરમપુરૂષ શ્રીકૃષ્ણમાં અજ્ઞાન કૃતભેદ દર્શનકાર્ય થવાના નહિં તોપણ કોઈકૃષ્ણને અજ્ઞ કહે તો તેમની ઉપદેશ કરેલી ગીતા અપ્રમાણ થાયછે તે બળેલાં વસ્ત્ર તુલ્ય બંધનકારક નથી ત્યારે કહેવું કે મૃગતૃષ્ણા નિરાકૃત જાણીને ફરી એમાં જળ લેવા નહિં જાય ને કદાપિ જાય તો તે મૂર્ખછે એવી

રીતે મિથ્યાભેદનો ઉપદેશ આપ્યો તો આ ગીતાનું પણ પ્રમાણ માનવું ન જોઈએ. બીજું એછે કે ભેદ વગર ઉપદેશ પણ થઈ શકતો નથી તથા પરમાત્મામાં એમ પણ થવાનું નહિં કે પેહેલા અજ્ઞાની હતા. શાસ્ત્ર અધ્યયનથી જ્ઞાનિ થયા જેને શાસ્ત્રથી જ્ઞાન થાય છે તેને કોઇ સમયમાં જ્ઞાન પણ થાય છે તે નિત્ય જ્ઞાન સ્વરૂપ શ્રીકૃષ્ણમાં આ પણ સંભવતું નથી અહિં શ્રુતિ પ્રમાણ છે તે એવું કેઃ—

**यःसर्वज्ञःसर्ववित् ॥ पराऽस्यशक्तिर्विविधैवश्रूयतेस्वाभाविकीज्ञानबलक्रियाच ॥ तथा॥ वेदाहंसमतीतानि वर्तमानानिचार्जुन॥भविष्याणिचभूतानिमांतुवेदनकश्चन॥**

ઇત્યાદિ પ્રમાણથી ભેદજ સિદ્ધ થાય છે ભેદ વગર ઉપદેશ કોને કરે, ત્યાં કોઇ કહેછે કે અર્જુન કૃષ્ણનું પ્રતિબીંબ છે તે પોતાને પોતેજ ઉપદેશ કરેછે ત્યાં કહેવું કે દરપણ જલ ઇત્યાદીમાં પોતાના પ્રતિબીંબને જોઇને જે વાતો કરે તે ઉન્મત્ત

એટલે ચિત્તભ્રષ્ટ થાયછે તેનાં વાક્ય પણ અપ્રમાણ છે જેને અભેદજ્ઞાન છે તેને ઉપદેશ બનતોજ નથી કેમકે ન કોઇ તેના ગુરૂછે ન શિષ્યછે એથી એ સીદ્ધ થયું કે પરમાત્મા જીવ તે જુદા છે. ॥૧૨॥

देहिनोऽस्मिन्यथा देहेकौमारंयौवनंजरा ॥
तथादेहांतरप्राप्ति र्धीरस्तत्रनमुह्यति ॥१३॥

જેમ આ દેહમાં જીવની કુમાર અવસ્થા, યુવા અવસ્થા અને જરા અવસ્થા જેમ બદલાય છે તેવાજ પ્રકારે દેહાંતરની પ્રાપ્તી પણ થાયછે તેમાં ધીર એટલે જ્ઞાની પુરૂષ મોહને પામતા નથી.

मात्रास्पर्शास्तुकौंतेय शीतोष्णसुखदुःखदाः॥
आगमापायिनोऽनित्या ॥
स्तांस्तितिक्षस्वभारता ॥१४॥

હે કુન્તિપુત્ર! માત્ર જે ઈંદ્રિયો તેમના સ્પર્શ જે શબ્દ સ્પર્શ રૂપરસ અને ગંધ એ ટાઢું ઉનું કોમળ કઠોર ટાઢ તડકો શસ્ત્રપ્રહારાદિક અને સં-

યોગ વિયોગાદીક દુઃખને આપવાવાળો અનિત્ય આગમાપાયી એટલે આવે છે અને જાય છે; હે ભારત ! તું ભરતવંશીછે એમને સહન કરો ॥૧૪॥

**यंहिनव्यथयं त्येतेपुरुषंपुरुषर्षभ ॥**
**समदुःखसुखंधीरंसो ऽमृतत्वायकल्पते॥१५॥**

હે પુરૂષર્ષભ ! સુખ ને દુઃખ જેને સમછે એવા જે જ્ઞાની પુરૂષ તેમણે એ પ્રમાણે (સહન કરવું) નિશ્ચયથી તે પીડા કરતા નથી ને પુરૂષ મોક્ષ થ-વાને સમર્થ થાયછે ॥૧૫॥

**नाऽसतोविद्यतेभावो नाऽभावोविद्यतेसतः ॥**
**उभयोरपिदृष्टोंऽत स्त्वनयोस्तत्वदर्शिभिः१६।**

પુર્વે ગતાશુન ઇત્યાદિ આ વાક્યે કરીને આત્માના સ્વભાવિક નિત્યપણું અને શરીરનો નાશ સમજીને શોક ન કરવો કહયો તેને હવે નાસ્તે ઇત્યાદિથી સ્પૃષ્ટિક દ્રઢ કરીને કહેછે કે અસત જે નાશવાન છે તેની સ્થિરતા થતી નથી અને જે સત અવિનાશી છે તેનો નાશ નથી થતો. તત્વદ-ર્શિ લોકોએ આ બંનેના પણ સિદ્ધાંત જોયાછે તેજ

આગળના શ્લોક કહી સ્ફુટતા કહેશે. ॥૧૬॥

अविनाशितुतद्विद्धि येनसर्वमिदंततं ॥
विनाशमव्ययस्यऽस्य नकश्चित्कर्त्तुमर्हति॰ १७

જે આત્મતત્વ કરીને આ સર્વ અચેતન તત્વ વ્યાપ્ત છે તેને તો અવિનાશી જાણ. આ અવિનાશીનો વિનાશ કરવા કોઈ સમર્થ નથી ॥૧૭॥

अंतवंतइमेदेहा नित्यस्योक्ताःशरीरिणः ॥
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धस्वभारत ॥

જે આ જીવ અવિનાશી છે તથા અપ્રમેય છે, એટલે એટલોજ છે એમ કહેવામાં આવતો નથી તથા નિત્યછે એટલે નિરંતર એક સરખોછે. એવા જીવના દેહ નાશવંત કહ્યાછે માટે હે અર્જુન યુદ્ધ કરો ॥૧૮॥

यएनंवेत्तिहंतारं यश्चैनंमन्यतेहतं ॥
उभौतौनविजानीतो नायंहंतिनहंन्यते।१९॥

જો કોઇ આત્માને મારવાવાળો જાણે છે અને પોતાનું મરવું બીજાથી માનેછે તો એ બેજણ

જાણતા નથી એ કોઇનાથી મરતો નથી અને કોઇને મારતો નથી. ॥૧૯॥

**नजायतेम्रियतेवा कदाचिन्नायंभूत्वा भवितावानभूयः ॥ अजोनित्यःशाश्व तोऽयंपुराणोनहन्यते हन्यमानेशरीरे॥२०॥**

આ આત્મા કોઇ કાળમાં જન્મતો નથી અને મરતો પણ નથી કારણ અજન્મા છે નિત્ય સર્વ કાળમાં પુરાણ એટલે પુર્વે હતા તે કાળમાં છે નવા થયા નથી અને ફરી થવાના નથી. શરીર ઉપર મારવાથી મરતા નથી. ॥૨૦॥

**वेदाऽविनाशिनंनित्यं यएनमजमव्ययं ॥ कथंसपुरुषःपार्थ कं घातयातिहंतिकम्॥२१॥**

જે આ આત્માને અજન્મા અક્ષય નિત્ય અવિનાશી જાણે છે ત્યારે તે પુરૂષ કેવા પ્રકારે કોઇને મરાવે છે અને કેવે પ્રકારે કોઇને મારેછે. ॥૨૧॥

**वासांसिजीर्णानियथा विहाय नवानि गृ ह्णातिनरोऽपराणि॥ तथा शरीराणि विहा**

य जीर्णा न्यन्यानि संयाति नवानि देही २२

અદ્યાપી શરીર નાશ થવાથી આત્માનો નાશ નથી તોપણ સરીર વિયોગનું જે દુઃખ થાય છે એવો આશય અર્જુનનો જાણીને ભગવાન કહેવા લાગ્યા કે, જેમ મનુષ્ય જુનાં વસ્ત્રો ત્યાગીને નવાંને ગૃહણ કરે છે તેમ જીવ જુના શરીરને છોડી બીજા નવા શરીરને પ્રાપ્ત થાય છે. ॥૨૨॥

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ॥
नचैनं क्लेदयंत्यापो नशोषयति मारुतः ॥२३॥

સર્વ શસ્ત્ર પણ આત્માને છેદન અથવા કાપી શકતો નથી, અગ્ની બાળી શકતો નથી; જલથી ફોગાતો નથી અને પવનથી સુકાતો નથી. ॥૨૩॥

अच्छेद्योऽयमदाह्यो ऽयमक्लेद्योऽशोष्यएवच ॥
नित्यःसर्वगतःस्थाणुरचलोऽयंसनातनः॥२४॥

આ આત્મા છેદવાને, બાળવાને, ફોગાવવાને, સુકવવાને યોગ્ય નથી એ નિત્ય સર્વ પ્રકારના શરીરોમાં જાણનાર સ્થીર સ્વભાવ અચળ ને સનાતન છે. ॥૨૪॥

अव्यक्तोऽयमचिंत्योऽयम विकार्योऽयमुच्यते॥
तस्मादेवंविदित्वै नंनानुशोचितुमर्हसि ॥
अथचैनंनित्यजातं नित्यंवान्मयसेमृतं ॥
तथापित्वंमहाबाहोनैनं शोचितुमर्हसि२५२६

આ અતિ સૂક્ષ્મતાથી અપ્રસીધ્ધ છે એ વિચારમાં પણ આવતો નથી, આ વિકારરહીત કહયો છે તેથી અને એવો જાણીને શોચ્ય કરવા યોગ્ય નથી જો કે આત્મા નિત્ય જન્મ્યો, અને નિત્ય મર્યો જાણશો તોપણ હે મહાભુજ અર્જુન એ આત્માને શોચ કરવા યોગ્ય નથી. ૨૫-૨૬

जातस्याहिध्रुवोमृत्यु ध्रुवंजन्ममृतस्यच ॥
तस्मादपरिहार्येर्थेनत्वं शोचितुमर्हसि॥२७॥

જેથી જન્મ્યાનું મૃત્યુ નિશ્ચયછે અને મર્યાનું જન્મ નિશ્ચય છે તેથી આ નિરઉપાય પરીણામમાં તું શોચ કરવાને યોગ્ય નથી. ॥૨૭॥

अव्यक्तादीनिभूतानि व्यक्तमध्यानिभारत॥

**अव्यक्तनिधनान्येव तत्रकापरिदेवना ॥२८॥**

હે અર્જુન મનુષ્યાદીક ભુતપ્રાણી જન્મના આદી પ્રગટ નહોતા જન્મના પછી અને મરણના આદી મધ્ય અવસ્થામાં પ્રગટ દેખાય છે મરી ગયા પછી પણ નથી દેખાતો એવો નીશ્ચય છે ત્યાં શોક શું છે. ॥૨૮॥

**आश्चर्यवत्पश्यति कश्चिदेन माश्चर्यव द्वदाति तथैव चान्यः ॥ आश्चर्यव श्च न मान्यः शृणोति श्रुत्वाप्येनंवेद न चैव काश्चित् ॥२९॥**

એ પ્રકારે દેહ આત્મવાદમાં શોકનો પરીહાર કર્યો, હવે કહે છે કે દેહથી જુદો આત્મામાં દ્રષ્ટા શ્રોતાવક્તા અને જ્ઞાતા પણ દુર્લભ છે. પ્રથમ કહેલાં લક્ષણે કરીને યુકત આત્મા સર્વથી વિલક્ષણ છે ત્યાં કોઈ તપસ્વી પુણ્યવાન આ આત્માને આશ્ચર્યની પેઠે દેખે છે અને તેવોજ કોઇ આશ્ચર્યની પેઠે કેહે છે. તેવીજ રીતે બીજા પુરૂષો આશ્ચર્ય તુલ્ય

સાંભળે છે અને કોઇ પુરૂષ આત્માને સાંભળી પણ શકતો નથી. ॥૨૯॥

देहीनित्यमवध्योऽयं देहेसर्वस्यभारत ॥
तस्मात्सर्वाणिभूतानिनत्वं शोचितुमर्हसि३०

હે અર્જુનસર્વના દેહમાં આત્મા નિત્ય અબધ્ય છે તેથી તમે સર્વે પ્રાણીઓને શોચવા યોગ્ય નથી. ॥૩૦॥

स्वधर्ममपिचावेक्ष्य नाविकंपितुमर्हसि ॥
धर्म्याद्धियुद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्यनविद्यते॥

સ્વધર્મ જાણીને દયા કરવા યોગ્ય નથી કેમકે ક્ષત્રીયનો ધર્મ યુદ્ધથી બીજો કલ્યાણ કારક નથી યુદ્ધ એજ કલ્યાણ છે. ॥૩૧॥

यदृच्छयाचोपपन्नंस्वर्गद्वारमपावृतं ॥
सुखिनःक्षत्रियाःपार्थलभंतेयुद्धमीदृशम्॥३२॥

હે પૃથાપુત્ર અર્જુન તમને ઉઘડેલુ સ્વર્ગનું દ્વાર પ્રાપ્ત થયું. પુણ્યવાન ક્ષત્રીય લોકો એ દ્વાર પામે છે. ॥૩૨॥

अथचेत्त्वमिमंधर्मंसंग्रामंनकरिष्यसि ॥
ततःस्वधर्मंकीर्त्तिचांहित्वापापमवाप्स्यसि॥
अकीर्त्तिचापिभूतानिकथयिष्यंतितेऽव्ययां ॥
संभावितस्यचाऽकीर्त्तिर्मरणादतिरिच्यते ३४

જો કદાચીત તમે આ ધર્મરૂપ સંગ્રામ નહીં કરોતો તેથી સ્વધર્મ અને કીર્તિ છોડી પાપને પ્રાપ્ત થશો, અને તમારી નિરંતર અપકીર્તિ કહેશે તે અપકીર્તિ મરણથી પણ અધીકછે. ॥૩૩॥ ॥૩૪॥

भयाद्रणादुपरतं मंस्यंतेत्वांमहारथाः ॥
येषांचत्वंबहुमतो भूत्वायास्यासिलाघवं ॥
अवाच्यवादांश्चबहून्वदिष्यंतितवाहिताः
निंदंतस्तवसामर्थ्यं ततोदुःखतरंनुकिम्।३६।

શ્રી કૃષ્ણે અર્જુનનો અભીપ્રાય જાણી, જો, હું ભાઇઓનો સ્નેહ અને દયાથી યુદ્ધ નહી ક- રૂંતો મારી અકીર્તિ શી રીતે થશે, એમ જાણીને બોલ્યા કે હે અરજુન આ જે કર્ણ, દુર્યોધનાદીક

માહારથીયોમાં તમારૂં શુરત્વ શત્રુમાન્ય હતું. હવે યુદ્ધ ન કરવાથી નિંદીત થશો.તે માહાશત્રુ માનશે કે તમે ભયથી યુદ્ધ ન કર્યું માટે તેજ તમારા શત્રુ તમારા સામર્થને નિંદી બહુ દુર્વાકય બોલશે, એટલે અર્જુન કાયરછે અને શોભા માટે શસ્ત્ર બાંધે છે એમ કહેશે જેમકે સ્ત્રી આભુશણમાં સર્પ સિંહાદીક જોઇને પ્યારથી ધારણ કરેછે પણ સાક્ષાત જોઇને પ્રાણ લઇ નાસે છે તેમ તારી નીંદા કરશે, એથી વીશેષ અને મોટું દુઃખ કયું છે તે કહે. ॥૩૫॥ ॥૩૬॥

हतोवाप्राप्स्यसिस्वर्गंजित्वावामोक्ष्यसेमहीं॥
तस्मादुत्तिष्ठकौंतेय युद्धायकृतनिश्चयः॥३७॥

એવી નીંદા સાંભળવાથી રણમાં મરવું એજ શ્રેષ્ટ છે એમ કહ્યું છે. હે કુન્તિપુત્ર જો રણમાં શત્રુના પ્રહારથી નાશ થશો તો સ્વર્ગ પ્રાપ્તી થશે. જો જીતશો તો પૃથિવને ભોગવશો. તેથી યુદ્ધનો નિશ્ચય કરીને ઉઠો. ॥૩૭॥

सुखदुःखेसमेकृत्वालाभालाभौजयाजयौ ॥

नतोयुद्धाययुज्यस्व नैवं पापमवाप्स्यसि ।३८

સુખ દુઃખને સમાન કરીને તથા લાભાલાભ જીત, હાર એ સર્વેને સમાન જાણીને યુદ્ધ માટે યુકત થાવ. તેથી પાપ નહી થાય. ॥૩૮॥

एषांतेऽभिहितासांख्येबुद्धियोंगेत्विमांशृणु॥
बुद्धयायुक्तोययापार्थकर्मबंधंप्रहास्यसि॥३९॥

શ્રી કૃષ્ણભગવાને આત્મસ્વરૂપ બતાવ્યું અને આત્મ સ્વરૂપ જ્ઞાનપુર્વક મોક્ષ સાધન કહે છે કે, હે પૃથાપુત્ર આ બુદ્ધિ તમને મેં સાંખ્ય જે આત્મા દેહના વિવેકની કહી. હવે એને યોગમાં એટલે કર્મયોગમાં સાંભળો જે બુદ્ધીથી યુકત કરી કર્મબંધ સંસાર દુઃખને છોડશો. ॥૩૯॥

नेहाभिक्रमनाशोस्तिप्रत्यवायोनाविद्यते ॥
स्वल्पमप्यस्यधर्मस्यत्रायतेमहतोभयात् ४०

જે હવે હું જ્ઞાનયુકત કર્મયોગ કહીશ (તેનું માહાત્મ્ય કહે છે.) આ જ્ઞાનયુકત કર્મયોગમાં એટલે નિષ્કામ કર્મયોગમાં પ્રારંભનો પણ નાશ નથી; એટલે પ્રારંભ થઇ સમાપ્ત ન થાય તોપણ નાશ નથી

એનાથી છુટવાને પણ થતો નથી. એ નિષ્કામ ક-
ર્મના કિંચિત માત્રથી પણ જન્મ મરણ રૂપ મોટા
ભયથી રક્ષણ કરે છે. ॥૪૦॥

**व्यवसायात्मिकाबुद्धिरेकेहकुरुनंदन ॥**

**बहुशाखाह्यनंताश्चबुद्धयोऽव्यवसायिनाम्॥४१**

હે કુરૂનંદન વ્યવસાય જે વિષ્ણુ પરમાત્મા
તેમનામાં મન છે જેનું એવા પુરૂષોની બુદ્ધી આ
નિષ્કામ કર્મમાં પણ એકજછે એટલે મોક્ષ સાધન-
ને માટેછે. અવ્યવસાઇ એટલે પરમાત્મા વિનાના
પદાર્થ પશુ પુત્રાદીકોની ઇચ્છા વાળો છે તેની બુદ્ધી
અનેક કામનામાં લાગી છે અને ત્યાં બહુ શાખા
એટલે એક કાર્યને માટે અનેક કર્મ કરી તેમાં અ-
નેક પ્રકારનાં ફળ જેમ પુત્રઅર્થે યજ્ઞમાં ધન ધાન્ય
આયુષ્ય આરોગ્યતા ઇત્યાદિ કામના માગેછે. ૪૧

**यामिमांपुष्पीतांवाचंप्रवदंत्यविपश्चितः ॥**

**वेदवादरताःपार्थनान्यदस्तीतिवादिनः ॥**

**कामात्मानः स्वर्गपराजन्मकर्मफलप्रदां॥**

क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिंप्रति ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसां॥व्य
वसायात्मिकाबुद्धिः समाधौ न विधीयते
॥४२॥ ॥४३॥ ॥४४॥

હે પૃથાપુત્ર જે અજ્ઞાનીજન વેદવાદરતા એ-
ટલે વેદોકત કર્મથી સ્વર્ગાદીક ફળ થાય છે. એજ
સત્યછે અને સ્વર્ગ સુખથી બીજું સુખ નથી એમ
કહેનાર કામનામાં ચિત્ત રાખનાર સ્વર્ગનેજ શ્રેષ્ટ
માનનાર જે પુષ્પીત એટલે કહેવામાં માત્ર રમ-
ણીય જન્મ, કર્મ, રૂપ ફળ દેનાર તથા જેમાં ભોગ
એશ્વર્ય નિમીત્ત બહુ ઉપકરણ એટલે કર્મ સાધન
છે એવી વાણી કહે છે. તેથી તે વાણીએ કરીને
જેનું ચિત્ત હણાયું છે તેજ આ ભોગ અને ઐશ્વર્ય
માં આશકત છે ચિત્ત તે જેનું તેમના મનમાં તે
પરમાત્મા વિષે બુદ્ધિ પ્રવત થતી નથી. ૪૨, ૪૩, ૪૪

त्रैगुण्यविषयावेदा निस्त्रैगुण्योभवार्जुन ॥
निर्द्वंद्वोनित्वसत्वस्थोनियोगक्षेमआत्मवान्॥४५॥

હે અર્જુન વેદ જે ત્રૈગુણ્ય વિષય છે એટલે ત્રણગુણના કર્મને કેહે છે તમે નિર્દ્વંદ્વ એટલે સુખ દુઃખ જય પરાજય લાભ હાની એથી રહીત થાવ. અર્થાત્ એથી ઉપજેલા હર્ષ શોક રહીત થાવ. નિત્ય સત્વસ્થ એટલે નિત્ય સાત્વિક કર્મ કરો. નીરયોગ ક્ષેમ એટલે કોઇપણ લાભનું તથા લાભ થયેલાનું રક્ષણ ઇશ્વરાધીન જાણો, આત્મવાન એટલે પરમાત્મામાં ચિત્ત રાખો એમ થઇ નિસ્ત્રૈગુણ્ય થાવ એટલે કર્મ ફળનો ત્યાગ કરો. ॥૪૫॥

**यावानर्थउदपाने सर्वतःसंप्लुतोदके॥**
**तावान्सर्वेषूवेदेषु ब्राह्मणस्यविजानतः॥४६॥**

જે કહ્યું કે વદોક્ત કર્મમાંથી તમે સાત્વિક કરો તેના સ્પૃષ્ટિકરણથી કેહેછે કે જેમ સર્વત્ર ભરેલા જળાશયાદીકમાં મનુષ્યને જેટલું પ્રયોજન છે તેટલું લેછે તેમજ વેદને જાણવાવાળાઓને સર્વ વેદોમાં તાવાન એટલે સાત્વિક કર્મજ યોગ્ય છે. ॥૪૬॥

**कर्मण्येवाऽधिकारस्ते माफलेषुकदाचन ॥**

**माकर्मफलहेतूर्भुर्माते संगोऽस्त्वकर्मणि॥४७॥**

તમને કર્મમાંજ અધીકારછે, ફળોમાં નથી. કર્મો-ના ફળનું કારણ તમારી બુદ્ધીમાં થાવ નહી, તમને અકર્મ એટલે સ્વધર્મ યોગ્ય યુદ્ધાદી કર્માનું ન કરવું તે સંગ જે નિષ્ટા તે કોઈ સમે પણ ન થાય.॥૪૭॥

**योगस्थःकुरुकर्माणि संगंत्यक्त्वाधनंजय ॥**
**सिद्ध्यसिद्धोःसमोभूत्वासमत्वंयोगउच्यते।४८।**

હે અર્જુન સિદ્ધિ અને અસિદ્ધિમાં સમબુદ્ધિ થઈને કર્મફળનો સંગ ત્યાગી યોગમાં સ્થીત થએલાં કર્મોને કરો. સિદ્ધી અને અસિદ્ધીમાં જે સમપણું છે તેજ યોગ કહ્યોછે અર્થાત ચિત્તના સમાધાનને યોગ કહેછે. તાત્પર્ય એવો છે કે ચિત્તનું સમાધાન કરીને યુદ્ધરૂપ સ્વવર્ણ ઉચીત કર્મ કરો. ॥ ૪૮ ॥

**दुरेणह्यवरंकर्मबुद्धियोगाद्धनंजय ॥**
**बुद्धौशरणमन्विच्छकृपणाःफलहेतवः॥४९॥**

હે અર્જુન બુદ્ધીયોગથી જે બીજાં કર્મછે તે નિશ્ચય કરીને અત્યંત નીચ છે એટલા માટે બુ-

દ્ધીયોગ જે નિષ્કામ કર્મ એમાંજ ઇશ્વર પ્રાપ્તીની ઇચ્છા કરો. ફળની ઇચ્છા કરનાર કૃપણ છે તેમાં શ્રુતિનું પ્રમાણ છે. ॥ ૪૯ ॥

**बुद्धियुक्तोजहातीहउभेसुकृतदुष्कृते ॥**
**तस्माद्योगाययुज्यस्वयोगःकर्मसुकौशलं।५०।**

બુદ્ધીયુક્ત જે નિષ્કામ કર્મિ તે આ લોકમાં સુકૃત જે પુણ્ય કર્મ અને દુષ્કૃત જે પાપકર્મ એ બંનેને ત્યાગેછે એથી યોગને અર્થે એટલે બુદ્ધીયો-ગ જે નિષ્કામ કર્મ તેને સારૂં યુકત થઓ. આ યો-ગ સર્વ કર્મોને કુશળકારક છે. ॥ ૫૦ ॥

**कर्मजंबुद्धियुक्ताहिफलंत्यक्त्वामनीषिणः ॥**
**जन्मबंधविनिर्मुक्ताःपदंगच्छंत्यनामयं॥५१।**

જે બુદ્ધીયોગ યુક્ત છે તે જ્ઞાની કર્મથી ઉત્પન છે ફળનો ત્યાગી ને જન્મ બંધનથી છુટા થએલા નીશ્ચય કરી મોક્ષ પદને પામે છે. ॥ ૫૧ ॥

**यदातेमोहकलिलंबुद्धिर्व्यतितरिष्याति ॥**
**तदागंतासिनिर्वेदंश्रोतव्यस्यश्रुतस्यच।५२**

જ્યારે તમારી બુદ્ધી મોહરૂપ દુઃખને ઉલ્લંઘન કરશે ત્યારે જે ફળાદીક સાંભળવા યોગ્ય અને જે સાંભળ્યાં છે તેથી વૈરાગ્યને પ્રાપ્ત થશો. ૫૨ ॥

श्रुतिविप्रतिपन्नातेयदास्थास्यंतिनिश्चला ॥
समाधावचलाबुद्धिस्तदायोगमवाप्यसि ५३

જ્યારે તમારી બુદ્ધી શ્રુતિમાં એટલે મારા ઉપદેશમાં વિશેષે કરીને આશકત નિશ્ચલ મનમાં અચળ કરશે ત્યારે યોગને પ્રાપ્ત થશો. ॥ ૫૩ ॥

॥ अर्जुन उवाच ॥

स्थितप्रज्ञस्यकाभाषासमाधिस्थस्यके
स्थितधीःकिंप्रभाषेतकिंमासीतव्रजेतकिम्॥

એવું સાંભળીને અર્જુન શ્રીકૃષ્ણને કહેછે કે હે કેશવ એટલે સર્વના અંતઃકરણમાં રહેનાર ઇશ્વર સ્થીરબુદ્ધી સમાધીસ્થની કઇ ભાષા એટલે તેનો વાચક કોણ છે અર્થાત સ્થીરબુદ્ધી કોનાથી કહેવાયછે સ્થીરબુદ્ધી કેવી રીતે બોલેછે, કેવી રીતે બેસેછે, કેવી રીતે ચાલેછે તે કહો. ॥ ૫૪ ॥

॥ श्रीभगवानुवाच ॥

प्रजहातियदाकामान्सर्वान्पार्थमनोगतान् ॥
आत्मन्येवात्मनातुष्टःस्थितप्रज्ञस्तदोच्यते ॥

હવે શ્રીકૃષ્ણ ભગવાન સ્થીર બુદ્ધીવાળાનું સ્વરૂપ કહેછે ત્યાં એવો ન્યાયછે કે વર્તમાન રીતીથી પણ સ્વરૂપ નિશ્ચય થાયછે; એથી વર્તમાન રીતી કહેછે કે હે અર્જુન જ્યારે પોતાના મને કરીને પોતાના સ્વરૂપમાંજ સંતુષ્ટ થએલા મનમાં રહેલા મનોરથોનો સર્વથા ત્યાગ કરેછે, ત્યારે તે સ્થીરબુદ્ધી કહેવાય છે. ॥ ૫૫ ॥

दुःखेष्वनुद्विग्नमनाःसुखेषुविगतस्पृहः ॥
वीतरागभयक्रोधःस्थितधीर्मुनिरुच्यते॥५६॥

દુઃખોમાં જેનું મન વ્યાકુળ થતું નથી, સુખોમાં નિરાશ થાય અને જેને પુત્ર આદીક સ્નેહ, ભય અને ક્રોધ ન હોય તે મુની સ્થીરબુદ્ધીવાળા કહેવાય છે. ॥ ૫૬ ॥

यःसर्वत्राऽनभिस्नेहस्तत्तत्प्राप्यशुभाशुभं॥

नाऽभिनंदातिनद्वेष्टिस्थितप्रज्ञस्तदोच्यते ५७।

જે સર્વત્ર સ્નેહ રહિત છે તે શુભ અશુભને પા-
મીને શુભથી આનંદ ન થાય, અશુભથી દુઃખ ન
થાય, ત્યારે સ્થીરબુદ્ધી કહેવાય છે. ॥ ૫૭ ॥

यदासंहरतेचायंकूर्मोऽगानींविसर्वशः ॥
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्यप्रज्ञाप्रातिष्टिता५८

જ્યારે કાચબાની પેંઠ પોતાના સર્વ અવયવોને
સમેટી લેછે તેમ ઇંદ્રીઓના વિષયથી પોતાની ઇં
દ્રીયો ખેંચી લેછે ત્યારે તેની સ્થીરબુદ્ધી થાયછે
॥ ૫૮ ॥

विपयाविनिवर्तंतेनिराहारस्यदेहिनः ॥
रसवर्ज्जंरसोप्यस्यपरंदृष्ट्वानिवर्त्तते ॥५९॥

ઇંદ્રીઓના આહાર એટલે ઇંદ્રીયોના વિષય
નથી સેવતો તેને વિષયમાં પ્રીતિ વીના વિષય નિ
વૃત થાય છે તે વિષય અનુરાગ આત્મ સ્વરૂપને
જોઇ નિશ્ચય નિવૃત્ત થાય છે. ॥ ૫૯ ॥

यततोह्यपिकौंतेयपुरुषस्यविपश्चितः ॥

इंद्रियाणिप्रमाथीनिहरंतिप्रसभंमनः॥
तानिसर्वाणिसंयम्ययुक्तआसीतमत्परः ॥
वशेहियस्येंद्रियाणितस्यप्रज्ञाप्रतिष्ठिता॥६१।

હે કુન્તિપુત્ર, આત્મદર્શનવિના વિષયાનુરાગ નિવૃત થતો નથી અને તેની નિવૃતીવિના જે જ્ઞાની પુરૂષ બુદ્ધીની સ્થીરતાને માટે યત્ન કરેછે તોપણ જેનાથી એ જોરાવરીથી મનને હરનારી ઇંદ્રીઓ પોતાની સત્તાથી મનને હરેછે એથી યોગયુક્ત થએલો તે સર્વ ઇંદ્રીઓને નિયમીત કરીને મહારે આશ્રય રહે જેને ઈંદ્રિઓ વશછે તેની નિશ્ચય કરીને બુદ્ધી સ્થીર છે. ॥ ૬૦ ॥ ॥ ૬૧ ॥

ध्यायतोविषयान्पुंसःसंगस्तेषूपजायते ॥
संगात्संजायतेकामःकामात्क्रोधोऽभिजायते॥
क्रोधाद्भवतिसंमोहःसंमोहात्स्मृतिविभ्रमः ॥
स्मृतिभ्रंशाद्बुद्धिनाशोबुद्धिनाशात्प्रणश्यति

બાહ્યઇંદ્રીઓની પ્રબળતા તેને વશ કરવામાં જે

દોષ કહ્યા અને હવે મન સંબંધી કહેછે જે પુરૂષ મન વશ કર્યા વગર ઇંદ્રીઓને જીતવા ઇચ્છેછે તે કદાપી કાળે થાય નહીં. જેમકે જેના મનમાં વિષયનું ચિંતવનછે તેવા પુરૂષને વિષયોમાં સંયન કરતે કરતે પણ આશકિત થશે, તે આશકિતથી અભીલાશ થશે; અભિલાશથી ક્રોધ થશે અને ક્રોધથી મતિભ્રમ થાયછે; મતિભ્રમથી સ્મરણશકિત ભ્રમ થાય છે: સ્મૃતિભ્રમથી જ્ઞાનનો નાશ થાય છે; જ્ઞાનના નાશથી સ્વરૂપથી નષ્ટ થાય છે એટલે સંસારમાં ભમે છે. ॥ ૬૨॥ ॥ ૬૩ ॥

रागद्वेषवियुक्तैस्तुविषयानिंद्रियैश्चरन् ॥
आत्मवश्यैर्विधेयात्माप्रसादमधिगच्छति ॥
प्रसादेसर्वदुःखानांहानिरस्योपजायते ।
प्रसन्नचेतसोह्याशुबुद्धिःपर्यवतिष्ठते॥६४॥६५

જેને પોતાનું મન વશછે એવા પુરૂષો રાગદ્વેષે કરીને રહિત હોયછે અને પોતાને વશ એવી ઈંદ્રિઓ કરીને વિષયનું સેવન કરતાં પ્રસંનતાને પ્રાપ્ત થાય

છે એટલે નિર્મળ અંતઃકરણ થાયછે ત્યારે નિર્મળ ચિત્ત થવાથી એના સર્વ દુઃખનો નાશ થાયછે તે પ્રસંન્ન ચિત્તવાળાની બુદ્ધી શીઘ્રજ સ્થીર થાયછે. ॥૬૪॥ ॥૬૫॥

नास्तिबुद्धिरयुक्तस्यनचायुक्तस्यभावना ।
नचाभावयतःशांतिरशांतस्यकुतःसुखं ॥६६।

અયુક્ત જે સમતા રહીત છે તેની બુદ્ધી સ્થીર થતિ નથી ને અયુક્તની ભાવના એટલે આસ્તીકપણું પણ થયુ નથી અને જેને ભાવના નથી તેને શાન્તિ પણ થતી નથી, માટે જેને શાન્તિ નથી તેને સુખ કયાંથી થશે. ॥૬૬॥

इंद्रियाणांहिचरतांयन्मनोऽनुविधीयते ।
तदस्यहरतिप्रज्ञांवायुर्नावमिवांभसि ॥
तस्माद्यस्यमहाबाहोनिगृहीतानिसर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्यप्रज्ञाप्रतिष्ठिता ॥

જેનું જે મન વિષયમાં પ્રવર્ત થયેલું છે અને ઇંદ્રીઓને અનુસરીને વર્તે છે, તેનું તે મન

પોતાની બુદ્ધીનેજ હરણ કરેછે, જેમ જળમાં ના-
વનું હરણ વાયું કરેછે તદ્વત. હે માહાબાહો, જેની
સર્વ ઇંદ્રીઓ વિષયોથી રોકાઇ રહેલીછે તેની બુદ્ધિ
પ્રતિષ્ટિત છે. ॥૬૭॥૬૮॥

**यानिशासर्वभूतानांतस्यांजागर्तिसंयमी ।**
**यस्यांजाग्रतिभूतानिसानिशापश्यतोमुनेः६९**

સર્વ પ્રાણીમાત્રોની રાત્રી અર્થાત જે વિષયમાં
સુઇ રહ્યાછે એવી પરમાત્મા વિષે બુદ્ધી તેમાં
ઇંદ્રીય સંયમી જાગે છે એટલે આત્મા સ્વરૂપને
જુવેછે, જે શબ્દાદી વિષયરૂપ રાતમાં સર્વ ભુત
પ્રાણી જાગેછે તે જ્ઞાની પુરૂષની રાતરૂપછે. ॥૬૯॥

**आपूर्यमाणमचलप्रतिष्ठंसमुद्रमापः प्रवि**
**शांतियद्वत् ॥ तद्वत्कामायंप्रविशंतिसर्वेस**
**शांतिमाप्नोतिनकामकामी ॥७०॥**

જેમ નિરંતર પરિપૂર્ણ એક રસ થએલા સ-
મુદ્રમાં જલ બાહારથી ભરાય છે તેમ જેની સર્વ
કામનાઓ પ્રાપ્ત થાયછે તે શાંતીને પામેછે અને જે

કામની ઇચ્છા કરનારછે ને શાંતીને પામતો નથી. ।૭૦

**विहायकामान्यः सर्वान्पुमांश्चरातिनिःस्पृहः ॥**
**निर्ममोनिरहंकारःसशांतिमधिगच्छति ।७१।**

જે પુરૂપ સર્વ અભીલાપા છોડીને ઇચ્છા રહિત ફરેછે તે મમતા અને અહંકાર રહીત થઇ શાન્તીને પ્રાપ્ત થાયછે. ॥૭૧॥

**एषाब्राह्मीस्थितिः पार्थनैनांप्राप्यविमुह्यति ॥**
**स्थित्वाऽस्यामंतकालेपिब्रह्मनिर्वाणमृच्छति ॥**

હે પૃથાપુત્ર અરજુન આજે નિષ્કામ કર્મરૂપ મેં કહ્યું તે બ્રહ્મ પ્રાપ્તીકારક સ્થીતીછે તેને પામીને મોહને પ્રાપ્ત થતા નથી આમાં અંતકાળમાં સ્થીત થઇ બ્રહ્મસાદ્રષ્ય મુકતી પામે અર્થાત સર્વકાળ એમજ રહે તેને મુકતીનો શું સંદેહછે. ।૭૨।

**॥इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सुब्रह्मविद्यायांयोगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेसांख्ययोगोनामद्वितीयोध्यायः ॥२॥**

# अध्याय. ३

## ॥ अर्जुन उवाच ॥

ज्यायसीचेत्कर्मणस्तेमताबुद्धिर्जनार्दन ॥
तत्किंकर्मणिघोरेमांनियोजयसि केशव ॥१॥

એવાં શ્રી કૃષ્ણનાં વાક્ય સાંભળી અર્જુને વિચાર કર્યો કે ભગવાને મને પ્રથમ અશોચ્ય ઇત્યાદી વાક્યોએ કરીને જ્ઞાન ઉપદેશ કર્યો ફરી બુદ્ધી યોગ ઇત્યાદીથી કર્મયોગ ઉપદેશ કર્યો તેમાં પણ શ્રુતિ વિપ્રતિ ઇત્યાદીથી નિષ્કામ કર્મથી આત્મ જ્ઞાનની પ્રાપ્તી કહી સંભળાવી તેથી નિશ્ચય થાય છે કે કર્મયોગની પછી આત્મજ્ઞાન કહ્યું તેજ શ્રેષ્ટ છે એમ વીચારીને અર્જુન ભગવાનને કહેવા લાગ્યા કે હે જનાર્દન કર્મયોગથી જો તમે જ્ઞાનયોગ શ્રેષ્ટ માન્યો હોય તો હે કેશવ મને ઘોર કર્મમાં કેમ યુક્ત કરોછો. ॥૧॥

व्यामिश्रेणैववाक्येनबुद्धिंमोहयसीवमे ॥

રાબર દંડ પામશે. ॥ ૧૨ ॥

यज्ञशिष्टाशिनःसंतोमुच्यंतेसर्वकिल्बिषैः ॥
भुंजंतेतेत्वघंपापायेपचंत्यात्मकारणात् ॥१३॥

દેવાદી પુજનરૂપ યજ્ઞનાં શેષ રહેલાં અંનાદી-
ક ખાનારા સત્પુરૂષો તમામ પાપથી મુકત થાય છે
અને જે પોતાને માટે અંન રાંધેછે તે પાપી પાપ
જેવુંજ ખાયછે. ॥૧૩॥

अन्नाद्भवंतिभूतानिपर्जन्यादन्नसंभवः ॥
यज्ञाद्भवतिपर्जन्योयज्ञःकर्मसमुद्भवः ॥१४॥
कर्मब्रह्मोद्भवंविद्धिब्रह्माक्षरसमुद्भवं ॥
तस्मात्सर्वगतंब्रह्मनित्यंयज्ञेप्रतिष्ठितं ॥१५॥
एवंप्रवर्तितंचक्रंनानुवर्तयतीहयः ॥
अघायुरिंद्रियारामोमोघंपार्थसजीवति ॥१६॥

લૌકીક દ્રષ્ટીથી અને શાસ્ત્રની દ્રષ્ટીથી પણ
સિદ્ધ થાયછે કે સર્વેનું મુળ યજ્ઞજ છેઃ-કારણ કે સર્વે

પ્રાણીમાત્ર અન્નથી ઉત્પન્ન થાયછે અને અન્નની ઉત્પત્તી વર્શાદથી અને તે વર્શાદ યજ્ઞકર્મ કર્યાથી થાયછે માટે અજ્ઞકર્મ કરવું એજ સિદ્ધછે.

श्लोक-अग्नौप्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठति॥ आदित्याज्जायतेवृष्टिर्वृष्टेरन्नंततःप्रजा

અર્થ—તે યજ્ઞનની આહુતી સૂર્યને પ્રાપ્ત થાય છે તે સૂર્યથી વૃષ્ટી, વૃષ્ટીથી અન્ન અને અન્નથી પ્રજા યજ્ઞની ઉત્પત્તિ યજ્ઞ કરનારના કર્મથી ઉત્પન્ન થાયછે તે કર્મબ્રહ્મથી થાયછે એમ જાણ બ્રહ્મ નામ કૃતિનું છે પ્રકૃતીરૂપજ આ શરીર બ્રહ્મ જાણવા ત્યાં પ્રથમ श्रुतितदेतद्ब्रह्मनामरूपमन्नंचजायते તથા અહીં પણ કહેશે ममयोनिर्महद्ब्रह्मतस्मिन्गर्भंदधाम्यहं ઇત્યાદિ અનેક પ્રમાણથી પ્રકૃતીને બ્રહ્મ કહેછે તેનું પરીણામ આ શરીર એથી કર્મ થાયછે આ શરીર અક્ષર સમુદ્ભવ એટલે અક્ષર જે જીવ તે સહીત ઊત્પન્ન થાય છે એટલે સજીવ શરીર કર્મ કર્તાછે તેથી શરીરજ કર્મકારકછે એથી સર્વગત એટલે સર્વાધીકાર યોગ્ય શરીર યજ્ઞમાં નિત્ય મુળ કારણછે એમ ઇશ્વરથી

પ્રવર્તમાન આ ચક્રને જે કર્માધીકારી કીંવા જ્ઞાન કર્મ અધીકારી નથી અનુવર્ત્તતો એટલે તે યજ્ઞ વગર શરીર પોષણ કરેછે હે અર્જુન તે ઈંદ્રીયારામ પાપ આયુષ્ય વૃથા જીવેછે જે ચક્ર કહ્યું તેનો ખુલાસો કે અંનથી શરીર વર્ષાથી અંન યજ્ઞથી વર્ષા કર્મથી યજ્ઞ શરીરથી કર્મ અંનથી શરીર એમ પ્રવર્તેછે. ॥ १४ ॥ १५ ॥ १६ ॥

यस्त्वात्मरतिरेवस्यादात्मतृप्तश्चमानवः ॥
आत्मन्येवचसंतुष्टस्तस्यकार्यंनविद्यते॥१७॥
नैवतस्यकृतेनार्थोनाकृतेनेहकश्चन ॥
नचास्यसर्वभूतेषुकश्चिदर्थव्यपाश्रयः ॥१८॥

કર્મ ન કરવાથી કોને દોશ નથી તે કહેછે જે પુરૂષ આત્મસ્વરૂપમાંજ આનંદી હોય અને આત્મસ્વરૂપમાંજ તૃપ્ત અંનાદીથી કંઇ પ્રયોજન નથી અને આત્મામાં સંતુષ્ટ હોય તેને કર્તવ્યતા નથી તેને કર્મ કરવાથી વા ન કરવાથી કંઇ પ્રયોજન નથી સર્વભુત પ્રાણીમાં કોઇ એવો નથી કે જેથી કંઈ પ્ર-

યોજન ન હોય તાત્પર્ય કે એવા મનુષ્ય કર્મ કરે અ-
થવા ન કરે તો ચીંતા નથી. ॥૧૭॥ ॥૧૮॥

तस्माद्सक्तःसततंकार्यंकर्मसमाचर ॥
असक्तोह्याचरन्कर्मपरमाप्नोतिपूरुपः ॥१९॥

જે એવાછે તેમને દોશ નથી તમે તો ૬૦૫
કુટુંબાદીક સાથે રહેલાછો તેથી કર્મમાં આશક્ત ન
થઇ સ્વવર્ણ ઉચીત કર્મને નીરંતર કરો કેમકે ફળ
ઇચ્છારહીત કર્મ કરતાં કરતાં પુરૂપ પરમાત્માને
પ્રાપ્ત થાયછે. ॥૧૯॥

कर्मणैवहिसंसिद्धिमास्थिताजनकादयः ॥
लोकसंग्रहमेवापिसंपश्यन्कर्तुमर्हसि ॥२०॥

જ્ઞાનીને પણ કર્મ શ્રેષ્ટછે તે કહેછે તે એમકે
જનકાદીક જ્ઞાની પણ કર્મ કરી મોક્ષ પામ્યાછે તથા
લોક સંગ્રહને માટે પણ કર્મ કરવાને યોગ્યછો ॥૨૦॥

यद्यदाचरतिश्रेष्ठस्तत्तदेवेतरोजनः ॥
सयत्प्रमाणंकुरुतेलोकस्तदनुवर्तते ॥२१॥

અહીં એ કારણછે કે શ્રેષ્ટ પુરૂષ જેવાં જેવાં

तदेकंवद निश्चित्ययेनश्रेयोऽहमाप्नुयां ॥२॥

એવાં મિશ્રિત વાકયો કહીને મારી બુદ્ધીને મોહ પમાડોછો જેનાથી હું કલ્યાણને પ્રાપ્ત થાઉ એવો એક નિશ્ચય કહો. ॥૨॥

॥ श्रीभगवानुवाच ॥

लोकेऽस्मिन्द्विधानिष्ठापुराप्रोक्तामयानघ ॥
ज्ञानयोगेनसांख्यानांकर्मयोगेनयोगिनां ॥३॥

એ પ્રમાણે અર્જુનનાં વાકય સાંભળીને શ્રી કૃષ્ણ ભગવાન કહેવા લાગ્યા કે હે નિષ્પાપી અર્જુન આ લોકમાં પુર્વકાળ બે પ્રકારની નિષ્ટા કહી છે તે સાંખ્યવાળાને જ્ઞાનયોગે કરીને અને યોગીયોને કર્મયોગ વડે કરીને. ॥૩॥

नकर्मणामनारंभान्नैष्कर्म्यंपुरुषोऽश्नुते ।
नचसंन्यसनादेवसिद्धिंसमधिगच्छति ॥४॥

શાસ્ત્રોકત કર્મોને કર્યાવિના પુરૂષ નિષ્કર્મતા જે સર્વ ઇંદ્રીય વિષય નિવૃત્તિપૂર્વક જ્ઞાનનિષ્ટા તે પ્રા-

પ્ત થતી નથી અને કર્મ ન કરવાથી પણ સિદ્ધીને પ્રાપ્ત થતો નથી. ॥ ૪ ॥

नहिकश्चित्क्षणमपिजातुतिष्ठत्यकर्मकृत् ।
कार्यतेह्यवशःकर्मसर्वैःप्रकृतिजैर्गुणैः ॥५॥

કોઈ કાળમાં ક્ષણવાર પણ કર્મ કર્યા વિના કોઈપણ પુરૂષ નિશ્ચય કરીને રહેતો નથી સર્વ સત્વાદિક ગુણોની પ્રકૃતિના ગુણોએ કરીને પરવશ કર્મ કરવું પડેછે. ॥૫॥

कर्मेंद्रियाणिसंयम्ययआस्तेमनसास्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मामिथ्याचारःसउच्यते६।

જે જ્ઞાનયોગમાં પ્રવર્ત થવાને કર્મેંદ્રિયોને બળાત્કારે નિયમમાં રાખીને ઇંદ્રીય વિષય મનથી ચીંતવન કરતો રેહેછે તે મુઢમતિ મીથ્યાચાર એટલે વૃથાયોગી કહેવાય છે. ॥૬॥

यस्त्विंद्रियाणिमनसानियम्यारभतेऽर्जुन ॥
कर्मेंद्रियैःकर्मयोगमसक्तःसविशिष्यते ॥७॥

અને હે અર્જુન જે ઇંદ્રીયોને મનથી નીયમમાં રાખીને વિષયોમાં અશક્ત ન થએલો કર્મઇંદ્રીયે કરીને કર્મયોગ કરે છે. તેજ શ્રેષ્ટ છે. ॥ ७ ॥

नियतंकुरुकर्मत्वंकर्मज्यायोह्यकर्मणः ॥
शरीरयात्रापिचतेनप्रसिद्धेदकर्मणः ॥८॥

તેથી તમે સારણું ઉચિત કર્મ કરો કેમકે કર્મ ન કરવાથી કર્મ કરવું એ શ્રેષ્ઠ છે કર્મ કર્યા વિના તમારો જ્ઞાનયોગ કરવા સારૂ શરીર નિર્વાહ પણ સિદ્ધ નહી થશે. ॥८॥

यज्ञार्थात्कर्मणोऽन्यत्रलोकोयंकर्मबंधनः॥
तदर्थंकर्मकौंतेयमुक्तसंगःसमाचर ॥ ९ ॥

જે કર્મથી બંધન કહ્યું છે તે યજ્ઞાદિકે કર્મ છે તેથી અન્યત્ર કર્મકરવાથી મનુષ્ય કર્મબંધનને પ્રાપ્ત થાયછે હે કુન્તિપુત્ર ફળનો સંગ ત્યાગ કરીને યજ્ઞના માટે કર્મ કરો. ॥ ९ ॥

सहयज्ञाःप्रजाःसृष्ट्वापुरोवाचप्रजापतिः ॥

अनेनप्रसविष्यध्वमेषवोऽस्त्विष्टकामधुक्॥१०॥

પ્રજાપતી જે પરમાત્મા પુર્વ સૃષ્ટી કાળમાં યજ્ઞસહીત પ્રજાને ઉત્પન્ન કરીને બોલ્યા કે આ યજ્ઞ કરીને તમે વૃદ્ધીને પ્રાપ્ત થાવ આ યજ્ઞ તમારાં મન ઈચ્છીત પુરનાર થાવ. ॥ १० ॥

देवान्भावयताऽनेनतेदेवाभावयंतुवः ॥
परस्परंभावयंतःश्रेयःपरमवाप्स्यथ ॥११॥

આ યજ્ઞ કરીને તમે દેવતાઓનું પુજન કરીને તેમને વધારો તે તમારા પુજનકર્મથી વધારેલા દેવ તમારા મનોરથ પુર્ણ કરીને તમને વધારશે એમ પરસ્પર કરવાથી તમે અને દેવતાઓ શ્રેષ્ટ કલ્યાણને પ્રાપ્ત થશો. ॥૧૧॥

इष्टान्भोगान्हिवोदेवादास्यंतेयज्ञभाविताः ॥
तैर्दत्तानप्रदायैभ्योयोभुंक्तेस्तेनएवसः ॥१२॥

જો યજ્ઞ કરશો તો વર્દ્ધીત કરેલા દેવતા તમને ભોગ નિશ્ચય કરી આપશે તેથી મળેલા ભોગને દેવને આપ્યા વીના જે ભોગવશે તે ચોરની બ-

તે સર્વ જ્ઞાન વિષયમાં મુઢ તે અજ્ઞાની નષ્ટ થયા જાણો. ॥ ૩૧ ॥ ૩૨ ॥

सदृशंचेष्टतेस्वस्याःप्रकृतेर्ज्ञानवानपि ॥
प्रकृतिंयांतिभूतानिनिग्रहःकिंकरिष्यति॥३३॥

જે જ્ઞાનવાન છે તેપણ પોતાના જાતી સ્વભાવ પ્રમાણે ચેષ્ટા કરેછે તો મુર્ખ કરેતો શું શંકા છે સર્વ પ્રાણીભુત પોતાના જાતી સ્વભાવને અનુસરેછે તો શું નિગ્રહ કરશે.

इंद्रियस्येंद्रियस्यार्थेरागद्वेपौव्यवस्थितौ ॥
तयोर्नवशमागच्छेत्तौह्यस्यपरिपंथिनौ ॥३४॥

જ્યારે કર્મ સ્વભાવથી છે અને તેનો નીગ્રહ નહી ત્યારે તેનો ઉપાય શું તે કહેછે કર્મઇંદ્રીય જ્ઞાનઇંદ્રીય તેમના નીમીત્ત રાગદ્વેષયુક્ત છે તેને વશ ન થવું કેમકે તે એના શત્રુ છે એટલે જીવને બંધનકારક રાગદ્વેષ છે. ॥ ૩૪ ॥

श्रेयान्स्वधर्मोविगुणःपरधर्मात्स्वनुष्ठितात्॥

स्वधर्मेनिधनंश्रेयःपरधर्मोभयावहः ॥ ३५॥

રાગદ્વેષને વશ થવાથી સ્વધર્મ ત્યાગ અને પરધર્મમાં નિષ્ઠા થાયછે તેનું નીવારણ કરવા શ્રી કૃષ્ણ કહેછે કે નેત્રઆદી ઇંદ્રીઓની પ્રીતીથી અર્જુન સ્વધર્મોને ત્યાગવા લાગ્યો સ્વજનોને જોઇ દયા આવેછે તેથી યુદ્ધ નહિ કરૂં ભીખ માગી ખાઇશ. ત્યાં કહેછે કે શ્રેષ્ઠ કર્મારંભ બીજાના ધર્મથી સ્વધર્મ ન્યુન પણ કલ્યાણકારી છે સ્વધર્મમાં મરવું પણ કલ્યાણકારી છે, પરધર્મ આ મરણથી પણ અતિ ભયદાયક છે. ॥૩૫॥

॥ अर्जुन उवाच ॥

अथकेनप्रयुक्तोऽयंपापंचरतिपुरुषः ॥

अनिच्छन्नपिवार्ष्णेयबलादिवनियोजितः ३६॥

અર્જુન શ્રી કૃષ્ણ ભગવાનને પુછેછે કે હે વૃષ્ણી વંશમાં ઉત્પન્ન કૃષ્ણ આપે જે કહ્યું કે સ્વધર્મજ શ્રેષ્ઠ છે અન્યધર્મ ભયદાયક છે એવું જે જાણેછે અને

જ્ઞાનયોગમાં પ્રવર્ત્ત થઇ વિષય પણ ત્યાગેછે ફરી એ પુરૂપ વિષય ઇચ્છા નહી કરે તોપણ બળાત્કારે વિષયમાં મુક્ત કરેલો સરખો કોનો પ્રેરેલો પાપકર્મ કરેછે. ॥૩૬॥

॥ श्रीभगवानुवाच ॥

कामएपक्रोधएपरजोगुणसमुद्भवः ॥
महाशनोमहापाप्माविद्ध्येनमिहवैरिणं॥३७॥

અર્જુનનું પ્રશ્ન સાંભળીને શ્રી કૃષ્ણ ભગવાન કહેછે કે જે આ રજોગુણથી પ્રગટ કામ એટલે કામના તે અતિ પાપી અતિ વિષય સેવનરૂપ મોટા આહારનો કરનાર એજ ક્રોધરૂપ થાયછે તેને આ જ્ઞાનવિષયમાં વૈરી જાણો. ॥૩૭॥

धूमेनाव्रियतेवह्निर्यथादर्शोमलेनच ॥
यथोल्बेनावृतोगर्भस्ततथातेनेदमावृतं॥३८॥

અગ્નિ ધુવાડાથી ઢંકાય છે અને મળ (રજ) વડે કરી દર્પન ઢંકાય છે ગર્ભ જરાવડેથી ઢંકાય છે

તેમ જ્ઞાન કામનાથી ઢંકાયેલું છે. ॥૩૮॥

आवृतंज्ञानमेतेनज्ञानिनोनित्यवैरिणा ॥
कामरूपेणकौंतेयदुःपूरेणानलेनच ॥३९॥

હે કુન્તિપુત્ર જ્ઞાનીના નિત્ય વૈરી દુઃખથી પણ ન ભરાય તેથી અપરીપુર્ણ ઇચ્છાચારી એમ કામના કરીને જ્ઞાન ઢંકાયું છે કામ એટલે વિષય વાસના ॥૩૯॥

इंद्रियाणिमनोबुद्धिरस्याऽधिष्ठानमुच्यते ॥
एतैर्विमोहयत्येषज्ञानमावृत्यदेहिनं ॥४०॥

જ્યારે શત્રુને જીતવું હોય ત્યારે પ્રથમથી તેમનાં સ્થાન સ્વાધીન કરવા માટે કામનાનાં સ્થાન કહેછે તે એમ કે ઇંદ્રીયો મન અને બુદ્ધિ એ કામનાનાં સ્થાન છે કહેછે કે એથી કરીને જ્ઞાનને આચ્છાદન કરી જીવને મોહિત કરેછે. ॥૪૦॥

तस्मात्त्वमिंद्रियाण्यादौनियम्यभरतर्षभ॥
पाप्मानंप्रजहिह्येनंज्ञानविज्ञाननाशनं ॥४१॥

આચરણ કરેછે તેવાં તેવાં આચરણ બીજા પણ કરે
છે શ્રેષ્ટ પુરૂપ જે પ્રમાણ કરે છે તે સર્વ લોક પણ
પ્રમાણ કરવા લાગેછે.॥૨૧॥

नमेपार्थाऽस्तिकर्त्तव्यंत्रिपुलोकेषुकिंचन ॥
नानावाप्तमवाप्तव्यंवर्त्तएवचकर्मणि ॥२२॥

હે પાર્થ! હે અર્જુન ત્રણ લોકમાં મને કંઇ
કર્તવ્ય નથી તથા પ્રાપ્ત નથી એમ નહીં વા પ્રાપ્ત
થાય તેવું પણ નથી અર્થાત સર્વ મારૂજછે તથાપી
કર્મમાં નિશ્ચય કરી વર્તમાન રહુંછું એટલે લોકોને
શીખવવાને કર્મ કરતોજ રહુંછું. ॥૨૨॥

यदिह्यहंनवर्तेयंजातुकर्मण्यतंद्रितः ॥
ममवर्त्मानुवर्तंतेमनुष्याःपार्थसर्वशः ॥२३॥

હે અર્જુન જો કદાચીત થએલો વર્તમાન કર્મ ન કરૂં
તો નિશ્ચય કરી સર્વ મનુષ્ય મારીજ રીત ઉપર ચા-
લશે એટલે તે પણ કર્મ નિરર્થક માની કર્મ નહી કરે.૨૩

उत्सीदेयुरिमेलोकानकुर्यांकर्मचेदहं ॥

संकरस्यचकर्त्तास्यामुपहन्यामिमाःप्रजाः२४

જો કદાચીત હું કર્મ ન કરૂં તો આ લોક એ-મ જાણશે કે જો કર્મ શ્રેષ્ટ હોત તો શ્રીકૃષ્ણ કર્મ કરતજ તેથી કર્મ તુચ્છ છે એમ જાણી કર્મ ત્યાગીને નષ્ટ થશે ત્યારે હું વર્ણસંકરનો કર્તા અને પ્રજાને મારનાર થાઉં. ॥ ૨૪ ॥

सक्ताःकर्मण्यविद्वांसोयथाकुर्वंतिभारत ॥
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहं।२५।

હે અર્જુન જેમ અવિદ્વાન લોક કર્મમાં આ-શક્ત થઇ કર્મ કરેછે તેમ વીદ્વાન લોક સંગ્રહને માટે ઇચ્છા કરી આશક્ત થઇ કર્મ કરે. ॥૨૫॥

नबुद्धिभेदंजनयेदज्ञानांकर्मसंगिनां ॥
जोषयेत्सर्वकर्माणिविद्वान्युक्तःसमाचरन्।२६।

જે જ્ઞાનીછે તે જ્ઞાનયોગ યુક્ત થઇ કર્મ કરતાં કરતાં જે કર્મ સંગી અજ્ઞાનીછે તેમને સર્વ કર્મોની પ્રીતી ઉપજાવે એટલે પ્રસંસા કરી કર્મ કરાવે અને બુદ્ધિભેદ એટલે અશ્રદ્ધા ન કરાવે. ॥૨૬॥

प्रकृतेःक्रियामाणानिगुणैःकर्माणिसर्वशः ॥
अहंकारविमुढात्माकर्ताहमितिमन्यते ॥२७॥
तत्त्ववित्तुमहाबाहोगुणकर्मविभागयोः ॥
गुणागुणेषुवर्त्तंतइतिमत्वानसज्जते ॥२८॥

હે અરજુન સર્વ કર્મપ્રકૃતીનાં સત્વાદીક ગુણોથી કરેલાં છે જે અહંકારથી મુઢચીત્ત છે તે હું કરતા છું એમ માનેછે અને સત્વાદીક ગુણ તેના કર્મ તત્વને જાણનાર જે છે તે સત્વાદીક ગુણ પોતપોતાના કાર્યોમાં વર્ત્તમાન છે એમ જાણી આશક્ત થતા નથી. ॥ ૨૭॥ ૨૮॥

प्रकृतेर्गुणसंमूढाः सज्जंतेगुणकर्मसु ॥ तानकृत्स्नाविदोमंदान्कृत्स्नाविन्नविचालयेत् ॥२९॥

પ્રકૃતિના સત્વાદીક ગુણ કાર્યો કરીને ભુલા પડેલા જે પુરૂષ સત્વાદીક કર્મફલોમાં આશક્ત થાયછે તે અલ્પજ્ઞમંદ પુરૂષોને સર્વજ્ઞ પુરૂષ કર્મ મારગથી ચલાયમાન ન કરે. ॥૨૯॥

मयिसर्वाणिकर्माणिसंन्यस्याऽध्यात्मचेतसा॥
निराशीर्निर्ममोभूत्वायुध्यस्वविगतज्वरः॥३०॥

હે અર્જુન અધ્યાત્મ જે સ્વભાવ स्वभावोऽध्यात्मउच्यते આ પ્રમાણથી ક્ષત્રીયને શુરપણનો સ્વભાવ છે તો તેમાં ચીત્ત લગાડી તે સર્વ કર્મ મને અર્પણ કરીને નીરાશી એટલે ફળ આશા રહીત કર્તાપણાનું મમત્વ છોડી કર્મબંધન ભયરૂપ જ્વરથી ( તાવથી ) છુટા થઇને યુદ્ધ કરો. ॥૩૦॥

येमेमतमिदंनित्यमनुतिष्ठंतिमानवाः॥
श्रद्धावंतोऽनसूयंतोमुच्यंतेतेपिकर्मभिः॥३१॥
येत्वेतदभ्यसूयंतोनानुतिष्ठंतिमेमत॥
सर्वज्ञानविमूढांस्तान्विद्धिनष्टानचेतसः॥३२॥

જે માણસ આ મારા મતને નિત્ય ધારણ કરે છે અને આમાં શ્રદ્ધા રાખેછે એને જે એની નીંદા રહીતછે તે પણ કર્મબંધનથી છુટશે અને જે મારા મતની નીંદા કરી આ મતને ગૃહણ નહી કરે

હે ભરતવંશમાં શ્રેષ્ટ તમે પ્રથમ ઈંદ્રીયોને સંયમમાં રાખી સ્વરૂપજ્ઞાન અને વિજ્ઞાન જે ભકિત તેમનો નાશ કરનાર પાપી કામને નિશ્ચય મારો. ॥૪૧॥

इंद्रियाणिपराण्याहुरिंद्रियेभ्यःपरंमन·
मनसस्तुपराबुद्धिर्योबुद्धेःपरतस्तुसः ॥४२॥

જે જ્ઞાનના વિરોધી છે તેમાં વિદ્વાન લોક ઈંદ્રીયોને પ્રબળ કહેછે ઈંદ્રીયોથી મન પ્રબળ છે અને મનથી બુદ્ધી પ્રબળછે અને બુદ્ધીથી પ્રબળ કામના છે. ॥૪૨॥

एवंबुद्धेःपरंबुध्वासंस्तभ्यात्मानमात्मना ॥
जहिशत्रुंमहाबाहोकामरूपंदुरासदं ॥४३॥

હે મહાભુજ અર્જુન બુદ્ધિથી પ્રબળ સ્વેચ્છાચારી દુઃસહ કામનારૂપ શત્રુને જાણી મનને બુદ્ધિથી રોકીને આ શત્રુને મારો. ॥૪૩॥

इतिश्रीमद्भगवद्गीतासुपनित्सुब्रह्मविद्या

यांयोगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मयो
गो नाम तृतीयोऽध्यायः ॥३॥

---

# अध्याय ४

॥ श्रीभगवानुवाच ॥

इमंविवस्वतेयोगंप्रोक्तवानहमव्ययं ॥
विवस्वान्मनवेप्राहमनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥

શ્રી કૃષ્ણ ભગવાન અરજુનને કહેછે કે જે યોગ મેં તમને કહ્યો તે કેવળ યુદ્ધ ઉત્સાહ વધારવા માટેતમનેજ નથી કહ્યો કલ્પની આદીમાં પણ કહ્યો હતો તે સાંભળો–હું પ્રથમ આ અવ્યય કરમયોગનો સુર્યને કહ્યો સુર્ય વૈવસ્વત મનુને અને વૈવસ્વત મનુએ ઇક્ષ્વાકુને કહ્યો. ॥ ૧ ॥

वंपरंपराप्राप्तमिमंराजर्षयोविदुः ॥
सकालेनेहमहतायोगोनष्टःपरंतप ॥२॥

એમજ પરંપરાથી પ્રાપ્ત, એને રાજરૂષી જા-

ણેછે. હે પરંતપ તે આ યોગ બહુ કાળથી સમયે કરીને નષ્ટ હતા. ॥ ૨ ॥

सएवाऽयंमयातेऽद्ययोगःप्रोक्तःपुरातनः ॥
भक्तोसिमेसखाचेतिरहस्यंह्येतदुत्तमं ॥३॥

તે આ પુરાતનયોગ મેં તમારાથી કહ્યો, કેમકે તમે ભકત અને મારા સખાછો તેમજ આ ઉત્તમ રહસ્ય કહ્યું. ॥ ૩ ॥

॥ अर्जुनउवाच ॥

अपरंभवतोजन्मपरंजन्माविवस्वतः ॥
कथमेतद्विजानीयांत्वमादौप्रोक्तवानिति ॥४॥

એવું સાંભળી અર્જુન કહેવા લાગ્યો કે, તમારો જન્મ હમણાં થયોછે ને વિવસ્વાનનો જન્મ તમારાથી પ્રથમ છે તો તમે તેમને કહ્યો એમ હું શી રીતે માનું. ॥ ૪ ॥

॥श्रीभगवानुवाच॥

बहूनिमेव्यतीतानिजन्मानितवचार्जुन ॥

तान्यहंवेद्मिसर्वाणिनत्वंवेत्थपरंतप ॥५॥

અરજુનના પ્રશ્નનો ભગવાન ઉત્તર આપેછે કે એમાંજ પોતાના અવતારનું પ્રયોજન કહેછે તે એમકે હે પરંતપ એટલે શત્રુને સંતાપ કરનાર અર્જુન મારા અને તારા બહુ જન્મ વ્યતિત થયા તે સર્વેને હું જાણુંછું તમે જાણતા નથી. ॥ ૫ ॥

अजोपिसन्नव्ययात्माभूतानामीश्वरोपिसन् ॥
प्रकृतिंस्वामधिष्ठायसंभवाम्यात्ममायया॥६॥

કારણકે હું અવિનાશી અંતરયામી સર્વજ્ઞ સર્વ ભુતોના ઇશ્વર અજન્મા થયે છતે મારો સ્વભાવ જે સૌશીલ્ય વાત્સલ્ય શરણાંગત રક્ષક ઇત્યાદીક તેથી આશ્રય કરી સ્વભાવ સહીત જ્ઞાનસહીત અવતાર લેઉંછું, જીવને જ્ઞાન રહેતું નથી, મારૂ જ્ઞાન અખંડછે, કેવળ સ્વભકત સ્વસેતુ રક્ષણ કરવા અવતાર લેઉંછું તેનું કારણ આગળના શ્લોકમાં છે. ॥ ૬ ॥

यदायदाहिधर्मस्यग्लानिर्भवतिभारत ॥

अभ्युत्थानमधर्मस्यतदात्मानंसृजाम्यहं॥७॥

હે ભારત! જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય-
છે અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારેજ હું રૂપ
ધારણ કરૂં છું ॥ ૭ ॥

परित्राणायसाधूनांविनाशायचदुष्कृतां ॥
धर्मसंस्थापनार्थायसंभवामियुगेयुगे ॥८॥

જે જે પોતાના સ્વભાવથી અવતાર કહ્યા તે
સ્પષ્ટ કહેછે કે અધર્મની વૃદ્ધિ જોઇને સાધુના સંર-
ક્ષણ માટે અને દુષ્ટનો નાશ કરવાને માટે અને યુગયુ-
ગમાં ધર્મસ્થાપન કરવાને માટે અવતાર લેઉંછું.॥૮॥

जन्मकर्मचमेदिव्यमेवंयोवेत्तितत्त्वतः ॥
त्यक्त्वादेहंपुनर्जन्मनैतिमामेतिसोऽर्जुन ॥९॥

હે અર્જુન મારાં જન્મકર્મ દીવ્ય એટલે પ્રા
કૃત નથી એવો નિશ્ચય કરીને જે જાણેછે તે દેહને
ત્યાગીને જન્મ લેતો નથી ને મને પ્રાપ્ત થાયછે ॥ ૯॥

वीतरागभयक्रोधामन्मयामामुपाश्रिताः ॥

बहवोज्ञानतपसापूतामद्भावमागताः ॥१०॥

સંસારીક અનુરાગ ભય ક્રોધ જેના ગયા છે તથા સર્વત્ર મને જાણેછે અને મારોજ આશ્રય છે તે મારા સ્વરૂપ જ્ઞાનરૂપ તપે કરીને પવિત્ર થઇ મારો સાદ્રશ્ય થાયછે. ॥ ૧૦ ॥

येयथामांप्रपद्यंतेतांस्तथैवभजाम्यहं ॥
ममवर्त्मानुवर्त्ततेमनुष्याःपार्थसर्वशः ॥११॥

હે પૃથાપુત્ર અર્જુન ! સર્વ મનુષ્ય જે જે વેદમાં સકામ નિષ્કામ માર્ગ કહયો છે તે મારાજ કહેલા માર્ગછે, તે માર્ગના આશ્રય કરી કર્મ કરેછે જો તે જેમ મારૂ સ્મરણ કરેછે તેમ હું પણ તેને હૃદયમાં રાખું છું. જેમ સકામ ઈંદ્રીઆદીક રૂપથી મને ભજેછે, तदेवाग्निस्तत्सूर्यअहंसर्वयज्ञानांभोक्ताइति પ્રમાણથી ઈંદ્રાદીલોક પુત્રાદીક કામના આપનાર છે જે નિષ્કામકર્મી મને સર્વેશ્વર જાણીને મનેજ અર્પણ કરેછે તે મારા સ્વરૂપ વૈભવને પ્રાપ્ત થાયછે. ॥ ૧૧ ॥

कांक्षंतःकर्मणांसिद्धिंयजंतइहदेवताः ॥

क्षिप्रंहिमानुषेलोकेसिद्धिर्भवतिकर्मजा ॥१२॥

જે કર્મોમાં સીદ્ધિની ઇચ્છા કરીને આ લોકમાં દેવતાનું યજન કરેછે તેમના નિશ્ચયેકરીને મનુષ્યલોકમાં કર્મથી ઉત્પંનસીદ્ધી થાયછે. ॥ ૧૨ ॥

चातुर्वर्ण्यंमयासृष्टंगुणकर्मविभागशः॥

तस्यकर्तारमपिमांविद्धकर्त्तारमव्ययं ॥१३॥

ગુણકર્મના વિભાગથી જે સત્વગુણ પ્રાધાન્ય બ્રાહ્મણ શમદમાદીક કર્મ સત્વરજ પ્રાધાન્ય ક્ષત્રીય તેમનું શુરત્વકર્મ રજતમ પ્રાધાન્ય વૈશ્ય તેમને કૃષીઆદીક કર્મતમ પ્રાધાન્યશુદ્ર તેમના પરીચર્યાકર્મ એવી રીતે ગુણકર્મવિભાગ કરી ચાતુરવર્ણ આ સંસારમાં સૃજ્યો છે તેનો એ અવિનાશી કર્તા પણ મને અકર્તા જાણો. ॥ ૧૩ ॥

नमांकर्माणिलिप्यंतिनमेकर्मफलेस्पृहा ॥

इतिमांयोऽभिजानातिकर्मभिर्नसबध्यते।१४।

પેહેલું કહ્યું કે મને અકર્તા જાણો તેમાં કારણ કે મને કર્મફળની ઇચ્છા નથી તેથી કર્મમાં લી-

પ્ર થતો નથી એવો મને જે જાણેછે, તે કર્મોકરીને બોધને પ્રાપ્ત થતો નથી. ॥ १४ ॥

एवंज्ञात्वाकृतंकर्मपूर्वैरपिमुमुक्षुभिः ॥
कुरुकर्मैवतस्मात्त्वंपूर्वैःपूर्वतरंकृतं ॥१५॥

પુર્વ સમયના મનુ ઇત્યાદી જનોએ પણ એમ જાણીને કર્મ કર્યાછે તેથી તમે પુર્વે મુમુક્ષુની પેઠે કર્મ કરો. ॥ १५ ॥

किंकर्मकिमकर्मेतिकवयोऽप्यत्रमोहिताः ॥
तंत्तेकर्मप्रवक्ष्यामियज्ज्ञात्वामोक्ष्यसेऽशुभात् ॥

કર્મ શું? અકર્મ શું? આ વિષયમાં કવિજન પણ મોહ પામેછે, કર્મ હું તમને કહીશ જેને જાણવાથી સંસારથી મુકત થશો. ॥ १६ ॥

कर्मणोह्यपिबोद्धव्यंबोद्धव्यंचाविकर्मणः ॥
अकर्मणश्चबोद्धव्यंगहनाकर्मणोगतिः ॥१७॥

કર્મ કરવાના યોગ્ય કર્મનું રૂપ જાણવું જોઈએ, વીકર્મ એક કર્મમાં વિવિધ પ્રકારે છે તેનું રૂપ

પણ જાણવું જોઇએ અને અકર્મ જે નિશ્ચયાત્મક-
બુદ્ધિથી કેવળ ઇશ્વર આરાધન અર્થ તે નિષ્કામ
કર્મ તેનું પણ રૂપ જાણવું જોઇએ માટે કર્મની ગતી
દુરગમછે. ॥ ૧૭ ॥

कर्मण्यकर्मयःपश्येदकर्मणिचकर्मयः ॥
सबुद्धिमान्मनुष्येपुसयुक्तःकृत्स्नकर्मकृत १८॥

હવે કર્મ અકર્મનાં સ્વરૂપ જાણવા કહેછે, જે
પ્રારંભીત કર્મમાં અકર્મ એટલે આત્મજ્ઞાન જુવે,
અર્થાત નિષ્કામકર્મથી જ્ઞાન થાયછે માટે એજ જ્ઞા-
નજછે. જે મનુષ્ય અકર્મ જો આત્મજ્ઞાન તેમાં કર્મ
એટલે આ કર્મથી થએલાં કર્મ છે એમ જોનાર મ-
નુષ્ય મનુષ્યોમાં બુદ્ધિમાન છે તે યોગી અને સર્વ
કર્મોનો કરનાર છે. ॥ ૧૮ ॥

यस्यसर्वेसमारंभाः कामसंकल्पवर्जिताः॥
ज्ञानाग्निदग्धकर्माणंतमाहूःपंडितंबुधाः।१९॥

જે કર્મ પ્રત્યક્ષ કરેછે તેની જ્ઞાનાકારતા કેવી
હશે તે કહેછે કે જેનાં સર્વ લૌકીક વદીકકર્મોનો આ-

રંભકામના સંકલ્પ રહિત છે, જ્ઞાનરૂપ અગ્નીથી કર્મદગ્ધ થએલો છે, તેને વિદ્વાન મનુષ્યો પંડીત કહેછે. ॥ ૧૯ ॥

त्यक्त्वाकर्मफलासंगंनित्यतृप्तोनिराश्रयः ॥
कर्मण्यभिप्रवृत्तोऽपिनैवकिंचित्करोतिसः२०

જે કર્મફળનો સંબંધ છોડીને નીરંતર આત્મસ્વરૂપમાંજ તૃપ્ત નિરાશ્રયી સંસારના આશ્રયરહીત કર્મમાં પ્રવર્તે પણું છે, તોપણ તે કાંઇ કરતા નથી. ॥ ૨૦ ॥

निराशीर्यचित्तात्मात्यक्तसर्वपरिग्रहः ॥
शारीरंकेवलंकर्मकुर्वन्नाप्नोतिकिल्बिषं ॥२१॥

જે કર્મફળની આશારહીત જેનું મન ચિત્ત સંયમમાં હોય, વળી પરમાત્માની પ્રીતીવિના સર્વે ઉપાસના ત્યાગી હોય તો કેવળ શરીરે કર્મને કરતો થકો કર્મબંધનરૂપ પીડાને પ્રાપ્ત થતો નથી. ૨૧

यदृच्छालाभसंतुष्टोद्वंद्वातीतोविमत्सरः ॥
समःसिद्धावसिद्धौचकृत्वापिचनानिबद्धते ॥२२॥

જે અનાયાસે આવી મળે તેમાંજ સંતુષ્ટ અને સુખ, દુઃખ, લાભ, અલાભ, જય, પરાજય, હર્શ, શોક ઇત્યાદીક દ્વંદ્વ કરી રહીત હોય, મત્સર જે બીજાનું સુખ ન સહન કરવાથી રહીત કાર્યનીસીદ્ધિ અસીદ્ધિમાં સમબુદ્ધિ તે બંધનપામતોનથી. ૨૨

**गतसंगस्यमुक्तस्यज्ञानावस्थितचेतसः ॥**
**यज्ञायाचरतःकर्मसमग्रंप्रविलीयते ॥२३॥**

આત્માનંદ શીવાય જેનો સંગ નીવૃત થએલ છે અને સંસાર વાસનાથી મુકત છે અને આત્મજ્ઞાનમાં અવસ્થિત હોય, ચિત્ત તે જેનું એવા યજ્ઞને અર્થે કર્મ કરેતો તેના બંધનકારક પ્રાચીનકર્મ નાશ થાયછે. ॥ ૨૩ ॥

**ब्रह्मार्पणंब्रह्महविर्ब्रह्माग्नौब्रह्मणाहुतं ॥**
**ब्रह्मैवतेनगंतव्यंब्रह्मकर्मसमाधिना ॥२४॥**

નિષ્કામ કર્મથી જ્ઞાન થાયછે એભેદથી જ્ઞાનાકારતા કહી, હવે પરમાત્માના અનુસંધાનથી નિષ્કામકર્મની જ્ઞાનાકારતા કહેછે કે જેનાથી હવિ

અર્પણ કરેછે તે શ્રુવાદીક વસ્તુ બ્રહ્મ છે એટલે બ્ર-
હ્મનુંજ કાર્ય છે, ધૃતાદીક હવ્ય પણ બ્રહ્મજ છે બ્રહ્મ-
રૂપ અગ્નિમાં બ્રહ્મરૂપહવ્ય અને બ્રહ્મરૂપ હોતાથી
હોમાય છે તેમજ સર્વ બ્રહ્મરૂપજ છે તે બ્રહ્મકર્મે
નિયમ કરીને બ્રહ્મજ પ્રાપ્ત થવાને યોગ્ય છે ॥૨૪॥

दैवमेवापरेयज्ञंयोगिनःपर्युपासते ॥
ब्रह्माग्नवपरेयज्ञंयज्ञेनैवोपजुव्हति ॥२५॥

એ કર્મયોગની જ્ઞાનાકારતા કહી ને હવે ક-
ર્મયોગના ભેદ કહેછે अपरेअकारांत्रविष्णु એ શ્રુતી પ્ર-
માણુથી જે વિષ્ણુ પરાયણ છે તે યોગી દૈવયજ્ઞ
એટલે પ્રતિમા પુજનરૂપ યજ્ઞ કરેછે એવા પ્રકારે
યોગી બ્રહ્માત્મક અગ્નિમાં યજ્ઞસાધન સામગ્રી કરી
હવનાત્મક યજ્ઞમાં હવન કરેછે. ॥ ૨૫ ॥

श्रोत्रादिनींद्रियाण्यन्येसंयमाग्निषुजुव्हति ॥
शब्दादीन्विषयानन्येइंद्रियाग्निषुजुव्हति२६॥

અને કેટલા યોગી શ્રોત્રાદીક ઈંદ્રીયોને હરી
કિર્તી શ્રવણાદીકમાં યુક્ત કરેછે અને કેટલાક શ-

બ્દાદીક વિષયોને ઇંદ્રીયરૂપ અગ્નિમાં હોમેછે અ-
ર્થાત હરીકિર્તનના અને શ્રવણાદીક નથી કરતા
તેમજ અન્યથા નહીં. ॥ ૨૬ ॥

सर्वाणींद्रियकर्माणिप्राणकर्माणिचापरे ॥
आत्मसंयमयोगाग्नौजुव्हतिज्ञानदीपिते२७॥

બીજા કેટલા યોગી સર્વ ઇંદ્રીયકર્મોને પ્રાણ-
નાકર્મોને જ્ઞાનથી પ્રદીપ્ત એવા મનને સંયમરૂપ
અગ્નિમાં હોમેછે, અર્થાત મને કરીને ઇંદ્રીય પ્રા-
ણવૃત્તીયો સંસારવિષયથી નિવારણકરી આત્મજ્ઞા-
નમાં લગાડવા યત્ન કરેછે. ॥ ૨૭॥

द्रव्ययज्ञास्तपोयज्ञायोगयज्ञास्तथापरे ॥
स्वाध्यायज्ञानयज्ञाश्चयतयःसंशितव्रताः।२८।

અને કેટલા યોગી દ્રવ્યથી યજ્ઞ કરેછે એટલે
દાનાદીક યજ્ઞ કરેછે કેટલાક ઉપવાસાદીકરૂપ યજ્ઞ
કરેછે તેમજ કેટલાક પુણ્યક્ષેત્રમાં વાસરૂપ યોગ ક-
રેછે અને કેટલાક દ્રઢવ્રત્તિ યતિ એટલે યત્નશીળ
તે વેદાધ્યયન વેદોક્ત વિચારરૂપ યજ્ઞ કરેછે.॥૨૮॥

अपनेजुव्हतिप्राणंप्राणेऽपानंतथापरे ॥
प्राणापानगतिरुध्वाप्राणायामपरायणाः २९॥
अपरेनियताहाराःप्राणान्प्राणेषुजुव्हाति ॥
सर्वेऽप्येतेयज्ञाविदोयज्ञक्षपितकल्मषाः॥३०॥
यज्ञशिष्टाऽमृतभुजोयांतिब्रह्मसनातनं ॥
नायंलोकोऽस्त्ययज्ञस्यकुतोऽन्यःकुरुसत्तम ॥

બીજા કર્મયોગી પ્રમાણથી અહાર કરનાર જેમકે અડધુ પેટ અંનથી ભરે ચોથો હીસ્સો જળ અને બીજો બાકી હીસ્સો પવન સંસાર અર્થ ખાલી રાખેછે એવા પ્રાણાયામ પરાયણછે, એવા યોગી અપાનમાં પ્રાણને હોમેછે એટલે પુરક કરેછે, તેમજ કેટલાક પ્રાણવાયુમાં અપાનને હોમેછે તે રેચક તેમજ પ્રાણ અપાનની ગતીને રોકીને પ્રાણને પ્રાણમાંજ હોમેછે અર્થાત કુંભક કરેછે. બધા યજ્ઞને જાણનાર યજ્ઞે કરી પાપરહીત વા યજ્ઞના શેષ ભાગ અમૃતરૂપ અંનને ખાનારા સનાતન બ્રહ્મને પ્રાપ્ત

થાયછે. હે કુરૂવંશમાં શ્રેષ્ટ અર્જુન જે યજ્ઞ નથી
કરતા તેમને આ લોકમાં પણ શ્રેય નથી તો પરલોક-
માં શી રીતે થાય. ॥ ૨૯ ॥ ॥ ૩૦ ॥ ॥ ૩૧ ॥

एवंबहुविधायज्ञावितताब्रह्मणोमुखे ॥
कर्मजान्विद्धितान्सर्वनेवंज्ञात्वाविमोक्ष्यसे३२

એમ બહુ પ્રકારે વેદમાં યજ્ઞનો વિસ્તાર ક-
હ્યોછે એ બધાં કર્મજ છે અને કર્મથીજ થાયછે
એમ જાણી કર્મ મુકત થશો. ॥ ૩૨ ॥

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञःपरंतप ॥
सर्वंकर्माऽखिलंपार्थज्ञानेपरिसमाप्यते॥३३॥

હે પરંતપ દ્રવ્યરૂપયજ્ઞ શ્રેષ્ટ છે કારણ કે
દ્રવ્યરૂપ યજ્ઞનું ફળ જ્ઞાનજ છે હે પાર્થ ફળસહીત
સર્વ કર્મ જ્ઞાનમાં સમાપ્ત થાયછે એટલે જ્ઞાનના માટે
યજ્ઞ કરેછે. ॥ ૩૩ ॥

तद्विद्धिप्रणिपातेनपरिप्रश्नेनसेवया ॥
उपदेक्ष्यंतितेज्ञानंज्ञानिनस्तत्वदर्शिनः॥३४॥

તે જ્ઞાન તત્વદર્શી જ્ઞાનીજન તમને ઉપદેશ

કરશે તમે તેમની શેવા કરીને અને સત્કાર પૂર્વક નમસ્કાર કરી તેમને પ્રશ્ન કરીને જાણો જે અહીંઆં શ્રીકૃષ્ણે જ્ઞાનીજનની પ્રસંસા માટે આ વાક્ય કહ્યું છે. अविनाशितुतद्विद्धि અહીંથી લેઈ एषातेभिहितामांख्ये અહીં પર્યંત જ્ઞાનઉપદેશ કરીચુક્યા છે. ૩૪

यज्ज्ञात्वानपुनर्मोहमेवंयास्यासिपांडव ॥
येनभूतान्यशेषेणद्रक्ष्यस्यात्मन्यथोमयि ३५॥

માટે હે પાંડુપુત્ર તે જ્ઞાનને જાણી ફરી મોહને પ્રાપ્ત નહીં થાવ જે જ્ઞાને કરી સર્વભુત પ્રાણી માત્રને આપ સાદ્રશ જુવો, જેમકે પ્રકૃતીથી ભીન્નપર થાયછે તે જ્ઞાનાકારતાથી સર્વ સમાન છે પોતાના સદ્રશ જોવા પછી મારા સમાન જોશો જ્ઞાન પ્રાપ્તથએ જીવ મારી સમતાને પ્રાપ્ત થાયછે તે આગળ કહીશું. इदंज्ञानमुपाश्रित्यममसाधर्म्यमागताः ॥અહીં બ્રહ્મસુત્ર પણ પ્રમાણછે भोगमात्रसाम्यलिंगच્च એવીજ શ્રુતિ પ્રમાણછે तथाविद्वानपुण्यपापोविधूयनिरजनःपरमंसांतिमुपैति ઇત્યાદી પ્રમાણોથી નામ રૂપરહીત એટલે સુક્ષ્માવસ્થામાં આત્મા અને પરમાત્મા-

નું સ્વરૂપ સમતા નિશ્ચય થાયછે. ॥ ૩૫ ॥

**अपिचेदसिपापेभ्यःसर्वेभ्यःपापकृत्तमः ॥**
**सर्वंज्ञानप्लवेनैववृजिनंसंतरिष्यसि ॥३६॥**

જો તમે સર્વ પાપીઓમાં અતિ પાપી હશો તોપણ જ્ઞાનરૂપ નાકાએ કરી દુઃખ સમુદ્રને તરશો. ॥ ૩૬ ॥

**यथैधांसिसमिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ॥**
**ज्ञानाग्निःसर्वकर्माणिभस्मसात्कुरुतेतथा ।३७।**

હે અર્જુન પ્રજ્વલીત અગ્ની ઇંધન જે લાકડાંને બાળી સામગ્રી ભસ્મ કરી નાખે છે, તેવી રીતે જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મઇંધનને બાળી ભસ્મ કરેછે. ॥ ૩૭ ॥

**नहिज्ञानेनसदृशंपवित्रमिहविद्यते ॥**
**तत्स्वयंयोगसंसिद्धःकालेनात्मनिविंदति ।३८॥**

આ લોકમાં નિશ્ચય કરીને જ્ઞાન સમાન બીજું નથી, તે જ્ઞાનના માટે કેટલાંક કર્મ કરતે કરતે

કર્મયોગથી સીદ્ધિ પામેલા આપમાં આપનેજ પ્રાપ્ત થાયછે. ॥ ૩૮ ॥

श्रद्धावांल्लभतेज्ञानंतत्परःसंयतेंद्रियः॥
ज्ञानंलब्ध्वापरांशांतिमचिरेणाधिगच्छति ३९

જ્ઞાન પ્રાપ્તિમાં લાગેલા ઈંદ્રીયોને સંયમ કરેલા શ્રદ્ધાવાન પુરૂષ જ્ઞાનને પ્રાપ્ત થાયછે, તે જ્ઞાનને પામી થોડાજ કાળમાં પરમ શાન્તીને પામેછે. ૩૯

अज्ञश्चाऽश्रद्दधानश्चसंशयात्माविनश्यति॥
नायंलोकोस्तिनपरोनसुखंसंशयात्मनः।४०॥

જે અજ્ઞાની છે તે જ્ઞાન પ્રાપ્તીને અર્થે શ્રદ્ધા ધારણ કરેલી નથી, અને મનમાં રાખનાર તે નષ્ટ ભ્રષ્ઠ થઇ સંસારમાં ભમેછે, જેના મનમાં સંશય છે તેને આ લોક સુખદાયક નથી, તેમજ પરલોક પણ સુખદાયક નથી. અર્થાત કયાંઇ પણ સુખી છેજ નહીં. ॥ ૪૦ ॥

योगसंन्यस्तकर्माणंज्ञानसंछिन्नसंशयं ॥

**आत्मवंतंनकर्माणिनिबध्नंतिधनंजय ॥४१॥**

હે અર્જુન, પરમેશ્વર આરાધનરૂપ જે નિષ્કામકર્મયોગ તેણેકરી પરમાત્માને અર્પણ જેણે કર્મ કર્યાં છે તે જ્ઞાને કરી નષ્ટ સંશય થયેલા છે; એવા સ્થીરચિત્ત જ્ઞાનીને કર્મબંધન કરી શકતાં નથી. ૪૧

**तस्माद्ज्ञानसंभूतंहृत्स्थंज्ञानासिनात्मनः ॥**

**छित्वैनंसंशयंयोगमातिष्ठोत्तिष्ठभारत ॥४२॥**

હે ભરતવંશોત્પન્ન અર્જુન! તમારા હૃદયમાં સ્થીત જે અજ્ઞાન તેને જ્ઞાનરૂપ ખડ્ગથી છેદીને ઊઠો. કર્મયોગમાં પ્રવર્તથાવ, એટલે ક્ષત્રીયનું કર્મ-યુદ્ધ છે તે કર્મ કરો. ॥ ૪૨ ॥

**इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सुब्रह्मविद्यायां योगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादेकर्मसंन्यासयोगोनामचतुर्थोऽध्यायः ॥४॥**

---

# अध्याय ५

## ॥ अर्जुन उवाच ॥

संन्यासंकर्मणांकृष्णापुनर्योगंचशंससि ॥
यच्छ्रेयएतयोरेकंतन्मेब्रूहिसुनिश्चितं ॥१॥

શ્રી કૃષ્ણને અર્જુન પુછેછે કે, હે કૃષ્ણ! કર્મસન્યાસ જે જ્ઞાનયોગ તેને અને ફરીને કર્મયોગને કહોછો એ બેમાં જે નિશ્ચય કરેલો શ્રેષ્ટ માર્ગ હોય તે કહો, જેમ કે બીજા અધ્યાયમાં કહ્યું કે મુમુક્ષુ પ્રથમ કર્મ કરી અંતઃકરણની શુદ્ધીથયે જ્ઞાનયોગથી આત્મદર્શનનો ઉપાય કરે તેમજ ત્રીજા ચોથામાં પણ જ્ઞાનીને પણ કર્મ કરવુંજ શ્રેષ્ટ કહ્યું તો એ બે જે કહોછો તો તેમાંથી જે શ્રેષ્ટ હોય તેજ મને કહો. ૧

## ॥ श्रीभगवानुवाच ॥

संन्यासःकर्मयोगश्चनिःश्रेयसकरावुभौ ॥
तयोस्तुकर्मसंन्यासात्कर्मयोगोविशिष्यते॥२॥

શ્રી કૃષ્ણભગવાને જ્યારે અર્જુનની પ્રાર્થના સાંભળી ત્યારે બોલ્યા કે સંન્યાસ જે કર્મનો ત્યાગ અને કર્મયોગ, એ બે કલ્યાણકારીછે. તેમાંથી કર્મત્યાગથી કર્મયોગ શ્રેષ્ટ છે. ॥ २ ॥

ज्ञेयःसनित्यसंन्यासीयोनद्वेष्टिनकांक्षति ॥
निर्द्वंद्वोहिमहाबाहोसुखंबंधात्प्रमुच्यते ॥३॥

હે મહાબાહુ! જો કોઇ વસ્તુનો દ્વેશ ન કરે, ઇચ્છા પણ ન કરે અને સુખ દુઃખાદી દ્વંદ્વરહીત તે નિત્ય સંન્યાસી જાણવો તે સુખ પુર્વબંધનથી નિશ્ચય મુકત થાયછે. ॥ ૩ ॥

सांख्ययोगौपृथग्बालाःप्रवदंतिनपंडिताः ॥
एकमप्यास्थितःसम्यगुभयोर्विंदतेफलं॥४॥

જે મુર્ખછે તે સાંખ્યયોગને એટલે જ્ઞાનકર્મને જુદું કહેછે, પંડીતો કેહેતા નથી એ બેમાંથી એકમાં સારી રીતે સ્થીત રહે તેને બેનુંફળ પ્રાપ્ત થાયછે.॥ ૪ ॥

यत्सांख्यैःप्राप्यतेस्थानंतद्योगैरपिगम्यते ॥
एकंसांख्यंचयोगंचयःपश्यतिसपश्यति ॥५॥

જે સ્થાન જ્ઞાને કરી પ્રાપ્ત થાયછે તેજ સ્થાન કર્મે કરીને પણ પ્રાપ્ત થાયછે માટે જ્ઞાન અને કર્મને જે એક જાણેછે તેજ વિદ્વાન છે. ॥ ૫ ॥

संनासस्तुमहाबाहोदुःखमाप्तुमयोगतः ॥
योगयुक्तोमुनिर्ब्रह्मनचिरेणाधिगच्छति ॥६॥

હે માહાબાહો! આ સંન્યાસકર્મ વગર પ્રાપ્તથવું દુર્ગમછે અર્થાત થાયજ નહી, જે કર્મ યોગ યુકત આત્મજ્ઞાનમાં મન લગાડે છે તે થોડાજ કાળમાં બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ॥ ૬ ॥

योगयुक्तोविशुद्धात्माविजितात्माजितेंद्रियः ॥
सर्वभूतात्मभूतात्माकुर्वन्नपिनलिप्यते ॥७॥

જે કર્મયોગ યુકત છે, અર્થાત નિષ્કામ કર્મ કરે છે, જેનીવાણી શુદ્ધ છે, તેથી હરીકીર્તન કર્તાછે, જેથી મન શુદ્ધછે; તેથી મનથી હરીસ્મરણ કરેછે.

જીતેંદ્રીય અર્થાત વિષયને શ્રેષ્ટ જાણતાજ નથી; અને સર્વભૂત પ્રાણી માત્રના આત્મા અંતરજામીમાં મન છે એવા પુરૂષ કર્મ કરેછે પણ લીપ્ત થતા નથી. ॥૭

नैवकिंचित्करोमीतियुक्तोमन्येततत्त्ववित्॥पश्यंच्छृण्वन्स्पृशन्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्छ्वसन्॥प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि॥इंद्रियाणींद्रियार्थेषुवर्त्तंत इतिधारयन्॥८॥९॥

ઈંદ્રીયોના વિષયમાં ઈંદ્રીયો વર્તમાન રહીછે. એ ધારણ કરેલા તત્વ જ્ઞાની કર્મયોગ જોતો, સાંભળતો, સ્પર્શ કરતો, સુંઘતો, ખાતો, ચાલતો, સુતો, શ્વાસલેતો, બોલતો, છોડતો, પકડતો, નેત્રખોલતો, મીચતો, થકો હું કાંઇપણ કરતો નથી એમ માનેછે. ॥ ૮ ॥ ॥ ૯ ॥

ब्रह्मण्याधायकर्माणिसंगंत्यक्त्वाकरोतियः॥ लिप्यतेनसपापेनपद्मपत्रमिवांभसा॥१०॥

શરીરમાં એટલે શરીરસ્થ ઈંદ્રીયમાં કર્મ ધા-

રણુ કરીને કર્મ કરનાર ઇંદ્રીયોછે એમ જાણી ફ-
ળની આશક્તીને ત્યાગી, કર્મ કરેછે; તે પાપે કરી
લીપ્ત થતો નથી, જેમ જળમાં કમળ લીપ્ત નથી.
થતું તેમ પાપથી લીપ્ત થતો નથી. ॥ ૧૦ ॥

कायेनमनसाबुद्ध्याकेवलैरिंद्रियैरपि ॥
योगिनःकर्मकुर्वंतिसंगंत्यक्त्वात्मशुद्धये॥११॥

જે યોગીછે તે ફળસંગ ત્યાગીને આત્મશુદ્ધી-
ને વાસ્તે એટલે આત્મગત પ્રાચીન કર્મ છુટવાને
માટે શરીરે મનબુદ્ધીએ કરી કેવળ ઇંદ્રીયે કરીને
કર્મ કરેછે. ॥ ૧૧ ॥

मुक्तःकर्मफलंत्यक्त्वाशांतिमाप्नोतिनैष्ठिकीं ॥
अयुक्तःकामकारेणफलेसक्तोनिबद्धते ॥१२॥

આત્મજ્ઞાનમાં જોડાએલા યુકતપુરૂષ કર્મફ-
ળને ત્યાગી ઇશ્વરનિષ્ટ શાન્તીને પ્રાપ્ત થાય છે, જે
આત્મજ્ઞાન યોગરહીતછે યથેષ્ટકરણ કરી ફળવિશે
આશકત જે જીવ બંદ્ધ થાય, અર્થાત બંધનને યો-
ગ્ય થાયછે. ॥ ૧૨ ॥

सर्वकर्माणिमनसासंन्यस्यास्तेसुखंवशी ॥
नवद्वारेपुरेदेहीनैवकुर्वन्नकारयन् ॥१३॥

વશી એટલે જેનું ચિત્ત વશ છે એવો દેહધારી જીવ નવદ્વારનું પુર જે દેહ તેમાં મનથી કર્મોને સ્થાપીત કરી ન કર્તા ન કરાવનાર જેવું સુખછે તેમજ રહેછે. ॥ ૧૩ ॥

नकर्तृत्वंनकर्माणिलोकस्यसृजातिप्रभुः ॥
नकर्मफलसंयोगंस्वभावस्तुप्रवर्त्तते ॥१४॥

પ્રભુ એટલે અવીનાશી આત્મા, લોક જે દેવાદીક શરીર તેમને નથી કર્તાપણું, નથી કર્મ, નથી કર્મફળનો સંયોગ, એવા સર્વોપરી છે; અર્થાત શ્રેષ્ટ છે કેમકે આસ્વભાવ એટલે અનાદીકાળ પ્રકૃતિ સંસર્ગની વાસના પ્રવર્તછે. ॥ ૧૪ ॥

नादत्तेकस्यचित्पापंनचैवसुकृतंविभुः ॥
अज्ञानेनावृतंज्ञानंतेनमुह्यंतिजंतवः ॥१५॥

જેમ કર્તવ્યતા અને કર્મોને ઊત્પન્ન નથી કરતા તેથી જીવાત્મા કોઇ શરીર સંબંધી પાપને પણ ગૃહણ કરતો નથી તેમજ સુકૃત જે પુન્ય તે પણ ગૃહણ કરતો નથી. જેમકે, જેનું જ્ઞાન અજ્ઞાનથી ઢંકાઇ રહેલું છે તેથી તે જીવ મોહને પ્રાપ્ત થાયછે, અને અજ્ઞાને કરી દેહમાં આશક્તિ તેથી દુઃખ પામેછે. ૧૫

ज्ञानेनतुतदज्ञानंएषांनाशितमात्मनः ॥
तेषामादित्यवज्ज्ञानंप्रकाशयतितत्परं ॥१६॥

જેને આત્મસંબંધી જ્ઞાનથી અજ્ઞાન નષ્ટ થયું છે તો તેમનું જ્ઞાન સૂર્યના પ્રકાશ જેવું પ્રકાસે છે, તેથી સંસાર દુઃખરહીત મુકત કરેછે. ॥૧૬॥

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ॥
गच्छंत्यपुनरावृत्तिंज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥

એવા પ્રકારે આત્મજ્ઞાનમાં જેની બુદ્ધી, મન અને નિષ્ટા તે એ પ્રકારના જ્ઞાનથી નાશ થયા છે, મનોવિકાર તે જેના એવા પુરૂષ મુક્તિને પામેછે. ૧૭

विद्याविनयसंपन्नेब्राह्मणेगविहस्तिनि ॥
शुनिचैवश्वपाकेचपंडिताःसमदर्शिनः॥१८॥

વિદ્યા અને વિનયયુક્ત બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, શ્વાનમાં અને ચાંડાળમાં પણ પંડીતજન સમદર્શી થાયછે અર્થાત આત્મા આપણા સમાન જાણેછે. ॥૧૮॥

इहैवतैर्जितःसर्गोएषांसाम्येस्थितंमनः ॥
निर्दोषंहिसमंब्रह्मतस्माद्ब्रह्मणितेस्थिताः १९॥

જેનું મન એવી સમતામાં સ્થીર છે તેમણે અહીંયાંજ સંસાર જીત્યો છે તેથી નિર્દોશબ્રહ્મ સર્વ સમાન છે અને તે બ્રહ્મપ્રાપ્તી નિમીત્ત સ્થિત છે. ૧૯

नप्रहृष्येत्प्रियंप्राप्यनोद्विजेत्प्राप्यचाप्रियं ॥
स्थिरबुद्धिरसंमूढोब्रह्मविद्ब्रह्मणिस्थितः ॥२०॥

પ્રીય વસ્તુ પામ્યાથી હર્ષ નથી અને અપ્રીય વસ્તુ પામ્યાથી વ્યાકુળ નથી એવા સ્થીરબુદ્ધિ

વિચારશિળ બ્રહ્મ જાણનારને બ્રહ્મપ્રાપ્તી નિમિત્ત સ્થિત છે. ॥ ૨૦ ॥

बाह्मस्पर्शेष्वसक्तात्माविंदत्यात्मनियत्सुखं ॥
सब्रह्मयोगयुक्तात्मासुखमक्षयमश्नुते ॥२१॥

જે શબ્દાદીક વિષયોમાં અનાશક્ત છે અને આત્મામાં સુખને પામેછે તે બ્રહ્મપ્રાપ્તી ઉપાય કરનાર પુરૂષ અક્ષયસુખ જે મોક્ષ, તેને પ્રાપ્ત થાયછે. ૨૧

येहिसंस्पर्शजाभोगादुःखयोनयएवते ॥
आद्यंतवंतःकौंतेयनतेपुरमतेवुधः ॥ २२॥

હે કુન્તીપુત્ર! શબ્દ સ્પર્શાદીક ભોગ છે તે દુઃખનું કારણ છે અને અલ્પકારીક છે, એવા નિશ્ચયથી પંડીતજન તેમાં રમતા નથી. ॥ ૨૨ ॥

शक्नोतीहैवयःसोढुंप्राक्शरीराविमोक्षणात् ॥
कामक्रोधोद्भवंवेगंसयुक्तःससुखीनरः ॥२३॥

જે માણસ કામ ક્રોધના વેગ શરીર નીકળ-

તાં પુર્વે તે વેગને સહન કરી શકેછે તે યોગી છે અ-
ને આ લોકમાં સુખી છે. ॥ ૨૩ ॥

योंतःसुखोंऽतरारामस्तथांतर्ज्योतिरेवयः ॥
सयोगिब्रह्मनिर्वाणंब्रह्मभूतोऽधिगच्छति२४॥

જેને આત્મામાંજ સુખ, આત્મામાંજ વિશ્રામ
છે તેને અંતર જોતિરૂપ આત્મજ્ઞાને કરી પ્રકાશી-
ત છે. ॥૨૪ ॥

लभंतेब्रह्मनिर्वाणमृषयःक्षीणकल्मषाः ॥
छिन्नद्वैधायतात्मानःसर्वभूतहितेरताः ॥२५॥

જેના લાભ, અલાભ સુખ દુઃખાદીક બે બે
ઉપદ્રવ નષ્ટ થયાછે, જેનું મન ઇશ્વરમાં લાગ્યું છે
અને સર્વ ભુત પ્રાણીમાત્રના હીતમાં પ્રવર્તછે તેથી
તેમનાં પાપ ક્ષીણ છે. તેવા મુનિજન બ્રહ્મ સમાન
મુક્તિ પામેછે. ॥ ૨૫ ॥

कामक्रोधावियुक्तानांयतीनांयतचेतसा ॥
अभितोब्रह्मनिर्वाणंवर्ततेविदितात्मनां ॥२६॥

જે કામ, ક્રોધ રહીતછે અને ઇશ્વર પ્રાપ્તીનું યત્ન કરનાર છે અને ચિત્ત જેને વશછે, એવા આત્મજ્ઞાનીને સર્વ પ્રકારથી વર્તમાન રહેછે. ॥૨૬॥

स्पर्शान्कृत्वाबहिर्बाह्यांश्चक्षुश्चैवांतरंभ्रुवोः ॥
प्राणापानौसमौकृत्वानासाभ्यंतरचारिणौ२७।
यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ॥
विगतेच्छाभयक्रोधोयःसदामुक्तएवसः॥२८॥

બાહ્ય ઈંદ્રીયોના સ્પર્શ શબ્દાદીક તેના બાહારથી ત્યાગ કરી ભૃગુટીના મધ્યભાગમાં દ્રષ્ટી કરી નાશીકાના સંચાર કરે. એમ પ્રાણ, અપાન ને સમ કરી જે મુની મનનશીળ પુરૂપ ઈંદ્રીયો, બુદ્ધિ, મન, વશ કરે; મોક્ષમાંજ આશક્ત, ઇચ્છા, ભય, ક્રોધથી રહીત છે તે સદા મુકત છે. ॥ ૨૭-૨૮ ॥

भोक्तारंयज्ञतपसांसर्वलोकमहेश्वरं ॥
सुहृदंसर्वभूतानांज्ञात्वामांशांतिमृच्छति२९॥

સર્વ યજ્ઞ અને તપના ભોકતા સર્વ લોકના મહેશ્વર અર્થાત લોકેશ્વરના પણ ઈશ્વર સર્વ પ્રાણી ભુત માત્રના સુહ્રદ એવો મને જાણી મુકિતને પ્રાપ્ત થાય છે. ॥૨૯॥

॥इतिश्रीमद्भगवद्गीतासुपनिषत्सुब्रह्मविद्यायांयोगशास्त्रे श्रीकृष्णार्जुन संवादेकर्मसंन्यासयोगो नामपंचमोऽध्यायः ॥५॥

---

## अध्याय ६

अनाश्रितःकर्मफलंकार्यंकर्म करोतियः ॥
ससंन्यासीचयोगीचनानिरग्निर्नचाक्रियः ॥१॥

કર્મયોગ કહ્યા પછી જ્ઞાનકર્મસાધ્ય આત્મદર્શનરૂપ યોગાભ્યાસ કહેછે. તેમાં કર્મયોગની અપેક્ષારહીત યોગસાધનતત્ત્વ દ્રઢ કરવા જ્ઞાનાકાર કર્મયોગને યોગશિરોમણી કહેછે. કેમકે કર્મફળને ઇ-

ચ્છા તો નથી અને સ્વવર્ણાશ્રમ ઉચીત જે યોગ્ય-
કર્મ છે તે કરેછે, તે સંન્યાસી છે વા યોગી છે. જે-
ણે અગ્નિકર્મનો ત્યાગ કર્યો તે સન્યાસી અને યોગી
નથી, વા જેણે ક્રીયાકર્મનો પણ ત્યાગ કર્યો છે તેપ-
ણ સંન્યાસી અથવા યોગી નથી. કારણકે નિષ્કામ
કર્મ કરનારનેજ સન્યાસી વા યોગી કહેલા છે. ॥૧

यसंन्यासमितिप्राहुर्योगंतंविद्धिपांडव ॥
नह्यसंन्यस्तसंकल्पोयोगीभवतिकश्चन ॥२॥

હવે કર્મયોગમાં પણ જ્ઞાન બતાવેછે. હે પાંન્ડુ-
પુત્ર જેને સંન્યાસ કહેછે તેને અભેદ કરીને યોગ
જાણો, કર્મફળ સંકલ્પ ત્યાગ કર્યા શિવાય કોઇપણ
યોગી થતો નથી. અર્થાત કર્મફળને ઇશ્વરાર્પણ કર્યા-
વિના સંન્યાસી વા યોગી નહીં. જે કર્મફળને ઇશ્વ-
રાર્પણ કરેછે તેજ સંન્યાસીયોગી છે. ॥ ૨ ॥

आरुरुक्षोर्मुनेर्योगंकर्मकारणमुच्यते ॥
योगारूढस्यतस्यैवशमःकारणमुच्यते ॥३॥

આત્મજ્ઞાનની પ્રાપ્તી ઇચ્છનાર મનનશિલ ને જ્ઞા-
નપ્રાપ્તી માટે કર્મ કહ્યુંછે, તે જ્ઞાનને પ્રાપ્ત થએલાને
મુકિતકારણ સંકલ્પ વિકલ્પ પુર્વક કર્મજ કહ્યું છે.૩

यदाहिनेंद्रियार्थेषुनकर्मस्वनुषज्जते ॥
सर्वसंकल्पसंन्यासीयोगारूढस्तदोच्यते ॥४॥

જ્યારે ઇંદ્રીયોના વિષયમાં, કર્મોમાં આશકત
ન હોય અને સર્વ સંકલ્પોને ત્યાગી યોગારૂઢ ક-
હેવાય છે તેથી કર્મ કરવાં ઉચીત અવશ્ય છે ॥૪

उद्धरेदात्मनात्मानंनात्मानमवसादएत् ॥
आत्मैवह्यात्मनोबंधुरात्मैवारिपुरात्मनः ॥५॥

પોતાને વશ્ય મન કરીને પોતાનો ઉદ્ધાર ક-
રવો, આતમાનો અવસાદ ન કરવો. અર્થાત ઘાત
એટલે અધોગતી કરવી નહીં, કારણ કે પોતાનુંજ
મન મિત્ર અને શત્રુ છે. ॥ ૫ ॥

बंधुरात्मात्मनस्तस्ययेनात्मैवात्मनाजितः ॥
अनात्मनस्तुशत्रुत्वेवर्तेतात्मैवशत्रुवत् ॥६॥

જેણે નિશ્ચય કરીને બુદ્ધિવડે મનને જીતેલું છે તે જીવાત્માનો મન મિત્ર છે અને જેણે મન જીતેલું નથી તેનું મન શત્રુછે. ॥ ૬ ॥

जितात्मनःप्रशांतस्यपरमात्मासमाहितः ॥
शीतोष्णसुखःदुःखेषुतथामानापमानयो ॥७॥

શિત, ઉષ્ણ, સુખ અને દુઃખ તેમજ માન અને અપમાન જેણે જીત્યું છે તેમાં શાન્તની બુ-દ્ધિ અતિશય પરીપુર્ણ રહેછે. ॥ ૭ ॥

ज्ञानविज्ञानतृप्तात्माकुटस्थोविजितेंद्रियः ॥
युक्तइत्युच्यतेयोगीसमलोष्टाश्मकांचनः ॥८॥

જ્ઞાન જે આત્માનું, વિજ્ઞાન જે વિશેષ જ્ઞાન એટલે આત્મ અનાત્મ વિવેક એથીકરી જેનું મન તૃપ્ત છે અને કુટસ્થ સર્વ શરીરોમાં આત્મસ્વરૂપ સમાનજાણી નિર્વિકાર, તેથી જીતેંદ્રીયપણાથી જે લોહ અને સુવર્ણ તે સમાન જાણી રહેછે તેવા યો-ગીયુક્ત એટલે આત્મદર્શન યોગયુક્ત કહેવાયછે. ૮

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ॥
साधुष्वपिचपापेषुसमबुद्धिर्विशिष्यते ॥९॥

સુ-હૃદ જે પ્રત્યુપકાર વિના હિત કરનાર, મીત્ર પરસ્પર ઉપકારી, અરી, શત્રુ, ઉદાશી, જે પ્રીતિ વૈરરહીત, મધ્યસ્થ સદાકાળ પ્રીતી વૈરસમાન, સદા ઇર્ષા કરતા હોય, સદા હિતેચ્છુ તે બંધુ, ધર્મશીલ તે સાધુ, પાપશીલ પાપી એટલા બધામાં જે બુદ્ધિથી સમાન દ્રષ્ટી રાખે તે શ્રેષ્ટ છે. ॥ ૯ ॥

योगीयुंजीतसततमात्मानंरहसिस्थितः ॥
एकाकीयतचित्तात्मानिराशीरपरिग्रहः ॥१०॥

પોતાને વશ મન ચિત્તવાળો સંસારીક આશારહિત આત્મપરગૃહ વિના રહિત એવો યોગી એકાંતમાં એકલો બેસી મનને નિરંતર પરમાત્મામાં લગાડતો રહે. ॥ ૧૦ ॥

शुचौदेशेप्रतिष्ठाप्यस्थिरमासनमात्मनः ॥
नात्युच्छ्रितंनातिनीचंचैलाजिनकुशोत्तरं ॥११॥

तत्रैकाग्रंमनःकृत्वायतचित्तेंद्रियक्रियः ॥
उपविश्यासनेयुंज्याद्योगमात्मविशुद्धये॥१२॥

હવે યોગાભ્યાસમાં આસન નિયમ કહેછે.
પવિત્ર સ્થાનમાં અતિ ઉંચું નહીં, અતિ નીચું નહી એવા આસનપર પ્રથમ દર્ભાસન તેના ઉપર મૃગચર્મ તે ઉપર વસ્ત્ર, એવું સ્થીર આસન કરીને મનને એકાગ્ર કરી ચીત્ત ઈંદ્રીયોને વશ કરી બંધન છુટવા માટે યોગ કરે. ॥ ११ ॥ ॥ १२ ॥

समंकायशिरोग्रीवंधारयन्नचलंस्थिरं ॥
संप्रेक्ष्यनासिकाग्रंस्वंदिशश्चानवलोकयन्॥१३
प्रशांतात्माविगतभीर्ब्रह्मचारिव्रतेस्थितः॥
मनःसंयम्यमच्चित्तोयुक्तआसीतमत्परः॥१४॥

સ્થિતી કરીને કરવાનો જે નિયમ તે કહેછે.
સ્વસ્થ મકય શરીર, મુસ્તક અને ગ્રીવા એમને અચળ સ્થીર રાખી નાશીકાના અગ્રભાગને જુવે, આજુ બાજુ ઉપર દ્રષ્ટી ફરે નહીં પ્રશાંત ચિત્ત ભય

રહિત બ્રહ્મચર્ય વ્રતમાં સ્થીત, મારામાં ચીત્ત લગા-
ડેલા મનને નિયમીત આત્મનિષ્ટ પુરૂષ મારામાં
લીન થઇ બેસી રહે. ॥ ૧૩ ॥ ૧૪ ॥

युंजन्नेवंसदात्मानंयोगीनियतमानसः ॥
शांतिंनिर्वाणपरमांमत्संस्थामधिगच्छति।१५।

એવા નિયમમાં જેનું મન છે એવા યોગી
સર્વકાળમાં મન મારા વિશે લગાડતો થકો આનંદ-
રૂપ શાન્તીને પામેછે. ॥ ૧૫ ॥

नात्यश्नतस्तुयोगोऽस्तिनचैकांतमनश्नतः॥
नचातिस्वप्नशीलस्यजाग्रतोनैवचार्जुन॥१६॥

હવે યોગીના અહારાદિકનો નિયમ નિર્માણ
કરેછે કે હે અરજુન જે અપતિભોજન કરનારથી
યોગ સિદ્ધ થાય નહીં, વા જે કંઇપણ ભોજન ન કરે
તેનાથી પણ યોગ થતો નથી, અતિ સુનારને અતિ
જાગનારને પણ યોગ સિદ્ધ થતો નથી. ॥૧૬॥

युक्ताहारविहारस्ययुक्तचेष्टस्यकर्मसु ॥

युक्तस्वप्नाऽवबोधस्ययोगोभवतिदुःखहा॥१७॥

જે અહાર અને સ્ત્રીપ્રસંગ પ્રમાણમાં કરશે, અહારનું આ પ્રમાણછે કે અરધુ પેટ અન્નથી, ચતુર્થાંશ પાણીથી, અને બાકીનું વાયુસંચાર વાસ્તે ખાલી રાખે. સ્ત્રીપ્રસંગ પ્રમાણ એ જે અતિકામની ઇચ્છાથી સ્ત્રીસંગ કરે ત્યાં શંકા છે કે યોગીને તો બ્રહ્મચર્ય રાખવું જોઇએ. તેમજ અધ્યાયના ચૌદમા શ્લોકમાં કહ્યું તે સત્ય છે, પરંતુ ऋतौभार्यामुपेयात् એ શ્રુતિપ્રમાણથી રૂતુ સમયમાં સ્ત્રી પ્રસંગ કરવાથી પણ બ્રહ્મચર્યછે. બીજું પણ કહ્યુંછે કે इंद्रियाणींद्रियार्थेषु ઈત્યાદી પ્રમાણથી સ્ત્રીસંગ નહીં કરે તો તેના યોગ્ય કુળમાં યોગી જન્મશે નહી, માટે યોગી સ્ત્રીપ્રસંગ પ્રમાણથી કરે. વિહાર શબ્દનો અર્થ સીદ્ધ છે તે કહેછે કે કર્મમાં પણ ચેષ્ટા પ્રમાણથી કરે અતિ પરીશ્રમ ન કરે. અહીં ભાગવતનું પ્રમાણ છે "सिद्धेऽन्यथार्थेनयतेततत्रपरिश्रमंतत्रसमीक्ष्यमाणः" એવુંજ બીજા સ્કંધના બીજા અધ્યાયના ત્રીજા શ્લોકમાં પણ કહયુંછે કે જે પ્રમાણથી સુએ, પ્રમાણથી જાગે તેને દુઃખ-

નાશક યોગ પ્રાપ્ત થાયછે. ॥૧૭॥

**यदाविनियतंचित्तमात्मन्येवावतिष्ठते ॥**
**निःस्पृहःसर्वकामेभ्योयुक्तइत्युच्यतेतदा॥१८॥**

જ્યારે ચીત્ત આત્મામાં નિશ્ચળ લાગી રહેછે ત્યારે સર્વ કામનાઓથી નિસ્પૃહ થયેલો પુરૂષ યુક્ત એમ કહેવાય છે. ॥૧૮॥

**यथादीपोनिवातस्थोनेंगतेसोपमास्मृता ॥**
**योगिनोयतचित्तस्ययुंजतोयोगमात्मनः॥१९॥**

જેમ જ્યાં પવન નથી તેવા સ્થાનમાં દીપક ડોલતો નથી, તેમ ચીત્ત જેને વશ છે એવા યોગના કરનાર યોગી તેમના મનની ઉપમા કહી છે.૧૯

**यत्रोपरमतेचित्तंनिरुद्धंयोगसेवया॥**
**यत्रचैवात्मनात्मानंपश्यन्नात्मनितुष्यति।२०।**

યોગ સેવનકરી વિષયોથી રોકેલું ચિત્ત જહાં વિશ્રામને પ્રાપ્ત થાયછે અને બુદ્ધિએ કરી આત્મસ્વરૂપનો નીશ્ચય કરતો થકો મનમાંજ સંતુષ્ટ થા-

૫. ॥ ૨૦ ॥

सुखमात्यंतिकंयत्तद्बुद्धिग्राह्यमतींद्रियं ॥
वेत्तियत्रनचैवायंस्थितश्चलतितत्वतः ॥२१॥

ઈંદ્રીયોના જાણવામાં ન આવે અને બુદ્ધિએ કરી ગહણ થાય એવું અત્યંત સુખ જે યોગમાં સ્થીત થયેલાછે તે જાણેછે, એવો નિશ્ચય કરી આત્મથી ચલાયમાન થતો નથી. અર્થાત અચળછે. ॥ ૨૧ ॥

यंलब्ध्वाचाऽपरंलाभंमन्यतेनाधिकंततः॥
यस्मिंस्थितोनदुःखेनगुरुणापिविचाल्यते २२

વળી જેને પામ્યાછે તેથી અધીક લાભ ન માનનાર દુઃખે કરી ધભરાતો નથી. ॥૨૨॥

तंविद्यादुःखसंयोगावियोगंयोगसंज्ञितं ॥
सनिश्चयेनयोक्तव्योयोगोनिर्विण्णचेतसा २३

તે દુઃખસંયોગકારક યોગનામક જાણવું, તે યોગ નિર્વિકલ્પ ચિત્તે નિશ્ચયકરી કરવાને યોગ્ય છે.૨૩

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वासर्वानशेषतः ॥
मनसैवेंद्रियग्रामंविनियम्यसमंततः ॥२४॥
शनैःशनैरुपरमेत्बुद्ध्याधृतिगृहीतया ॥ आत्म
संस्थंमनःकृत्वानाकिंचिदपिचिंतयेत् ॥२५॥

સ્પર્શજન્ય અને સંકલ્પજ એવા ભેદથી કામના બે પ્રકારનીછે. તેમાં સ્પર્શજ શિત ઉષ્ણ આદીક સંકલ્પજ પુત્રવિત્તાદીકમાં સ્પર્શજનું ત્યાગ સ્વરૂપથી થઇ શકતું નથી. માટે સંકલ્પજ સર્વ કામના સમગ્રતાથી મનથીજ ત્યાગીને સર્વત્ર સર્વ ઈંદ્રીયોને નિયમીત કરીને વિવેકી શુદ્ધબુદ્ધિએ કરીને ધીરેધીરે વિશ્રામને પામો, ફરી મનને આત્મસ્વરૂપમાં સ્થીર કરી આત્મચિંતવનવિના બીજું ચીંતવન ન કરવું. ॥૨૪॥૨૫॥

यतोयतोनिश्चरतिमनश्चंचलमस्थिरं ॥
ततस्ततोनियम्यैतदात्मन्येववशंनयेत्॥२६॥

એ મન ચંચળછે માટે આત્મસ્વરૂપ સ્થીર

થતું નથી અને જ્યાં ત્યાં લાગેછે તેથી ફેરવી આ-
ત્મસ્વરૂપમાંજ લગાડવું. ॥૨૬॥

प्रशांतमनसंह्येनंयोगिनंसुखमुत्तमं ॥
उपैतिशांतरजसंब्रह्मभूतमकल्मषं ॥२७॥

કારણકે જેનું મન આત્મસ્વરૂપમાં સ્થીરછે
તેથી તેનો રજોગુણ નાશ થયોછે તેથી તે નિષ્પાપ
છે તેથી પોતાના સ્વરૂપમાં સ્થીર રહેનાર ઉત્તમ
આત્મઅનુભવરૂપ સુખ પ્રાપ્ત થાયછે. ॥૨૭॥

युंजन्नेवंसदात्मानंयोगीविगतकल्मषः ॥
सुखेनब्रह्मसंस्पर्शमत्यंतंसुखमश्नुते ॥२८॥

એવા નિષ્પાપ યોગી એવી રીતે મનને સદા
સ્વરૂપ જ્ઞાનમાં યુક્ત કરતો કરતો બ્રહ્મ અનુભવરૂપ
અત્યંત સુખને સુખથી પ્રાપ્ત થાયછે. ॥૨૮॥

सर्वभूतस्थमात्मानंसर्वभूतानिचात्मानि ॥
ईक्षतेयोगयुक्तात्मासर्वत्रसमदर्शनः ॥२९॥

સર્વત્ર શત્રુ મીત્રાદીકમાં સમદ્રષ્ટીયોગ દ્વારાયુ-

णौसयुजौसखायौ એ શ્રુતિ પ્રમાણથી સખાત્વરૂપ સં-
યોગ લગાવેલ છે. મન જેણે આપરૂપ આકાશાદીક
સર્વ ભુત પ્રાણીમાત્રમાં સ્થીત અને આકાશાદીક
સર્વ ભુતને આપમાં પોતાનામાં જુવેછે. ॥ ૨૯ ॥

**योमांपश्यतिसर्वत्रसर्वंचमयिपश्यति ॥**

**तस्याहंनप्रणश्यामिसचमेनप्रणश्यति ॥३०॥**

એવીરીતે મને સર્વત્ર માળામણીમાં જેમ
સુતર રહેછે તેમ જાણેછે, દેખેછે, અને સર્વ જગત
સુતર મણકાસહીત મારામાં જાણેછે, દેખેછે, તેના-
થી અદ્રશ્ય નથી અને હું અદ્રશ્ય રાખતો નથી. ૩૦

**सर्वभूतस्थितंयोमांभजत्येकत्वमास्थितः ॥**

**सर्वथावर्त्तमानोपिसयोगीमयिवर्त्तते ॥३१॥**

ઐકત્વ એટલે સર્વથી મીત્રભાવ રાખીને સ-
ર્વની મીત્રતામાં રહેલ સર્વવ્યાપકને નિશ્ચયતાથી
ભજેછે, તે યોગી સર્વ આચરણ કરતો મારામાં વ-
ર્તમાન રહે તે મારા હૃદયમાં વસેછે. ॥ ૩૧ ॥

आत्मौपम्येनसर्वत्रसमंपश्यतियोऽर्जुन ॥
सुखंवायदिवादुःखंसयोगीपरमोमतः ॥३२॥

હે અરજુન જે સુખ અથવા દુઃખ આપના સમત્વકરી સર્વત્ર સમાન જુવે. આ શ્લોક ઓગણત્રીસમા શ્લોકને ખુલાસો આપેછે. ॥ ૩૨ ॥

॥ अर्जुन उवाच ॥

योऽयंयोगस्त्वयाप्रोक्तःसाम्येनमधुसूदन॥ एतस्याहंनपश्यामिचंचलत्वात्स्थितिंस्थिरां ॥३३॥

શ્રી કૃષ્ણનાં વાકય સાંભળી અરજુન કહેછે કે હે મધુસુદન જે આ યોગ સમતા કરી તમે કહ્યો તે મનના ચંચલત્વથી સ્થીર સ્થીતિ દેખાતિ નથી. ૩૩

चंचलंहिमनःकृष्णप्रमाथिबलवद्दृढं ॥
तस्याहंनिग्रहंमन्येवायोरिवसुदुष्करं ॥३४॥

હે કૃષ્ણ જેમકે મન આ ચંચળ ઇંદ્રીયોનો ક્ષોભક દઢ બળવાન છે અને તેનો રોકાવટ પવનની રોકાવટ જેવું દુષ્કર માનુંછું. ॥ ૩૪ ॥

॥ श्रीभगवानुवाच ॥

असंशयंमहाबाहोमनोदुर्निग्रहंचलं ॥

अभ्यासेनतुकौंतेयवैराग्येणचगृह्यते ॥३५॥

શ્રી કૃષ્ણ એવું સાંભળી કહેછે કે હે મહા-
બાહુ આ મન ચંચળ છે તેથી રોકવામાં કઠણ છે
એમાં સંશય નહીં, પણ હે કુન્તિપુત્ર, એ મન અ
ભ્યાસ અને વૈરાગ્યથી રોકવામાં આવેછે. ॥૩૫॥

असंयतात्मानायोगोदुष्प्रापइतिमेमतिः ॥

वश्यात्मनातुयतताशक्योऽवाप्तुमुपायतः ।३६

જેણે મન વશ કર્યું નથી તે પ્રાપ્ત થતો નથી,
એવી મારી મતિછે. જેણે મન વશ કર્યુંછે એ પ્રયત્ન
કરતે કરતે ઉપાયથી પ્રાપ્તીને શક્તીવાન થાયછે. ૩૬

॥ अर्जुनउवाच ॥

अयतिःश्रद्धयोपेतोयोगाच्चलितमानसः ॥

अप्राप्ययोगसंसिद्धिंकांगतिंकृष्णगच्छति ३७

"नेहाभिक्रमनाशोऽस्तिप्रत्यवायोनविद्यते" ઇ-ત્યાદીક પ્રમાણથી યોગ માહાત્મ્ય સાંભળ્યું હતું, તથાપી વિશેષ જ્ઞાનનેમાટે અરજુન ફરી પુછેછે કે, કૃષ્ણ જે શ્રદ્ધાકરીને યુક્ત અને યત્ન ન કરી શકયો તેથી મન ચલાયમાન થયું તેથી યોગ સીદ્ધી ન પામી કેઈ ગતીને પામેછે? ॥ ૩૭ ॥

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिवनश्यति ॥
अप्रतिष्ठोमहाबाहोविमूढोब्रह्मणःपथि ॥३८॥

હે માહાબાહુ વેદમાર્ગમાં ભુલેલો એટલે સ્વર્ગાદીપ્રાપ્તિ નિમીત કર્મ ત્યાગીને નિષ્કામકર્મરૂપ યોગને પામ્યો નથી. તેથી તે અપ્રતિષ્ઠીત ઉભયભ્રષ્ઠ સ્વર્ગાદીક અને યોગપણ મળ્યો નહી, તો છીન્નભિન્ન વાદળનીપેઠે છુટેલું વાદળ બીજાથી ન મળતાં નષ્ટ થાય તેમ શી રીતે થાયછે? ॥ ૩૮ ॥

एतन्मेसंशयंकृष्णच्छेत्तुमर्हस्यशेषतः ॥
त्वदन्यःसंशयस्यास्यच्छेत्ताह्युपपद्यते ॥३९॥

હે કૃષ્ણ એ પ્રકારના મારા સંશયને સારી રીતે છેદન કરવા આપ યોગ્યછો, સંશય છેદન કરનાર બીજો મને મળશે નહીં. ॥ ૩૯ ॥

॥ श्रीभगवानुवाच ॥

पार्थनैवेहनामुत्रविनाशस्तस्यविद्यते ॥
नहिकल्याणकृत्कश्चिद्दुर्गतिंतातगच्छति॥४०॥

શ્રી કૃષ્ણ એવું સાંભળીને કહેછે કે, હે પાર્થ! તે યોગીનો નાશ આ લોક પરલોકમાં નહીં,કેમકે હે તાત શુભકર્તા કોઇપણ દુરગતીને પામતો નથી.૪૦

प्राप्यपुण्यकृतांल्लोकानुषित्वाशाश्वतीःसमाः॥
शुचीनांश्रीमतांगेहेयोगभ्रष्टोऽभिजायते।४१।

યોગ પુરો થયા વગર મરી જાયતો તે યોગભ્રષ્ટ પુન્ય કરનાર લોકમાં પ્રાપ્ત થઇ અનેક વર્ષ રહી પવિત્ર અને ધનવાળાના કુળમાં જન્મે છે. ૪૧

अथवायोगिनामेवकुलेभवतिधीमतां ॥
एतद्धिदुर्लभतरंलोकेजन्मयदीदृशं ॥४२॥

અથવા બુદ્ધિમાન યોગીના કુળમાં જન્મેછે, આ લોકમાં એવો જન્મ દુર્લભ છે. ॥ ૪૨ ॥

तत्रतंबुद्धिसंयोगंलभतेपौर्वदैहिकं ॥
यततेचततोभूयःसंसिद्धौकुरुनंदन ॥४३॥

હે કુરૂનંદન ત્યાં જન્મલેઈ પુર્વ દેહસંબંધી બુદ્ધિસંયોગને પામે છે તે સિદ્ધીનીમીત યત્ન કરે-છે. ॥ ૪૩ ॥

पूर्वाभ्यासेनतेनैवाह्रियतेह्यवशोपिसः ॥
जिज्ञासुरपियोगस्यशब्दब्रह्मातिवर्त्तते ॥४४॥

જો કરવાને ન ઇચ્છે જીતેંદ્રીય ન હોય તોપણ તે પુરૂશ પુર્વ અભ્યાસે કરી પ્રાપ્ત થાયછે. જો યોગ જાણવાની ઇચ્છા કરે તોપણ શબ્દબ્રહ્મ એટલે દે-વાદી નામ શબ્દયુક્ત પ્રકૃતિને ઉલ્લુંઘન કરીજઇ મુક્ત થાય છે. ॥ ૪૪ ॥

प्रयत्नाद्यतमानस्तुयोगीसंशुद्धकिल्बिषः ॥
अनेकजन्मसंसिद्धस्ततोयातिपरांगतिं॥४५॥

એવા પ્રયત્નથી યોગ કરતો કરતો યોગી અનેક જન્મે કરી સીદ્ધ મુકતીને પામેછે. ॥ ૪૫ ॥

तपस्विभ्योऽधिकोयोगीज्ञानिभ्योऽपिमतोऽधिकः॥ कर्मिभ्यश्चाधिकोयोगीतस्माद्योगीभवार्जुन ॥४६॥

હે અરજુન યોગી જે નિષ્કામકર્મ કરે તે સકામીક તપ તપસ્વીથી અધીક ગણેછે. જ્ઞાનીથી પણ અધીકછે, અને સકામ કરનારથી યોગી અધીકછે, તેથી તમે યોગી થાવ અને નિષ્કામ થૈ સ્વધર્મરૂપ યુદ્ધ કરો. ॥ ૪૬ ॥

योगिनामपिसर्वेषांमद्गतेनांतरात्मना ॥
श्रद्धावान्भजतेयोमांसमेयुक्ततमोमतः॥४७॥

જે શ્રદ્ધાવાન પુરૂષ કે જેનું મારામાં ચિત્ત લાગ્યું રહે એવું ચિત્ત કરીને મને જે ભજેછે તે સર્વયોગીમાં શ્રેષ્ટયોગી છે એવો મારો અભિપ્રાય છે. ॥ ૪૭ ॥

इतिश्रीमद्भगवद्गीतासूपानिषत्सुब्रह्मवि
द्यायां योगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादेअभ्या
सयोगोनामषष्ठोऽध्यायः ॥६॥
॥ इति प्रथम षट्क समाप्तम् ॥

---

## अध्याय ७

॥अथ द्वीतियषट्कं अथवा मध्यषट्कंप्रारभ्यते॥

॥श्रीभगवानुवाच॥

मय्यासक्तमनाःपार्थयोगंयुंजन्मदाश्रयः ॥
असंशयंसमग्रंमांयथाज्ञास्यसितच्छृणु ॥१॥

હે પૃથાપુત્ર અર્જૂન તમે મારામાં ચિત્તલ-
ગાડીને મારા આશ્રયે યોગયુક્ત થઇને સંશય
રહિત સમગ્રવિભુતિ બળસહીત મને જાણશો તો,
તે સાંભળો. ॥ १ ॥

ज्ञानंतेऽहंसविज्ञानमिदंवक्ष्याम्यशेषतः ॥

यज्ज्ञात्वानेहभूयोन्यज्ज्ञातव्यमवशिष्यते॥२॥

હું તમને વિજ્ઞાનસહીત જ્ઞાનસંપુર્ણ કહુંછું, તે જાણી ફરી આલોકમાં જાણવાયોગ્ય બીજું રહ્યું નથી. ॥ ૨ ॥

मनुष्याणांसहस्त्रेषुकश्चिद्यततिसिद्धये ॥

यततामपिसिद्धानांकश्चिन्मांवेत्तितत्वतः॥३॥

એકહજાર મનુષ્યોમાં આત્મજ્ઞાનસિદ્ધિને અર્થે કોઇજ યત્ન કરેછે, એવા યત્ન કરનાર સીધ્ધોમાં મને નિશ્ચયકરી જાણેછે એવું જાણનાર દુર્લભ છે. ૩

भूमिरापोऽनलावायुःखंमनोबुद्धिरेवच ॥

अहंकारइतियंमेभिन्नाप्रकृतिरष्टधा ॥४॥

अपरेयमितस्त्वन्यांप्रकृतिंविद्धिमेपरां ॥

जीवभूतांमहाबाहोययेदंधार्यतेजगत् ॥५॥

હે માહાબાહુ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એ આઠ પ્રકા-

રે કરી પ્રથક પ્રથક્ મારી પ્રકૃતિ અપરા એટલે જડ છે, તેથી બીજી પરાપ્રકૃતિ એટલે ચેતનપ્રકૃતિ જાણો જે પ્રકૃતિયે કરીને આ જગત ધારણ કર્યું છે. ૪ ૫

एतद्योनीनिभूतानिसर्वाणीत्युपधारय ॥
अहंकृत्स्नस्यजगतःप्रभवःप्रलयस्तथा ॥६॥

સર્વ ભૂતપ્રાણી માત્ર એ બે પ્રકારની પ્રકૃતિ-થી પ્રગટ થાયછે. હું સર્વજગતનું ઊત્પતિસ્થાન અને પ્રલયસ્થાન છું. ॥ ૬ ॥

मत्तःपरंतरकिंचिन्नान्यदस्तिधनंजय ॥
मयिसर्वमिदंप्रोतंसूत्रेमणिगणाइव ॥७॥

સુરતમાં પરોવેલી માળાની પેઠે મારામાં આ જગત પરોવાયેલું છે, હે ધનંજય મારાથી જુદુ કંઇ છેજ નહીં. ॥ ૭ ॥

रसोऽहमप्सुकौंतेयप्रभास्मिशशिसूर्ययोः ॥
प्रणवःसर्ववेदेषुशब्दःखेपौरुषंनृषु ॥८॥

सुत्रेमणिगणाइव તે બતાવેછે, હે કુન્તિપુત્ર

જલમાંરસ, ચંદ્રસુર્યની કાન્તી, સર્વવેદમાં ઓંકાર, આકાશમાં શબ્દ, પુરૂશોમાં પુરૂષાર્થ, જળઆદીનો સાર જે રસાદીક તેમને શરીરી હું અને સર્વ મારૂં શરીર છે. ॥૮॥

पुण्योगंधःपृथिव्यांचतेजश्चास्मिविभावसौ ॥
जीवनंसर्वभूतेषुतपश्चास्मितपस्विषु ॥९॥

પૃથ્વીમાં પવિત્રગંધ અગ્નિમાં તેજ, ભુતપ્રાણીઓમાં આયુષ્ય અને તપસ્વીઓના તપમાં હું છું. ॥ ૯ ॥

बीजंमांसर्वभूतानांविद्धिपार्थसनातनं ॥
बुद्धिर्बुद्धिमतामस्मितेजस्तेजस्विनामहं॥१०॥

હે પાર્થ સર્વ ભુતોના સનાતન ઉત્પત્તિકારણ મને જાણો, બુદ્ધિમાનોમાં બુદ્ધિ અને તેજસ્વીયોમાં તેજ પણ હું છું. ॥ ૧૦ ॥

बलंबलवतांचाहंकामरागविवर्जितं ॥
धर्माऽविरुद्धोभूतेषुकामोऽस्मिभरतर्षभ॥११॥

હે ભરતર્ષભ જે વસ્તુ નથી પ્રાપ્તી તે કામ, અને પ્રાપ્ત વસ્તુમાં અનુરાગ તેથી કામ રાગવિનાનો બળવાનોનું બળ અને સર્વભુત પ્રાણીઓથી અવિરૂદ્ધ કામ છું. ॥ ૧૧ ॥

येचैवसात्विकाभावाराजसास्तामसाश्चये ॥
मत्तएवेतितान्विद्धिनत्वहंतेषुतेमयि ॥१२॥

શમાદીક સાત્વીક દ્વેશાદીક રાજસ મોહાદીક તામસભાવ મારાથીજછે, તથાપી હું તેમના સ્વાધીન થતો નથી. અર્થાત્ તે મારે સ્વાધીન છે. ૧૨

त्रिभिर्गुणमयैर्भावैरेभिःसर्वमिदंजगत् ॥
मोहितंनाभिजानातिमामेभ्यःपरमव्ययं॥१३।

ત્રણ ગુણના ભાવથી મોહીત આ સર્વ જગત તેનાથીપર અવિનાશી મને જાણતા નથી. ॥ ૧૩ ॥

दैवीह्येषागुणमयीमममायादुरत्यया ॥
मामेवयेप्रपद्यंतेमायामेतांतरंतिते ॥१४॥

આ ત્રણ ગુણવાળી મારી માયા દુરત્ય રહે,

મારે શરણ થાય છે તે માયાને તરેછે. ॥ ૧૪ ॥

नमांदुष्कृतिनोमूढाःप्रपद्यंतेनराधमाः ॥
माययापहृतज्ञानाआसुरंभावमाश्रिताः॥१५॥

માયાથી જેનું જ્ઞાન હરણ થયુંછે. અર્થાત માયામોહીત મુઢ મનુષ્ય અસુરપણાને પામેછે, નિંદિત કર્મ કરનાર નરમાં અધમ મુર્ખ મને ભજતા નથી. ॥ ૧૫ ॥

चतुर्विधाभजंतेमांजनाःसुकृतिनोऽर्जुन ॥
आर्तोजिज्ञासुरर्थार्थीज्ञानीचभरतर्षभ ॥१६॥
तेषांज्ञानीनित्ययुक्तएकभक्तिर्विशिष्यते ॥
प्रियोहिज्ञानिनोऽत्यर्थमहंचसचमेप्रियः॥१७॥

હે અર્જુન એક પ્રકારે સંસારથી દુઃખી, બીજો જાણવાની ઇચ્છાવાળો, ત્રીજો ધન ચહાનાર અને ચોથો જ્ઞાનીજન એવા ચાર પ્રકારના સુકૃતિજન મને ભજેછે. હે ભરતર્ષભ તેમાં નિત્યયુક્ત જ્ઞાનીજન મારી મુખ્ય ભકિતવાળો શ્રેષ્ઠછે, કારણ

કે જ્ઞાનીને હું અતિ પ્રીય છું તેમજ જ્ઞાની મને પ્રીય છે. ॥ ૧૬ ॥ ૧૭ ॥

उदाराःसर्वएवैतेज्ञानीत्वात्मैवमेमतं ॥
आस्थितःसहियुक्तात्मामामेवानुत्तमांगतिं १८

એ સર્વ ઉદાર છે તેમાં જ્ઞાનીજન મને પુત્ર જેવા પ્રીયછે, કારણકે મારામાંજ ચિતયુકત સર્વો-ત્તમ પ્રાપ્ત મનેજ ધારેછે. અર્થાત મારૂજ ધ્યાન ધરેછે. ॥ ૧૮ ॥

वहूनांजन्मनामंतेज्ञानवान्मांप्रपद्यते॥
वासुदेवःसर्वमितिसमहात्मासुदुर्लभः ॥१९॥

અનેક જન્મના અંતમાં સર્વ જગત વાસુદેવ રૂપછે, એવું જાણી જ્ઞાનવાન વાસુદેવાત્મક જાણી ઇર્ષાદીક રહીત થાયછે ત્યારે મને ભજેછે, તે મ-હાત્મા કોટયા વધીમાં એક એવો જ્ઞાની અતિ દુ-ર્લભ છે. ॥ ૧૯ ॥

कामैस्तैस्तैर्हृतज्ञानाःप्रपद्यंतेऽन्यदेवताः ॥

तंतंनियममास्थायप्रकृत्यानियताःस्वया।२०।

બીજા સર્વે આપણા રાજસ તામસ પ્રકૃતિથી રાજસ તામસ કર્મમાં લાગી જેનું જ્ઞાન નષ્ટ થયું છે તેવા પુત્રાદિક વાસ્તે નિયમ કરી અન્યદેવને ભજે-છે. ॥ ૨૦ ॥

योयोयांयांतनुंभक्तःश्रद्धयार्चितुमिच्छति ॥
तस्यतस्याचलांश्रद्धांतामेवविदधाम्यहं॥२१॥
सतयाश्रद्धयायुक्तस्तस्याराधनमीहते ॥
लभतेचततःकामान्मयैवविहितान्हितान्।२२
अतंवत्तुफलंतेषांतद्भवत्यल्पमेधसां ॥
देवान्देवयजोयांतिमद्भक्तायांतिमामपि॥२३।

तदेवाग्निस्तत्सूर्यस्तद्चंद्रमाः ઇત્યાદી શ્રુતિના અર્થનો નિશ્ચયછે यस्यादित्यःशरीरं ઇત્યાદી શ્રુતિના અર્થરૂપ આશ્લોકોથી અન્યદેવતાનેપણ ભગવાન પોતાના શરીરભુત જાણેછે કેમકે જે જે ભક્ત ઇ-

દ્રાદીક શરીરરૂપ મને શ્રદ્ધાકરી અર્ચન કરવા તેતે ભકતે હું અચળ શ્રદ્ધા ધારણ કરાવુંછું. તે.ભકત શ્રદ્ધાયુકત ઈંદ્રાદીકરૂપ મારી મુર્તીનું આરાધન કરેછે તેથી કામનાઓને પ્રાપ્ત થાયછે. પણ અલ્પબુદ્ધિથી એ ફળ નાશવાન થાયછે. ઇંદ્રાદીક દેવોના પુજનાર તે દેવોને પ્રાપ્ત થાય છે ને ભજેછે, તે મારા ભકત નિશ્ચય મનેજ પામેછે. ॥ ૨૧ ૨૨ ૨૩

अव्यक्तंव्यक्तिमापन्नंमन्यंतेमामबुद्धयः ॥
परंभावमजानंतोममाव्ययमनत्तमं ॥२४॥

મારા અવિનાશી સર્વોત્તમ પરસ્વરૂપ ન જાણનાર મૂર્ખલોક જોકે હું સર્વના હૃદયમાં અંતર મુર્તીમાન છું તો, તમને અવ્યકત આટલે મુર્તીરહીત માનેછે. અર્થાત અન્યદેવને ભજેછે. ॥ ૨૪ ॥

नाहंप्रकाशःसर्वस्ययोगमायासमावृतः ॥
मुढोऽयंनाभिजानातिलोकोमामजमव्ययं २५

હું યોગમાયાએ કરી આચ્છાદીત સર્વને દેખાતો નથી. તેથી મુર્ખ લોક અજન્મા અવિનાશી

મને જાણતા નથી. ॥ ૨૫ ॥

वेदाहंसमतीतानिवर्त्तमानानिचार्जुन॥

भविष्याणिचभूतानिमांतुवेदनकश्चन ॥२६॥

હે અર્જુન પ્રથમ થયેલા અને જે થયાછે વળી આગળ થનાર સર્વ પ્રાણીમાત્રને જાણુંછું. પરંતુ મને કોઇ જાણતું નથી. ॥ ૨૬ ॥

इच्छाद्वेषसमुत्थेनद्वंद्वमोहेनभारत ॥

सर्वभूतानिसंमोहंसर्गेयांतिपरतप ॥२७॥

હે ભારત હે પરંતપ ઇચ્છા દ્વેશથી ઉત્પન્ન થએલ સુખ દુઃખ લાભ, અલાભ, દ્વંદ્વરૂપ મોહક-રી મુર્વભુત પ્રાણીમાત્ર સંસારમાં મોહને પ્રાપ્ત થા-યછે. ॥ ૨૭ ॥

येषांत्वंतंगतंपापंजनानांपुण्यकर्मणां ॥

तेद्वंद्वमोहनिर्मुक्ताभजंतेमांदृढव्रताः ॥२८॥

જે પુણ્યવાન મનુષ્યોનાં પાપ નાશ થાયછે તે મનુષ્ય દ્વંદ્વ મોહથી છુટા થઇને દ્રઢવૃત્તિએ કરીને

મને ભજેછે. ॥ ૨૮ ॥

जरामरणमोक्षायमामाश्रित्ययतंतिये ॥
तेब्रह्मतद्विदुःकृत्स्नमध्यात्मंकर्मचाखिलं॥२९॥

જે મારે આશ્રય થઇ જન્મ મરણ છુટવા માટે પ્રયત્ન કરેછે તે બ્રહ્મ અને અધ્યાત્મ કર્મોને જાણેછે, બ્રહ્મશબ્દોનો શકયાર્થ આઠમા અધ્યાયમાં થશે. ॥ ૨૯ ॥

साधिभूताधिदैवंमांसाधियज्ञंचयेविदुः ॥
प्रयाणकालेपिचमांतेविदुर्युक्तचेतसः ॥३०॥

જેમને અધિભુત અધિયજ્ઞ અધીદેવ સહીત જાણેછે તે મનુષ્ય મારામાં નિત્ય ચિત્ત લગાડેછે અને મરણકાળમાં પણ મને જાણેછે. ॥ ૩૦ ॥

॥ इतिश्रीमद्भगवद्गीतासुपनिषत्सुब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विज्ञानयोगोनाम सप्तमोऽध्यायः ॥७॥

---

# अध्याय ८

## ॥ अर्जुनउवाच ॥

किंतद्ब्रह्मकिमध्यात्मंकिंकर्मपुरुषोत्तम ॥
अधिभूतंचकिंप्रोक्तमधिदैवंकिमुच्यते ॥१॥

સાતમા અધ્યાયમાં કહ્યું હતું કે જે જરા મરણથી મુકત થવા માટે મારો આશ્રય કરીને યત્ન કરેછે તે બ્રહ્મ અને અધ્યાત્મય અને સર્વ કર્મને જાણેછે. એ વીગરે સાંભળી અર્જુન શ્રી કૃષ્ણને પુછેછે કે હે પુરૂશોત્તમ આપે કહ્યું કે બ્રહ્મ અધ્યાત્મ અને કર્મ એ શું છે? અધિભુત અધિદેવ એ શું કહેવાયછે. ॥ ૧ ॥

अधियज्ञःकथंकोऽत्रदेहेऽस्मिन्मधुसूदन ॥
प्रयाणकालेचकथंज्ञेयोसिनियतात्मभिः ॥२॥

હે મધુસુદન આ દેહમાં અધિયજ્ઞ શી રીતે થયો અને કોણ છે અને આ લોકમાં મરણ કાળમાં જે-

ણે મન જીત્યું છે તેથી કરીને શી રીતે જાણવામાં આવેછે. ॥ ૨ ॥

॥ श्रीभगवानुवाच ॥

अक्षरंब्रह्मपरमंस्वभावोऽध्यात्ममुच्यते ॥
भूतभावोद्भवकरोविसर्गःकर्मसंज्ञित ॥३॥

એવા અર્જુનનાં વાક્ય સાંભળી શ્રી કૃષ્ણ ભગવાન બોલ્યા કે પ્રકૃતીથીપરછે, એટલે પ્રકૃતિથી મુકત છે. જે અક્ષર એટલે જે મુકત જીવ તે બ્રહ્મછે. સ્વભાવ અધ્યાત્મય કહેવાય છે. સર્વ પ્રાણીની ઉત્પત્તિ કરનાર વિસર્ગ એટલે સૃષ્ટી તે કર્મ સંજ્ઞીક છે ॥ ૩ ॥

अधिभूतक्षरोभावः पुरुषश्चाधिदैवतं ॥
अधियज्ञोऽहमेवात्रदेहेदहभृतांवर ॥४॥

જે ક્ષરભાર એટલે નાશવાન દેહાદીક અધિભુત છે, અને જે સૂર્ય મનુલવર્તિ મારૂં એકરૂપ તે અધિદૈવતછે. હે દેહધારીમાં શ્રેષ્ટ અર્જુન આ દેહમાં અધીયજ્ઞ હું છું. અર્થાત જીવોનો પુજ્ય હું છું. ॥ ૪ ॥

अंतकालेचमामेवस्मरन्मुक्त्वाकलेवरं ॥
यःप्रयातिसमद्भावंयातिनास्त्यत्रसंशयः ॥५॥

જે પુરૂષ અંત સમયમાં મારૂં સ્મરણ કરતાં દેહ ત્યાગીને આ લોકથી જાયછે તે મારી સમતાને પ્રાપ્ત થાયછે એમાં સંશય નથી ॥ ૫ ॥

यंयंवापिस्मरन्भावंत्यजत्यंतेकलेवरं॥
तंतमेवैतिकौंतेयसदातद्भावभावितः ॥६॥

હે કુન્તિપુત્ર સદા મારૂં સ્મરણ જીવતમાં અંતકાળમાં સ્મરણ કરતે કરતે દેહને છોડીદેછે તે મનેજ મળેછે. અથવા જે જે ભાવથી સ્મરણ કરતે કરતે દેહ છોડશે તો તે ભાવને પ્રાપ્ત થશે. ૬

तस्मात्सर्वेषुकालेषुमामनुस्मरयुध्यच॥
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयः ॥७॥

તેથી સર્વકાળમાં મને સંભારી અને યુદ્ધ કરે એવા પ્રકારે મારામાં મન બુદ્ધિને લગાડતો મનેજ મળીશ એમાં સંદેહ નથી. ॥ ૭ ॥

अभ्यासयोगयुक्तेनचेतसानाऽन्ययगामिना ॥
परमंपुरुषंदिव्यंयातिपार्थानुचिंतयन् ॥८॥

હે પૃથાપુત્ર સદા અભ્યાસ યોગયુકત આત્મસ્વરૂપ શિવાય બીજામાં ન જનાર એક ચિત્ત કરીને મારૂં ચિંતવન કરતો કરતો દીવ્યમાન અતિઉત્તમ એવા જે પરમ પુરૂશોત્તમ હું, તે મને પ્રાપ્ત થાયછે. ॥ ૮ ॥

कविंपुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ॥ सर्वस्यधांतारमचिंत्यरूपमादित्यवर्णंतमसःपरस्तात् ॥ प्रयाणकालेमनसाऽचलेनभक्त्यायुक्तोयोगबलेनचैव ॥ भ्रुवोर्मध्येप्राणमावेश्यसम्यक्सतंपरं पुरुषमुपैतिदिव्यम् ॥ ९ ॥ १० ॥

જો કોઇ ભક્તિએ કરીને યુકત પુરૂષ મરણ સમયમાં અચળમન કરી, યોગબળકરી ભવસાગર

મધ્યે નિશ્ચળ સારીરીતે એક દ્રષ્ટીએ થઇ પ્રાણનો પ્રવેશ કરે. અર્થાત કુંભક કરે તો તે સર્વજ્ઞ પુરાતન, સર્વ શીક્ષક સૂક્ષ્મથી સૂક્ષ્મ, સર્વનું પાલણ કરનાર જેનું રૂપ ચીંતવનમાં આવતું નથી, અને સૂર્યસમ પ્રકાશમાન પુરૂષ પ્રકૃતિથી પર તેનું સ્મરણ કરેછે તે તે પ્રકૃતિપર દીપ્યમાન પુરૂષને પ્રાપ્ત થાયછે. ૯-૧૦

यदक्षरंवेदविदोवदंतिविशंतियद्यतयोवीतरागाः ॥ यदिच्छंतोब्रह्मचर्यंचरंतितत्तेपदं संग्रहेणप्रवक्ष्ये ॥११॥

વેદના જાણનાર જેને અક્ષર કહેછે, વિતરાગ ઇશ્વર પ્રાપ્તીનું યત્ન કરનાર જેને પ્રાપ્ત થાયછે, એની ચાહના રાખનાર બ્રહ્મચર્ય આચરેછે, તે પદનું તમને સંક્ષેપથી કહીશ. ॥ ૧૧ ॥

सर्वद्वाराणिसंयम्यमनोहृदिनिरुध्यच ॥ मूर्ध्न्याधायात्मनःप्राणमास्थितोयोगधारणां ॥१२॥ ओमित्येकाक्षरंब्रह्मव्याहरन्मामनुस्मरन् ॥

यःप्रयातित्यजन्देहंसयातिपरमांगतिं॥१३॥

જે યોગી દેહને છુટવાના સમયમાં સર્વ ઈંદ્રીયોને નિયમમાં રાખી હૃદયને મનમાં રોકીને આપણા મસ્તકમાં પ્રાણને ચઢાવી યોગ ધારણામાં સ્થીત થઇ ઓંગ આ એક અક્ષર બ્રહ્મનું ઉચ્ચારણ કરતો મારૂં સ્મરણ કરતો કરતો દેહ છોડીને જાયછે તે અતિ ઉત્તમ ગતીને પામેછે. ॥ ૧૨ ॥ ૧૩ ॥

अनन्यचेताःसततंयोमांस्मरतिनित्यशः ॥
तस्याहंसुलभःपार्थनित्ययुक्तस्ययोगिनः॥१४॥

હે પૃથાપુત્ર જે મને નિત્ય નિરંતર સંભારેછે તે નિત્ય મારો સંગ ચહાનાર યોગીને હું દુર્લભ નથી. ॥ ૧૪ ॥

मामुपेत्यपुनर्जन्मदुःखालयमशाश्वतं ॥
माप्नुवंतिमहात्मानःसंसिद्धिंपरमांगताः॥१५॥

અહીંથી અધ્યાય સમાપ્તીપર્યન્ત જ્ઞાની જે કેવલ્યાર્થિ તેની મુકિત અને ઐશ્વર્ય ઇચ્છનારની

પુનરાવૃત્તિ કહેછે. જે માહારી ઉપાસનારૂપ પરમ-
સિદ્ધિને પ્રાપ્ત થયા છે તે માહાત્મા મને પ્રાપ્ત થૈને
ફરી દુઃખનું ઘર શરીરના સમાન જન્મને પ્રાપ્ત થ-
તા નથી. ॥ ૧૫ ॥

आब्रह्मभुवनाल्लोकाःपुनरावर्तिनोऽर्जुन ॥
मामुपेत्यतुकौंतेयपुनर्जन्मनविद्यते ॥१६॥

હે અર્જુન બ્રહ્મલોકપર્યન્ત સર્વલોક પુનરાવૃ-
ત્તિ છે. અને હે કુન્તિપુત્ર મને જે પ્રાપ્ત થયો તે પુ-
નરપી જન્મે નહીં. ॥ ૧૬ ॥

सहस्त्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणोविदुः ॥
रात्रींयुगसहस्त्रांतांतेहोरात्राविदोजनाः ॥१७॥

બ્રહ્મલોકપર્યન્ત પુનરાવૃતિ બતાવવાં બ્રહ્માના
દીનરાત્રીને બતાવતા તેના જાણનારની શ્રેષ્ટતા
કહેછે. જુવો બ્રહ્મના હજાર ચતુરયુગ પર્યન્ત દીવસ
અને હજાર ચતુરયુગ પર્યન્ત રાત્રીને જાણેછે તે દી-
ર્ઘદર્શી છે. ॥ ૧૭ ॥

अव्यक्ताद्व्यक्तयः सर्वाःप्रभवंत्यहरागमे ॥
रात्र्यागमेप्रलीयंतेतत्रैवाव्यक्तसंज्ञिके॥१८॥

દીર્ઘદર્શિત્વ કહેછે. બ્રહ્માના દીનના દીવસના આગમમાં બ્રહ્માના શરીરથી સર્વ જીવોનાં શરીર થાયછે રાત્રી સમયમાં બ્રહ્મના શરીરમાંજ લય થઈ જાયછે. ॥ ૧૮ ॥

भूतग्रामःसएवायंभूत्वाभूत्वाप्रलीयते॥
रात्र्यागमेऽवशःपार्थप्रभवत्यहरागमे ॥१९॥

હે પૃથાપુત્ર આ જે પ્રાણી સમુહ કર્મ પરવશ થઈને રાત્રી સમયમાં લીન, દીવસ આગમમાં ઉત્પન્ન થાયછે. ॥ ૧૯ ॥

परस्तस्मात्तुभावाऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः॥ यःससर्वेषुभूतेषुनश्यत्स्वपिननश्यति२०

તે બ્રહ્માની જડ પ્રકૃતિથી શ્રેષ્ટ અને જે અવ્યકત સનાતનભાવ છે એટલે શુદ્ધચેતન છે તે સર્વે આકાશાદિનો લય થવાથી નષ્ટ થતો નથી. ૨૦

अव्यक्तोऽक्षरइत्युक्तस्तमाहुःपरमांगतिं ॥
यंप्राप्यननिवर्तंतेतद्धामपरमंमम ॥२१॥

તે અવ્યકત અક્ષર એમ કહ્યો કે कूटस्थोऽक्षरउच्यते ઇતિ એને પરમગતિ કહેછે જે શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત થઇ જન્મતા નથી, તે મારૂં સર્વોત્તમ ધામછે. જેમ પ્રકૃતીમાં મારૂં શરીર છે તેમ જીવમાં પણ મારૂં શરીર છે. જેમ સર્વ મંદીર કોઇ બીજા પુરૂષનાં છે તેનાથી પોતાનું મંદીર શ્રેષ્ટ હોયછે. તેમ જીવ પ્રકૃતિમાં અને જીવમાં રહેછે તેથી મારૂં મુખ્ય શરીર છે. આ કૈવલ્યમુક્તિ કહી. હવે ઐશ્વર્ય પ્રાપ્તી કહેછે. ॥ ૨૧ ॥

पुरुषःसपरःपार्थभक्त्यालभ्यस्त्वनन्यया ॥
यस्यांतस्थानिभूतानियेनसर्वमिदंततं ॥२२॥

હે પૃથાપુત્ર સર્વભુત પ્રાણીમાત્ર જેના અંતરમાં છે અને આ જગત જેનાથી વિસ્તાર પામેલું છે, તે પર પુરૂષ પરમાત્માને અત્યંત ભક્તિ કરી પ્રાપ્ત થવાને યોગ્ય છે. ॥૨૨॥

यत्रकालेत्वनावृत्तिमावृत्तिंचैवयोगिनः ॥
प्रयातायांतितंकालंवक्ष्यामिभरतर्षभ ॥२३॥

હે પુરૂષોમાં શ્રેષ્ઠ, જે કાળમાં દેહ છોડીને ગયેલો યોગી અનાવૃત્તિને જાયછે તે કાળ કહેછે. ૨૩

अग्निर्ज्योतिरहःशुक्लःषण्मासाउत्तरायण ॥
तत्रप्रयातागच्छंतिब्रह्मब्रह्मविदोजनाः॥२४॥

જે કાળમાં અગ્નિ પ્રકાશ છે, તથા દિન શુ-કલપક્ષ છે એવા છ મહીના ઉત્તરાયણ, તેમાં ગયે-લા બ્રહ્મજ્ઞાનીજન બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ॥૨૪॥

धूमोरात्रिस्तथाकृष्णःषण्मासादक्षिणायनं ॥
तत्रचांद्रमसंज्योतिर्योगीप्राप्यनिवर्तते॥२५॥

જે કાળમાં ધુમરાત તથા કૃષ્ણપક્ષ, છ મહી-ના દક્ષણાયન, તેમાં ગયેલા યોગી ચાંદ્રમસ જ્યો-તીને એટલે સ્વર્ગમાં જઇ યજ્ઞાદીક ભોગવી ફરી અહીં જન્મ લેછે. ॥૨૫॥

शुक्लकृष्णेगतीह्येतेजगतःशाश्वतेमते ॥
एकयायात्यनावृत्तिमन्ययावर्त्ततेपुनः ॥२६॥

એ શુકલમાર્ગ જગતના સનાતન નિયમીત છે. એક માર્ગે કરી મુક્તીને જાયછે, બીજા માર્ગથી ફરી જન્મ લેછે. ॥૨૬॥

नैतेसृतिपार्थजानन्योगिमुह्यतिकश्चन ॥
तस्मात्सर्वेषुकालेषुयोगयुक्तोभवार्जुन ॥२७॥

હે પૃથાપુત્ર, આ માર્ગોને જાણી કોઇપણ યોગી મોહ પામતો નથી તેથી હે અર્જુન સદાકાળ યોગયુકત થાવ. ॥૨૭॥

वेदेषुयज्ञेषुतपः सुचैवदानेषुयत्पुण्यफलंप्र
दिष्टं॥ अत्येतितत्सर्वमिदंविदित्वायोगिपरं
स्थानमुपैतिचाद्यं ॥२८॥

મનુષ્ય જો આને જાણીને ફરી પુણ્યફળ વેદ અધ્યયનમાં, યજ્ઞમાં, તપમાં, દાનમાં કહ્યું છે; એ સર્વને અતિક્રમણ કરી જાયછે અને એથી અધીક

ફળ પામેછે. ફરી યોગી થઇ સર્વોત્તમઆદી સ્થાન પામેછે. અર્થાત મુક્ત થાયછે ॥૨૮॥

इतिश्रीमद्भगवद्गीतासूपानिषत्सुब्रह्मविद्यायां योगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगोनामअष्टमोऽध्यायः ॥८॥

---

## अध्याय ९.

इदंतुतेगुह्यतमंप्रवक्ष्याम्यनसूयवे ॥ ज्ञानं विज्ञानसहितंयज्ज्ञात्वामोक्ष्यसेऽशुभात्॥१॥

સાતમામાં, આઠમામાં, પોતાના સ્વરૂપની પ્રાપ્તી ભક્તીથી કહી. હવે નવમા અધ્યાયમાં પોતાના સર્વોત્તમ પ્રભાવ અને ભક્તોમાંનો પ્રભાવ કહેછે. હે અર્જુન આ અતિગુપ્ત વિજ્ઞાન સહીત જ્ઞાન અને અસુય એટલે પારકા ગુણુમાં દોશ લગાડવો તેનાથી રહીત એવા તમને કહીશ, જેથી સંસાર છોડી મુક્ત થશો. ॥૧॥

राजविद्याराजगुह्यंपवित्रमिदमुत्तमं ॥
प्रत्यक्षावगमंधर्म्यंसुसुखंकर्त्तुमव्ययं ॥२॥

આ ભકતીજ્ઞાન વિદ્યા ગુપ્ત વસ્તુમાં સર્વોત્તમ પવિત્ર અતિ ઉત્તમ પ્રત્યક્ષ ફળરૂપ ધર્મયુકત કરવાને સુગમ અને અવિનાશી છે. ॥૨॥

अश्रद्दधानाःपुरुषाधर्मस्यास्यपरंतप ॥
अप्राप्यमानिवर्त्तंतेमृत्युसंसारवर्त्मनि ॥३॥

હે પરંતપ અર્જુન, આ ધમસંબંધી શ્રદ્ધા ધારણ કરનાર પુરૂષ મને પ્રાપ્ત થયાવિના મૃત્યુરૂપ સંસારમાં ફરતા રહેછે. ॥૩॥

मयाततामिदंसर्वंजगदव्यक्तमूर्त्तिना ॥
मत्स्थानिसर्वभूतानिनचाहंतेष्ववस्थितः ॥४॥
नचमत्स्थानिभूतानिपश्यमेयोगमैश्वरं ॥
भूतभृन्नचभूतस्थोममात्माभूतभावनः ॥५॥

આ સર્વ જગત અતિ સૂક્ષ્મ અંતરયામીરૂપ

મારાથી વ્યાપ્ત છે તેથી સર્વ પ્રાણીમાત્ર મારે સ્વા-
ધીન છે અને હું તેમને સ્વાધીન નથી, વળી સર્વ-
ભુત પ્રાણીમાત્ર મારામાં સ્થીત નથી. જેમ ઘડામાં
જળ હોય તેમ નથી, આ મારા ઇશ્વર સંબંધી યો-
ગને જુવો. ભુતોનું ભરણપોષણ કરનાર મારો
આત્મા એટલે મારૂં શરીર ભુત જીવાત્મા ભુતોને
ધારણ કરનાર અને ભુતોમાં સ્થીત નથી. ॥૪-૫॥

यथाकाशस्थितोनित्यंवायुःसर्वत्रगोमहान् ॥
तथासर्वाणिभूतानिमत्स्थानीत्युपधारय ॥६॥

જેમ મહાનવાયુ આકાશમાં નિત્ય છે તે મા-
રા આધારથી સર્વત્ર વિચરેછે, તેમજ સર્વ ભુત માત્ર
મારા આધારેછે. એમ નિશ્ચય કરો. ॥૬॥

सर्वभूतानिकौंतेयप्रकृतियातिमामिकां ॥
कल्पक्षयेपुनस्तानिकल्पादौविसृजाम्यहं ॥७॥

હે કુન્તિપુત્ર, પ્રલયકાળમાં સર્વ ભુતમાત્ર મા-
રી પ્રકૃતિમાં લીન થાયછે. કલ્પની આદીમાં હું
અનેક પ્રકારે ઉત્પન્ન કરૂંછું. ॥૭॥

प्रकृतिंस्वामवष्टभ्यविसृजामिपुनःपुनः ॥
भूतग्राममिमंकृत्स्नमवशंप्रकृतेर्वशात् ॥८॥

આપણી પ્રકૃતિને આશ્રય દઇ પ્રાચીન સ્વ-
ભાવના વશાથી સર્વ ભુતમાત્રને વારંવાર સૃજુ છું. ૮

नचमांतानिकर्माणिनिबध्नंतिधनंजय ॥
उदासीनवदासीनमसक्तंतेषुकर्मसु ॥९॥

હે અર્જુન જો કહેશો કે એમ વિશમ સૃજના-
રનાવિશે વૈષમ્ય નિર્દયત્વપણાથી દોશ લાગતો ન-
થી તે સાંભળો જે સૃષ્ટાદી કર્મ કરૂંછું તેમાં અશકત
અને ઉદાસી સરખો સ્થીત છું તેથી મને તે કર્મ
બંધન કરતાં નથી. ॥૯॥

मयाऽध्यक्षेणप्रकृतिःसूयतेसचराचरं ॥
हेतुनानेनकौंतेयजगद्विपरिवर्त्तते ॥१०॥

હે કુન્તીપુત્ર જ્યારે હું અધ્યક્ષ સર્વ કૃત્યને
સંભાળનારો થાઉ છું ત્યારે મારાથી પ્રકતી સચરાચર
ઉત્પન્ન કરેછે;એવા કારણથી જગત ઉત્પન્ન થાયછે.૧૦

अवजानंतिमांमूढामानुषींतनुमास्थितं ॥
परंभावमजानंतोममभूतमहेश्वरं ॥
मोघाशामोघकर्माणोमोघज्ञानाविचेतसः ॥
राक्षसीमासुरींचैवप्रकृतिंमोहिनींश्रिताः॥१२॥

જે રાક્ષસી, આસુરી, તમારા સરીખી મોહકા-
રકને ધારણ કરી રહેછે એટલે એવા સ્વભાવછે
કે નિષ્ફળ આશાવાળા, નિષ્ફળ કર્મવાળા, નિષ્ફ-
ળ જ્ઞાનવાળા ભ્રષ્ટચીત્ત પુરૂષ સર્વ પ્રાણીના ઇશ્વર
તેના પણ ઇશ્વર એવા મારા પ્રભાવને ન જાણતાં
મુર્ખ અતિ કરૂણાથી મનુષ્યરૂપમાં સ્થીત થઇ મારી
અવજ્ઞા કરેછે. ॥ ૧૧॥ ૧૨ ॥

महात्मानस्तुमांपार्थदैवींप्रकृतिमाश्रिताः ॥
भजंत्यनन्यमनसोज्ञात्वाभूतादिमव्ययं॥१३॥

હે પૃથાપુત્ર, દૈવી પ્રકૃતિને પ્રાપ્ત થઇ મહાત્મા-
જન મને સર્વ ભુતોના આદી અને અવિનાશી જા-
ણીને અનન્ય મનવાળા મને ભજેછે. ॥ ૧૩ ॥

सततंकीर्त्तयंतोमांयंततश्चदृढव्रताः ॥ नमस्यं
तश्चमांभक्त्यानित्ययुक्ताउपासते ॥१४॥

મહાત્માજનની ભજનની રીત કહેછે. નીરંતર મારૂ કીર્તન કરનાર દ્રઢ સંકલ્પથી મારી પ્રાપ્તી માટે યત્ન કરનાર મને ભકતીપુર્વક નમસ્કાર કરી નીત્ય મારો સમાગમ ઇચ્છનાર મારી ઉપાસનાઁ કરેછે.૧૪

ज्ञानयज्ञेयनचाप्यन्येयजंतोमामुपासते ॥
एकत्वेनपृथक्त्वेनबहुधाविश्वतोमुखं ॥१५॥

અને કેટલાક મહાત્મા એકત્વભાવથી સખાભાવથી અને કેટલાક દાસભાવથી કોઇ વાત્સલ્ય કોઇ શૃંગાર કરી સર્વમુખ એટલે સર્વ વ્યાપી ઇત્યાદી જ્ઞાનયજ્ઞ કરી પુજતા ઉપાસના કરેછે. ॥૧૫॥

अहंक्रतुरहंयज्ञःस्वधाऽहमहमौषधं ॥
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहंहुतं ॥१६॥

સર્વત્ર વ્યાપીત્વ દેખાડેછે. ભગવાન કહેછે કે

ક્રતુ એટલે અગિનષ્ટોમાદીક શ્રોતયજ્ઞ, પંચયજ્ઞ, મા-
હાયજ્ઞ, સ્વધા પીતૃનું શ્રાદ્ધરૂપ યજ્ઞ, ઔષધ, અન્ન,
મંત્ર, ઘૃત, અગ્નિ, હોમ, એ સર્વ હું છું. ॥૧૬॥

पिताऽहमस्यजगतोमाताधातापितामहः ॥
वेद्यंपवित्रमोंकारऋक्सामयजुरेवच ॥१७॥
गतिभर्त्ताप्रभुःसाक्षीनिवासःशरणंसुहृत् ॥
प्रभवप्रलयस्थानंनिधानंबीजमव्ययम् ॥१८॥

આ જગતનો પીતા, માતા અને પાલણ કરનાર
પીતામહ જે જાણવાને યોગ્ય છે તે પવિત્ર ઓંકાર રૂ-
ગ્વેદ, શામવેદ, યજુર્વેદ આ જગતની ગતિ, પાલણ
કરતા, શુભાશુભ કર્મના સાક્ષી, રહેવાનું સ્થાન,
ઇચ્છીત વસ્તુ આપનાર અને અનિષ્ટનિવારક, સુહ્દ,
ઉત્પત્તિ નાશનું સ્થાન, ધારણ કરનાર, અવિના-
શી, ઉત્પત્તીકાર સર્વ હું છું. ॥૧૭॥૧૮॥

तपाम्यहमहंवर्षंनिगृह्णाम्युत्सृजामिच ॥
अमृतंचैवमृत्युश्चसदसच्चाहमर्जुन ॥१९॥

હે અર્જુન, અગ્નિ સૂર્યરૂપ થઈ હું જ તપું છું, ગ્રીષ્મ ઋતુમાં વર્ષા બંધ કરનાર, વરસાદ વરસાવનાર અમૃત મૃત્યુ સત અને અસત્ નિશ્ચય હું છું. ૧૯

त्रैविद्यामांसोमपाः पूतपापायज्ञैरिष्ट्वास्वर्गतिंप्रार्थयंते ॥ तेपुण्यमासाद्यसुरेंद्रलोकमश्नंतिदिव्यान्दिविदेवभोगान् ॥ तेतंभुक्त्वास्वर्गलोकंविशालंक्षीणेपुण्येमर्त्यलोकेविशंति ॥ एवंत्रयीधर्ममनुप्रपन्नागतागतंकामकामालभंते ॥ २० ॥ २१ ॥

એવી રીતે મહાત્મા જ્ઞાનીનો વ્યવહાર અને પોતાનો વૈભવ કહ્યો અને સકામજનોની રેણી રીતી કહેછે. ત્રૈવિદ્યા એટલે રૂગ, યજુ, શામવેદમાં ઈંદ્રાદી દેવ નિમીત્ત યજ્ઞ કરનાર શોમપાન કરી પાપરહીત યજ્ઞોથી ઈંદ્રાદીકરૂપ મને આરાધી સ્વર્ગપ્રાપ્તી માનેછે, તે પુણ્ય ઈંદ્રલોકને પ્રાપ્ત થઇ તે

લોકમાં દીવ્યભોગ ભોગવેછે અને જ્યારે પુણ્ય ક્ષીણ થાયછે ત્યારે વિશાળ સ્વર્ગ લોકથી કેવળ વારંવાર વેદત્રયી ધર્મથી સકામી જન મનુષ્ય લોક-માં આવેછે ને પાછો જાયછે, પાછો આવેછે. એવું ફળ પામેછે. ॥ ૨૦ ॥ ૨૧ ॥

**अनन्याश्चिंतयंतोमांयेजनाःपर्युपासते ॥**
**तेषांनित्याभियुक्तानांयोगक्षेमंवहाम्यहं॥२२॥**

જે મનુષ્ય અનન્યર્થે મારૂં ચિન્તવન કરતો કરતો મને ભજેછે તેવા નીત્યસંયોગ ચહાનારને યોગ જે ધનાદીક અને મારી પ્રાપ્તી અને ધનાદીક-નું સંરક્ષણ કરવું તે ક્ષેમ તેને હું પ્રાપ્ત કરૂંછું. ૨૨

**येऽप्यन्यदेवताभक्तायजंतेश्रद्धयान्विताः ॥**
**तेपिमामेवकौंतेययजंत्यविधिपूर्वकं ॥२३॥**

બીજા દેવતાઓનું શ્રદ્ધાયુકત પુજન કરેછે તે મારૂંજ પુજન કરેછે; પરંતુ હે કુન્તીપુત્ર, તે અ-વિધીપુર્વક પુજન કરેછે, વિધીપુર્વક નહી. ॥૨૩॥

अहंहीसर्वयज्ञानांभोक्ताचप्रभुरेवच ॥
नतुमामभिजानंतितत्वेनाऽतश्च्यवंतिते॥२४॥

નિશ્ચય કરી હું સર્વ યજ્ઞોનો ભોક્તા અને સ્વામી છું, પરંતુ સકામીજન મને એવીરીતે નિ-શ્ચયકરી જાણતા નથી તેથી જન્મ મરણ પ્રાપ્ત થા-યછે. ॥ ૨૪ ॥

यांतिदेवव्रतादेवान्पितॄन्यांतिपितृव्रतः ॥ भू
तानियांतिभूतेज्यायांतिमद्याजिनोऽपिमां॥२५

જો કહેશો કે એકજ કર્મમાં સંકલ્પમાત્રથી શી-રીતે દોષ થયો ત્યાં કહેછે તે સાંભળો. જે ઈંદ્રાદી-ક દેવતાને ભક્તિપુર્વક આરાધે છે તે તેમનેજ પ્રાપ્ત થાયછે, પિતૃભક્ત પિતૃલોકને પ્રાપ્ત થાયછે. જો કોઇ રાજા સાધુ ચોરની સેવા સંગતી કરેછે તો તે તેવીજ સમતાને પ્રાપ્ત થાયછે, જે માહારી ભક્તિ કરેછે તે નિશ્ચય મનેજ પ્રાપ્ત થાયછે. અર્થાત માહા-રી સમતાને પામેછે. ॥ ૨૫ ॥

पत्रंपुष्पंफलंतोयंयोमेभक्त्याप्रयच्छति ॥

तदहंभक्त्युपहृतमश्नामिप्रयतात्मनः॥२६॥

જો કહેશો કે મોટાને પ્રસન્ન કરવા મોટા ઉપાય જોઇએ તે સાંભળો. જો કોઇ પત્ર, પુષ્પ, ફળ, જળ, મને ભક્તિ કરીને યુકત અર્પણ કરેછે તો તે શુદ્ધ-ચિત્ત ભકતની ભકતીપુર્વક અર્પણ કરેલું પત્રાદીક પદાર્થ તેને સ્વીકારૂં છું. ॥ ૨૬ ॥

यत्करोषियदश्नासियज्जुहोसिददासियत् ॥
यत्तपस्यसिकौंतेयतत्कुरुष्वमदर्पणं ॥२७॥
शुभाशुभफलैरेवमोक्ष्यसेकर्मबंधनैः ॥ सन्या
सयोगयुक्तात्माविमुक्तोमामुपैष्यासि ॥२८॥

હે કુન્તિપુત્ર મને એવો સુલભ જાણીને તમે કંઇ કરો, જે ખાવ, જે હોમો, જે ધો, જે તપ કરો, તેને મને અર્પણ કરીને કરો. એમ કરતે જે કમ બંધનકારક છે, પણ શુભાશુભ ફળ કર્મો કરી છુટશો, એમ-જ આ કર્મફળ અર્પણ સન્યાસ યોગ યુકતચિત્તવાળો તમે મુકત થએલા મને પ્રાપ્ત થશો. ॥૨૭॥૨૮॥

समोहंसर्वभूतेषुनमेद्वेष्योऽस्तिनप्रियः ॥

येभजंतितुमांभक्त्यामयितेतेषुचाप्यहं ॥२९॥

હું સર્વભુતો ઉપર સમ છું, મારૂ કોઇ પ્રીય અ પ્રીય નથી પણ જે મને ભકિત કરી ભજેછે તે મારા હૃદયમાં અને તેના હૃદયમાં નિશ્ચયપુર્વક હું છું.॥૨૯॥

अपिचेत्सुदुराचारोभजतेमामनन्यभाक् ॥

साधुरेवसमंतव्यःसम्यग्व्यवसितोहिसः ॥३०

क्षिप्रंभवतिधर्मात्माशश्वच्छांतिंनिगच्छति ॥

कौंतेयप्रतिजानीहिनमेभक्तःप्रणश्यति ॥३१॥

કદાચિત જો કોઇ પુરૂષ અતિ દુરાચારી છે તે મને અનન્યભાક એટલે કોઇને ભાગ ન આપતો મનેજ સર્વત્ર જાણી સર્વ મ'ને અર્પણ કરતો થકો ભજતો હોય તે સાધુજ છે તે માનવુંજ જોઇએ, અર્થાત્ સમ્યક સર્વ પ્રકારે નિશ્ચય કર્યો છે તે શિઘ્રજ ધર્માત્મા મોક્ષને પ્રાપ્ત થાયછે. હે કુન્તિપુત્ર, તમે આ નિશ્ચય જાણો કે મારો ભકત નાશને પામતો નથી. અર્થાત મુકત થાયછે. ॥ ૩૦-૩૧ ॥

मांहिपार्थव्यपाश्रित्ययेऽपिस्युःपापयोनयः ॥

स्त्रियोवैश्यास्तथाशूद्रास्तेपियांतिपरांगतिं ३२
किंपुनर्ब्राह्मणाःपुण्याभक्ताराजर्षयस्तथा ॥
अनित्यमसुखंलोकमिमंप्राप्यभजस्वमां॥३३।

હે પૃથાપુત્ર નિશ્ચય કરી આશ્રય કરી જો પા-
પયોની સ્ત્રી શુદ્ર, વૈશ્ય પણ મોક્ષને જાયછે તો
પવિત્ર બ્રાહ્મણ તથા ક્ષત્રીય ભકત છે તેમની શું
શંકા છે ? એથી અનિત્ય દુઃખરૂપ આ લોકને પા-
મી મને ભજો. ॥ ૩૨ ॥ ૩૩ ॥

मन्मनाभवमद्भक्तोमद्याजीमानमस्कुरु ॥
मामेवैष्यसियुंक्तैवमात्मानंमत्परायणः ॥३४॥

મારામાં મનયુકત મારો ભકત મારૂ પુજન કરનાર
થાવ, મનેજ નમસ્કાર કરો, એવી રીતે મારાયુકત મ-
નકરી મારા પરાયણ થાવ તો મનેજ પામશો. ॥૩૪॥

॥इतिश्रीमद्भगवद्गीतासुपनिषत्सुब्रह्मावि
द्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे रा
जगह्ययोगोनाम नवमोऽध्यायः ॥९॥

---

# अध्याय १०.

## ॥ श्रीभगवानुवाच ॥

भूयएवमहाबाहोशृणुमेपरमंवचः॥
यत्तेऽहंप्रीयमाणायवक्ष्यामिहितकाम्यया॥१॥

સાતમાથી આરંભીને ત્રણ અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાને પોતાનું ભગતતત્વ અને વિભુતીનું વર્ણન કર્યું. જેમકે, સાતમામાં रसोहमप्सुकौंतय ઇત્યાદી, આઠમામાં अधियज्ञोऽहमेवात्र ઇત્યાદી, નવમામાં अहंक्रतुः ઇત્યાદીથી સંક્ષેપમાં કહી તે વિભુતી અને ભકિતની આવશ્યકતા આ દશામા અધ્યાયમાં કહેછે, શ્રીકૃષ્ણ ભગવાન કહેછે કે હે મહાબાહુ મરાં સર્વોત્તમ વાકય ફરીથી સાંભળો. તમે પ્રીતીયુક્ત છો તેથી તે વાક્ય તમારા હીતનાં છે માટે કહુંછું. ॥ १ ॥

नमेविदुःसुरगणाःप्रभवंनमहर्षयः
अहमादिर्हिदेवानांमहर्षीणांचसर्वशः ॥२॥

મારો જન્મ થયો એમ દેવતા મહર્ષિ જાણતા નથી કારણ કે દેવતા અને મહર્ષિનાથી આદી છું. ૨

योमामजमनादिंचवेत्तिलोकमहेश्वरं ॥
असंमूढःसमर्त्येषुसर्वपापैःप्रमुच्यते ॥३॥

જેમને અજન્મા અનાદી લોક મહેશ્વર જાણે-તે મનુષ્યોમાં જ્ઞાની છે અને સર્વ પાપેકરી છુટોછે. ૩

बुद्धिर्ज्ञानमसंमोहःक्षमासत्यंदमः शमः
सुखंदुःखंभवोभावोभयंचाभयमेवच ॥४॥
अहिंसासमतातुष्टिस्तपोदानंयशोऽयशः ॥
भवंतिभावाभूतानांमत्तएवपृथग्विधाः ॥५॥

બુદ્ધિ, જ્ઞાન, અવ્યાકુળતા, ક્ષમા, સત્ય, દમ, સમ, સુખ, દુઃખ, ઉત્પત્તિ, નાશ, ભય, અભય, અહીંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ, અપયશ, એ જુદા જુદા ભાવ ભુતોને મનુષ્યોને મારાથીજ થાય છે. ॥ ૪ ॥ ૫ ॥

महर्षयःसप्तपूर्वेचत्वारोमनवस्तथा ॥
मद्भावामानसाजातायेषांलोकइमाःप्रजाः॥६॥

સાત મહારૂષી એટલે મરિચી, વશિષ્ટાદીક મહારૂષી ચ્યાર તેમના પણ પુર્વે સનકાદિકરૂષી તથા ચૌદ મનુ મારા સંકલ્પજ મનઇચ્છા પ્રમાણે ઉત્પન્ન થયા જેની લોકમાં પ્રજાછે. ॥ ૬ ॥

एतांविभूतिंयोगंचममयोवेत्तितत्वतः

सोऽविकंपेनयोगेनयुज्यतेनात्रसंशयः ॥७॥

જે પુરૂષ મારી મહર્ષિ આદીકોની ઉત્પત્તિરૂપ અવિભુતિને અને કલ્યાણગુણાદીરૂપ યોગતત્વ જાણેછે તે અચળ ભક્તિયોગ કરી યુક્ત થાય છે તેમાં સંશય નથી. ॥ ૭ ॥

अहंसर्वस्यप्रभवोमत्तःसर्वंप्रवर्तते ॥

इतिमत्वाभजंतेमांबुधाभावसमान्विताः ॥८॥

હું સર્વનું ઉત્પત્તિસ્થાન છું, મારાથી સર્વ પ્રવર્ત થાયછે એમ મને જાણી ભાવ સંયુકત જ્ઞાનીજન મને ભજેછે. ॥ ૮ ॥

मच्चित्तामद्गतप्राणाबोधयंतःपरस्परं ॥

कथयंतश्चमांनित्यंतुष्यंतिचरमंतिच ॥९॥

તેમનો ભજનપ્રકાર એ કે મરામાંજ જેનું ચિત્ત છે, શ્વાસોશ્વાસપ્રતિ મારૂંજ સ્મરણ કરેછે, પરસ્પર એકબીજાને ઉપદેશ કરેછે તેથી નિશ્ચયપુર્વક માહારાજ ગુણ ગણના કહેછે, નીરંતર સંતુષ્ટ થાયછે ને માહારી કરેલી ક્રીડાને કરેછે. ॥ ૯ ॥

तेषांसततयुक्तानांभजतांप्रीतिपूर्वकं ॥
ददामिबुद्धियोगंतंयेनमामुपयांतिते ॥१०॥

એવા નીરંતર મારા સંગી મને પ્રીતીપુર્વક ભજનાર તેને બુદ્ધિયોગ આપુ છું, જેથી કરીને મને પ્રાપ્ત થાયછે. ॥ ૧૦ ॥

तेषामेवानुकंपार्थमहमज्ञानजंतमः ॥
नाशयाम्यात्मभावस्थोज्ञानदीपेनभास्वता ॥

તેમની દયાને માટે તેમના મનોવૃત્તી રહેલો જે હું પ્રકાશીત જ્ઞાન દીપક કરીને અવાના તીમીરનો નાશ કરૂંછું. ॥ ૧૧ ॥

॥ अर्जुनउवाच ॥

परंब्रह्मपरंधामपवित्रंपरमंभवान् ॥

पुरुषंशाश्वतंदिव्यमादिदेवमजंविभुं ॥१२॥
आहुस्त्वामृषयःसर्वेदेवर्षिर्नारदस्तथा ॥
असितोदेवलोव्यासःस्वयंचैवब्रवीषिमे॥१३॥

એવાં શ્રી કૃષ્ણનાં વાક્ય સાંભળીને અરજુન બોલ્યા કે આપ પરમેશ્વર છો, શ્રેષ્ટ પ્રભાવે છો, પરમપવિત્ર છો, સઘળા રૂષીજન આપને અવિનાશી, દીવ્ય પુરૂષ, આદીદેવ. અજન્માવ્યાપક એમ કહેછે. વળી દેવરૂષિ, નારદ, તથા અસીત દેવળ વ્યાસ અને આપ પણ મને કહોછો. ૧૨-૧૩

सर्वमेतदृतंमन्येयन्मांवदासिकेशव ॥
नहितेभगवन्व्यक्तिंविदुर्देवानदानवाः॥१४॥

હે કેશવ જે મારાથી કહોછો તે સર્વ સત્ય માનુંછું, કારણ કે હે ભગવન તમારી ઉત્પત્તિને દેવતા તથા દાનવ પણ જાણતા નથી. ॥૧૪॥

स्वयमेवात्मनात्मानंवेत्थत्वंपुरुषोत्तम ॥
भूतभावनभूतेशदेवदेवजगत्पते ॥१५॥

હે પુરશોત્તમ, હેભુતભાવન, હે ભૂતેશ, હે દેવના પણ દેવ, હે જગત પતે, આપ આપની બુદ્ધિથી આપજ જાણોછો. ॥ ૧૫ ॥

वक्तुमर्हस्यशेषेणदिव्याह्यात्मविभूतयः ॥
याभिर्विभूतिभिर्लोकानीमांस्त्वंव्याप्यातिष्ठसि ।

જે આપની દીવ્ય વિભુતીછે તેને સમગ્રતાથી કહેવાને યોગ્ય છો. જે વિભુતીએ કરી આ લોકોમાં વ્યાપિ રહયા છો. ॥ ૧૬ ॥

कथंविद्यामहंयोगींत्वांसदापरिचिंतयन् ॥
केषुकेषुचभावेषुचिंत्योसिभगवन्मया ॥१७॥

હું ભકતીયુકત થયેલો આપનું સદા ધ્યાન ધરતો શી રીતે જાણું. હે ભગવત આપ મને કીયા કીયા રૂપોમાં ધ્યાન ધરવા યોગ્યછો. ॥ ૧૭ ॥

विस्तरेणात्मनोयोगंविभूतिंचजनार्दन ॥
भूयःकथयतृप्तिर्हिशृण्वतोनास्तिमेऽमृतं॥१८॥

હે જનાર્દન, આપની પ્રાપ્તી ઉપાય વિભુતિ

વૈભવ વિસ્તારથી ફરી કહો અમૃતરૂપ મહાત્મને સાંભળતાં સાંભળતાં મને તૃપ્તિ થતી નથી. ॥૧૮॥

॥ श्रीभगवानुवाच ॥

हंततेकथयिष्यामिदिव्याह्यात्मविभूतयः ॥
प्राधान्यतःकुरुश्रेष्ठनास्त्यंतोविस्तरस्यमे १९।

શ્રી ભગવાન કહેછે કે હંત એટલે હે અરજુન તમને દીવ્ય મારી વિભુતિને પ્રાધાન્યતાથી એટલે મુખ્ય મુખ્ય કહીશ. કેમકે હે કુરૂશ્રેષ્ટ માહારા વિસ્તારને અંત નથી. ॥૧૯॥

अहमात्मागुडाकेशसर्वभूताशयस्थितः ॥
अहमादिश्चमध्यंचभूतानामंतएवच ॥२०॥

હે ગુડાકેશ સર્વ ભુતોના અંતઃકરણમાં રહેલો હું સર્વ ભુતોનો અંતરયામીછું, અને હું આદી મધ્ય અને અંતછું, અહીંથી મેં એવો શબ્દ છે તેનો અર્થ જેમકે આદીત્યમાં વિષ્ણુ નામ હું છું. અર્થાત વિષ્ણુઆદીત્ય મારી શ્રેષ્ટ વિભુતી છે તેમાં

માહારી શકતી વધારેછે એવી રીતે સમજવું ૨૦

आदित्यानामहंविष्णुर्ज्योतिषांरविरंशुमान् ॥
मरीचिर्मरुतामस्मिनक्षत्राणामहंशशी ॥२१॥

બાર સૂર્યમાં વિષ્ણુઆદીત્ય હુંછું, જ્યોતીમાં કીરણવાળો સૂર્ય, ઓગણપચાસ મરૂતમાં મરીચી મરૂત છું અને નક્ષત્રમાં ચંદ્રમા છું. ॥ ૨૧ ॥

वेदानांसामवेदोऽस्मिदेवानामस्मिवासवः ॥
इंद्रियाणांमनश्चास्मिभूतानामस्मिचेतना२२

વેદમાં શામવેદ, દેવતામાં ઇંદ્ર, ઈંદ્રાયોમાં મન અને ભુત પ્રાણીનાં ચેતન હુંછું. ॥૨૨॥

रुद्राणांशंकरश्चास्मिवित्तेशोयक्षरक्षसां ॥
वसूनांपावकश्चास्मिमेरुःशिखरिणामहं॥२३॥

રૂદ્રમાં શંકર છું, યક્ષ રાક્ષસમાં કુબેર, આઠ વસુમાં અગ્નિ, શિખરવાળામાં મેરૂ પર્વત છું. ॥૨૩॥

पुरोधसांचमुख्यंमांविद्धिपार्थबृहस्पतिं ॥
सेनानीनामहंस्कंदःसरसामस्मिसागरः॥२४॥

હે પૃથાપુત્ર પુરોહીતમાં મુખ્ય બૃહસ્પતિ મને જાણો, સેનાપતિમાં કાર્તીકસ્વામી, સરોવરમાં સમુદ્ર હું છું. ॥ ૨૪ ॥

महर्षीणांभृगुरहंगिरामस्म्येकमक्षरं ॥
यज्ञानांजपयज्ञोऽस्मिस्थावराणांहिमालयः२॥

મહર્ષિમાં ભૃગુ વાકયમાં ઓંકાર અક્ષર હું-છું, યજ્ઞમાં જપયજ્ઞ અને સ્થાવરમાં હીમાચળ હું છું. ॥ ૨૫ ॥

अश्वत्थःसर्ववृक्षाणांदेवर्षीणांचनारदः ॥
गंधर्वाणांचित्ररथःसिद्धानांकपिलोमुनिः।२६॥

સર્વવૃક્ષમાં પીંપળો, દેવરૂષીમાં નારદ, ગંધર્વમાં ચિત્રરથ, સીદ્ધમાં કપીલમુની હું છું. ॥૨૬॥

उच्चैःश्रवसमश्वानांविद्धिमाममृतोद्भवं॥
ऐरावतंगजेंद्राणांनराणांचनराधिपं ॥२७॥

ઘોડામાં અમૃતથી ઉત્પન્ન ઉચ્ચૈશ્રવા, હાથીમાં એરાવત અને માણુસોમાં રાજા હું છું. ॥ ૨૭ ॥

आयुधानामहंवज्रंधेनूनामस्मिकामधुक् ॥
प्रजनश्चास्मिकंदर्पःसर्पाणामस्मिवासुकिः ॥

આયુદ્ધમાં વજ્ર, ગાયોમાં કામધેનું, ઉત્પતી કારણ કામદેવ, એક માથાના સર્પમાં વાસુકી હું-છું. ॥ ૨૮ ॥

अनंतश्चास्मिनागानांवरुणोयादसामहं ॥
पितृणामर्यमाचास्मियमःसंयमतामहं ॥२९॥

અનેક માથાવાળા સર્પોમાં શેષ હુંછું, જળ-જીવનમાં વરૂણ, પિતૃનમાં અર્યમા, સાસન-કરનાર-માંયમ હુંછું. ॥૨૯॥

प्रल्हादश्चास्मिदैत्यानांकालःकलयतामहं ॥
मृगाणांचमृगेंद्रोऽहंवैनतेयश्चपक्षिणां ॥३०॥

દૈત્યોમાં પ્રલ્હાદ, અનર્થકારકની ગણુતી ક-રનાર કાળ હુંછું, મૃગમાંસીંહ, પક્ષીમાં ગરૂડ છું. ૩૦

पवनःपवतामस्मिरामःशस्त्रभृतामहं ॥
झषाणांमकरश्चास्मिस्त्रोतसामस्मिजाह्नवी ॥

પવિત્ર કારકમાં પવન, શસ્ત્રધારીમાં રામ, અહીં અસ્ત્રધારણ માત્ર વિભુતી છે, મચ્છોમાં મ-કર, પ્રવાહમાં ભાગીરથી હુંછું. ॥ ૩૧ ॥

सर्गाणामादिरंतश्चमध्येचैवाहमर्जुन ॥
अध्यात्मविद्याविद्यानांवादःप्रवदतामहं।३२॥

સર્ગ બ્રહ્માના દીવસમાં ઉત્પત્તિકારક, અંત પ્રલયકારક, અને મધ્ય રક્ષક હુંછું. હે અર્જૂન સ-ર્વવિદ્યામાં અધ્યાત્મવિદ્યા, વાદ કરનારમાં સીદ્ધાંત હુંછું. ॥ ૩૨ ॥

अक्षराणामकारोस्मिद्वंद्वःसामासिकस्यच ॥
अहमेवाक्षयःकालोधाताहंविश्वतोमुखः।३३॥

અક્ષરમાં અકાર હુંછું, સમાસમાં દ્વંદસમા-સ, અક્ષયકાળ હું, જેનું ચારે તરફ મુખ છે, સર્વ-નું ભરણપોષણ કરનાર હુંછું. ॥ ૩૩ ॥

मृत्युःसर्वहरश्चाहमुद्भवश्चभविष्यतां ॥
कीर्तिःश्रीर्वाक्‌नारीणांस्मृतिर्मेधाधृतिःक्षमा ॥

સર્વનું હરણ કરનાર મૃત્યુ હું, ઉર્ભવ એ-
ટલે ચઢતી કળા હુંછું, સ્ત્રીમાં કીર્તી, શ્રી, વાક,
સ્મૃતી, મેધા, ધૃતી, ક્ષમા હુંછું. ॥ ૩૪ ॥

बृहत्सामतथासाम्नांगायत्रीछंदसामहं ॥
मासानांमार्गशीर्षोऽहमृतूनांकुसुमाकरः।३५।

સામવેદના મંત્રોમાં બૃહત્સામ, છંદમાં ગાય-
ત્રી, માસમાં માર્ગશિર્ષ ૠતુમાં વસંત હુંછું.॥૩૫॥

द्यूतंछलयतामास्मितेजस्तेजास्विनामहं ॥
जयोस्मिव्यवसायोस्मिसत्वंसत्ववतामहं ३६॥

છળમાં જુગટું, તેજસ્વીમાં તેજ, જીતનાર-
માં જય, નિશ્ચયવાળામાં નિશ્ચય, ઉદારતામાં ઉ-
દાર હુંછું. ॥૩૬॥

वृष्णीनांवासुदेवोस्मिपांडवानांधनंजयः ॥
मुनीनामप्यहंव्यासःकवीनामुशनाःकविः३७

વૃષ્ણીવંશમાં વાસુદેવ. અર્થાત્ વસુદેવ પુત્ર-
ત્વ વિભુતી જાણો, પાંડવમાં અર્જુનતમે, તે શ્રેષ્ટ

વિભુતી છે તે હું છું, મુનિમાં વ્યાસ હું છું. કવિ જે શાસ્ત્રદર્શી તેમાં શુક્રાચાર્ય હું છું. ॥ ૩૭ ॥

दंडोदमयतामस्मिनीतिरस्मिजिगीषतां ॥
मौनंचैवास्मिगुह्यानांज्ञानंज्ञानवतामहं ।३८॥

સ્વવશ કરવામાં દંડ, જય ચાહાનારમાં નિતિછું, ગુપ્ત કરવાના ઉપાયમાં મૌન છું, જ્ઞાનીમાં જ્ઞાન હું છું. ॥ ૩૮ ॥

यच्चापिसर्वभूतानांबीजंतदहमर्जुन ॥
नतदस्तिविनायत्स्यन्मयाभूतंचराचरं ॥३९॥

હે અર્જૂન સર્વભુત પ્રાણીમાત્રનું આદી કારણ હું છું, આચરાચર ભુત મારા વગર નથી ॥૩૯॥

नांतोअस्तिममादिव्यानांविभूतिनांपरंतप ॥
एषतूद्देशतःप्रोक्तोविभूतेर्विस्तरोमया ॥४०॥

હે અરજુન મારી દીવ્ય વિભુતીનો અંત નથી પણ સંક્ષેપથી વિસ્તારપુર્વક સંકેત માત્ર કહયો છે. ॥ ૪૦ ॥

यद्यद्विभूतिमत्सत्वंश्रीमदुर्जितमेववा ॥
तत्तदेवाऽवगच्छत्वंममतेजोंशसंभवं ॥४१॥

જે જે પ્રાણી ઐશ્વર્યમાન, શોભાયમાન અ-
થવા મોટો હોય તે તે તેજ અંશયુકત છે તેમ જા-
ણો, ॥ ૪૧ ॥

अथवाबहुनैतेनाकिंज्ञातेनतवार्जुन ॥
विष्टभ्याहमिदंकृत्स्नमेकांशेनास्थितोजगत् ४२

હે અરજુન અથવા બહુ જ્ઞાને કરીને તમને
શું પ્રયોજન છે, હું આ જગતને એક યશે કરી ધા-
રણ કરી રહેલો છું. ॥ ૪૨ ॥

॥ इतिश्रीमद्भगवद्गीतासूपानिपत्सुब्रह्म
विद्यायांयोगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादेविभू
तियोगोनामदशमोऽध्यायः ॥१०॥

---

# अध्याय ११.

## ॥ अर्जुनउवाच ॥

मदनुग्रहायपरमंगुह्यमध्यात्मसंज्ञितं ॥
यत्त्वयोक्तंवचस्तेनमोहोऽयंविगतोमम ॥१॥

જ્યારે ભગવાને પોતાની વિભુતી કહી તે-
માં પોતાના સ્વરૂપનું વર્ણન કર્યું તે સાંભળીને
અર્જુન બોલે છે કે હે ભગવાન મારા અનુગ્રહને
અર્થે સર્વોત્તમ ગોપ્ય અધ્યાત્મ સંજ્ઞીત એટલે આ-
ત્મજ્ઞાન વિશયીક જે વચન આપે કહ્યાં તેથી મારો
મોહ ગયો. ॥ ૧ ॥

मवाप्ययौहिभूतानांश्रुतौविस्तरशोमया ॥
त्वत्तःकमलपत्राक्षमाहात्म्यमपिचाव्ययं ॥२॥

કારણ કે હે કમળદળનયન ભુત પ્રાણીની ઉ
ત્પત્તિ પ્રલય આપથી મેં વિસ્તારપુર્વક સાંભળ્યું
અને આપનુ અક્ષય મહાત્મ્ય પણ સાંભળ્યું. ॥૨॥

एवमेतद्यथात्थत्वमात्मानंपरमेश्वर ॥
द्रष्टुमिच्छामितेरूपमैश्वरंपुरुषोत्तम ॥३॥

હે પરમેશ્વર આપ જે પોતાને કહ્યો છે તે તેમજ છે હે પુરૂષોત્તમ તમારે જ્ઞાનશકતી, બળ, ઐશ્વર્ય, વીર્ય તેજ, એ છ ઐશ્વર્યરૂપને જોવા ચાહુંછું. ॥ ૩ ॥

मन्यसेयदितच्छक्यंमयाद्रष्टुमितिप्रभो ॥
योगेश्वरततोमत्वंदर्शयात्मानमव्ययं ॥४॥

હે પ્રભુ જે રૂપ માહારાથી જોવાને યોગ્ય છે એમ આપ માનો છો, હે યોગેશ્વર તો આપના અવિનાશીરૂપને મને દેખાડો. ॥૪॥

॥ श्रीभगवानुवाच ॥

पश्यमेवार्थरूपाणिशतशोऽथसहस्रशः ॥
नानाविधानिदिव्यानिनानावर्णाकृतीनिच ५

એવાં વચન સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન

બોલ્યા કે હે પૃથાપુત્ર સો હજારો પ્રકારના દીવ્ય અનેક વર્ણઆકારનાં માહારાં રૂપોને જુવો. ॥૫॥

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौमरुतस्तथा।
बहून्यदृष्टपूर्वाणिपश्याश्चर्याणिभारत ॥६॥
इहैकस्थंजगत्कृत्स्नंपश्याद्यसचराचरं ॥
ममदेहेगुडाकेशयच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७॥

હે ભારત માહારી દેહમાં દ્વાદશ આદીત્ય, અષ્ટવસુ એકાદશ રૂદ્ર અશ્વિનીકુમાર ઓગણપીચાસ પવન અને પ્રથમ ન જોએલાં એવાં બહુજ આશ્ચર્ય જુવો. હે ગુડાકેશ આ માહારી દેહમાં સચરાચર સર્વ જગત એક ઠેકાણે એકઠાને આજ જુવો ને જે જે તમે જોવા ચાહો છો તેને પણ જુવો ॥ ૬ ॥ ૭ ॥

नतुमांशक्यसेद्रष्टुमनेनैवस्वचक्षुषा ॥
दिव्यंददामितेचक्षुःपश्यमेयोगमैश्वरं ॥८॥

આ તારી દ્રષ્ટીએ કરીને જોવા સમર્થ નથી,

એથી તમને દીવ્યનેત્ર આપું છું તેથી માહારા ઈશ્વર સંબંધી યોગને જુવો. ॥૮॥

॥संजयउवाच॥

एवमुक्त्वाततोराजन्महायोगेश्वरोहरिः ॥
दर्शयामासपार्थायपरमंरूपमैश्वरं ॥९॥

સંજય ધૃતરાષ્ટ્રને કહેછે કે હે રાજન માહા યોગેશ્વર હરી શ્રીકૃષ્ણ એમ કહી અરજુનને ફરી સર્વોત્તમ ઈશ્વર સંબંધી યોગ બતાવા લાગ્યા. ૯

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनं ॥
अनेकदिव्याभरणंदिव्यानेकोद्यतायुधं॥१०॥

જે રૂપમાં અનેકમાં, આંખો છે અને અનેક અદ્ભુત દર્શનછે અને આભુશણયુક્ત અને અનેક આયુદ્ધ છે. ॥૧૦॥

दिव्यमाल्यांबरधरंदिव्यगंधानुलेपनं ॥
सर्वाश्चर्यमयंदेवमनंतंविश्वतोमुखं ॥११॥

દિવ્યમાલા અને વસ્ત્ર ધારણ કરેલા છે દિ-
વ્યચંદનાદી ગંધનું લેપન કર્યુંછે, સર્વ આશ્ચર્યમય
પ્રકાશમાન અંતરહીત જેનું ચારે તરફ મોં છે, એવું
રૂપ અરજુનને દેખાડેછે. ॥૧૧॥

दिविसूर्यसहस्त्रस्यभवेद्युगपदुत्थिता॥
यदिभाःसदृशीसास्याद्भासस्तस्यमहात्मनः ॥

જે આકાશમાં એક સમય હજારો સુર્યનો
પ્રકાશ થાય, તેવું તેજ આ માહાત્મા ભગવાનના
તેજ બરાબર થાય. ॥૧૨॥

तत्रैकस्थंजगत्कृत्स्नंप्रविभक्तमनेकधा ॥
अपश्यद्देवदेवस्यशरीरेपांडवस्तदा ॥१३॥

દેવને પ્રકાશ કરનારા શ્રીકૃષ્ણના શરીરમાં
અનેક પ્રકારના જુદા જુદા એક ઠેકાણે એકઠાં એ-
વા સર્વ જગતને અરજુન દેખેછે. ॥૧૩॥

ततःसविस्मयाविष्टोहृष्टरोमाधनंजयः ॥
प्रणम्यशिरसादेवंकृतांजलिरभाषत॥१४॥

ત્યારે વિસ્મય કરીને વ્યાપ્ત રોમાંચયુકત અરજુન શ્રી કૃષ્ણને માથેથી પ્રણામ કરી હાથ જોડી બોલ્યા. ॥૧૪॥

अर्जुनउवाच पश्यामिदेवांस्तवदेवदेहेसर्वा स्तथाभूतविशेषसंघान् ॥ ब्रह्माणमीशंकम लासनस्थमृषींश्चसर्वानुरगांश्चदिव्यान् १५

અરજુન કહેછે કે હે દેવ તમારા શરીરમાં દેવતાઓને અને સર્વભુત પ્રાણીના સમુહને તથા બ્રહ્માને જે કમળાસનમાં સ્થીત છે, જે ઇશ્વર એટલે આપ તેહને અને રૂષીયોને દીવ્ય સર્વેને જોઉછું. ॥ ૧૫ ॥

अनेकबाहूदरवक्रनेत्रंपश्यामित्वांसर्वतोऽनंत रूपं ॥ नांतंनमध्यंनपुनस्तवादिंपश्यामिवि श्वेश्वराविश्वरूप ॥१६॥

હે વિશ્વેશ્વર હે વિશ્વરૂપ તમને સર્વ તરફથી અનેક ભુજા, ઉદર, મુખ અને ચક્ષુવાળા અનંત-

રૂપને જોઉંછું તમારો અંત મધ્ય નથી આદી જો-
ઉંછું. ॥ ૧૬ ॥

**किरीटिनंगदिनं चक्रिणंचतेजोराशिंसर्वतो दीप्तिमंतं ॥पश्यामित्वांदुर्निरीक्ष्यंसमंताद्दीप्तानलार्कद्युतिमप्रमेयं ॥१७॥**

તમને મુગટવાળા, ગદાવાન, ચક્રવાન, અને તેની રાશી સર્વ તરફથી પ્રકાશમાન સર્વ તરફ દુ-ર્નિરીક્ષ્ય પ્રદીપ્તઅગ્નિ અને સૂર્યકાંતીસરખી કાંતી-માન અને અપરમીત રૂપને દેખુંછું. ॥૧૭॥

**त्वमक्षरंपरमंवेदितव्यंत्वमस्याविश्वस्यपरांनिधानं ॥ त्वमव्ययः शाश्वतधर्मगोप्तासनातनस्त्वंपुरुषोमतोमे ॥१८॥**

વળી મુમુક્ષુ માણસોને જાણવાને યોગ આ-પજ સર્વોત્તમ વિષ્ણુ છો, વિશ્વના શ્રેષ્ટ આધાર, સ-નાતન ધર્મનું રક્ષણ કરનાર અવિનાશી સનાતન ધર્મનું રક્ષણ કરનાર અવિનાશી સનાતન પુરૂષઆપ

છો, તે મેં જાણ્યું છે. ॥૧૮॥

अनादिमध्यांतमनंतवीर्यमनंत्तबाहुंशशिसूर्यनेत्रं ॥ पश्यामित्वांदीप्तहुताशवक्रंस्वतेजसाविश्वमिदंतपंतं ॥१९॥

જેનો આદી, મધ્ય, અંત નથી, જેનું અનંતપરાક્રમ, અનંતભુજા, અનંત ચંદ્ર સૂર્ય પ્રદીપ્તઅગ્નિસરખો મુખ અને આપના તેજથી આપ વિશ્વને તપાયમાન કરી રહ્યા છો એવા તમને જોઉછું ।૧૯।

द्यावापृथिव्योरिदमंतरंहिव्याप्तंत्वयैकेनदिशश्वसर्वाः ॥ दृष्ट्वाऽद्भुतंरूपमुग्रंतवेदंलोकत्रयंप्रव्यथितंमहात्मन् ॥२०॥

હે માહાશરીર દ્યાવાપૃથ્વીના આ અંતર એટલે આ બ્રહ્માંડનું પોલ, આપ એકે કરી વ્યાપ્ત છે, સર્વ દીશા વ્યાપ્ત છે, અર્થાત ઉંચાઈ, પોહોળાઇ, બ્રહ્માંડ. પોલ પુરાયેલી છે, એવા આપ ના ઉગ્ર-

રૂપને જોઇને ત્રઇણે લોકમાં એટલે દેવ મનુષ્યાદીક વ્યાપ્ત છે. ॥ ૨૦ ॥

अमीहित्वांसुरसंघाविशंतिकेचिद्भीताःप्रांजलयोगृणांति ॥ स्वस्तीत्युक्त्वामहर्षिसिद्धसंघाःस्तुवंतित्वांस्तुतिभिःपुष्कलाभिः॥२१॥

આ દેવતાઓનો સમુહ આપના સમીપ પ્રાપ્ત થઈ કેટલાક ભયભીત હાથ જોડેલા તમારા ગુણ નામ ઉચ્ચારણ કરેછે, મહર્ષિ અને સીદ્ધ સ્વસ્તી એમ તમને કહીને તમારી અનેક પ્રકારની સ્તુતિયોથી સ્તુતિ કરેછે. ॥ ૨૧ ॥

रुद्रादित्यावसवोयेचसाध्या विश्वेश्विनौमरुतश्चोष्मपाश्च ॥ गंधर्वयक्षासुरसिद्धसंघावीक्ष्यंतेत्वांविस्मिताश्चैवसर्वे ॥ २२ ॥

એકાદશ રૂદ્ર, બાર આદીત્ય, આઠવસુ અને સાધ્યનામ ઉ દેવ, તેર વિશ્વદેવ, બે અશ્વનિકુમાર, ઓગણપચાસવાયુ, પીતર, ગંધર્વ યક્ષ, દેવતા સી-

દ્ધોના અનેક સમુહ સર્વે વિસ્મય થએલા તમને જુવેછે. ॥ ૨૨ ॥

रूपंमहत्तेबहुवक्त्रनेत्रं महाबहोबहुबाहुरुपादं॥ बहूदरंबहुदंष्ट्राकरालंदृष्ट्वालोकाः प्रव्यथितास्त थाहंनभः स्पृशंदीप्तमनेकवर्णंव्यात्तान नंदीप्त विशालनेत्रं॥दृष्ट्वाहित्वांप्रव्यथितांतरात्माधृतिं नाविंदामिशमंचविष्णो॥२४॥दंष्ट्राकरालानिच तेमुखानिदृष्ट्वैवकालानलसन्निभानि ॥ दिशोन जानेनलभेचशर्मप्रसीददेवेशजगन्निवास २५ ॥अमीचत्वां (दृष्ट्वादिशोनजानंतिशर्मनलभंते इतिपूर्वेणचतुर्विंशतितमेनपद्येनान्वयः)॥धृत राष्ट्रस्यपुत्राःसर्वेसहैवावनिपालसंघैः ॥ भीष्मो द्रोणःसूतपुत्रस्तथासौसहा ऽस्मदीयैरपियोध मुख्यैः॥वक्त्राणितेत्वरमाणाविशांतिदंष्ट्राकराल

निभयानकानि ॥ केचिद्विलग्नादशनांतरेषुसं दृश्यंतेचूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥

હે માહાબાહુ જેમાં ખુબ મુખ અને નેત્રછે અને બહુછે ભુજા, ચરણ બહુ, ઊદર બહુ દાઢો કરીને વિકાળ એવા તમારા રૂપને જોઇને લોક વ્યાકુળ છે તેમ હું પણ છું. હે વિષ્ણો નભ જે પ્રકૃતીથીપર પરમ, આકાશ, વૈકુંઠ તહાં પર્યંત જેનો સ્પર્શ છે, જે પ્રકાશમાન અનેક વર્ણયુકતરૂપ તથા મુખ ઉઘાડી પ્રદીપ્ત અને વિશાળ નેત્ર એવા આપને જોઇ હું વ્યાકુળ ચિત્ત થએલો ધીરજ અને શાન્તી પ્રાપ્ત થતો નથી. જેમાં દાઢો કરાળ છે ને કાળા નળના તુલ્ય છે એવાતમારા મુખોને જોઇને દીશા સુજતી નથી, તેમ સુખને પણ પ્રાપ્ત થતો નથી, રાજાના સમુહો કરી આ સર્વ ધૃતરાષ્ટરના પુત્ર તથા ભીષ્મ દ્રોંણ કર્ણ અને હમારા જોદ્ધા આ સહીત તમને જોઇ દીશાને તથા સુખને પ્રાપ્ત થતો નથી, એ પ્રથથ શ્લોક ચોવીસમાંથી અન્વયછે. આ સર્વ અતિવેગને

પામેલા આપની વિકરાળ દાઢો જોઇ અતિભયાનક આપના મુખમાં પ્રવેશ કરેછે. કેટલાક ચુર્ણીત થએલા માથાસહીત તમારા દાંતની સંધીમાં પડેલા જોઇએ છીએ એથી હે દેવેશ હે જગન્નિવાસ આપ કૃપા કરો એટલે હમે બધા ડરીએ છીએ તેથી આપ. પ્રથમ જેવા સાૌમ્યરૂપને ધારણ કરો. ॥૨૩॥ ૨૪॥ ૨૫ ॥ ૨૬ ॥ ૨૭ ॥

**यथानदीनाबहवोंवुवेगाःसमुद्रमेवाभिमुखाद्रवंति ॥ तथातवामिनरलोकवीराविशंतिवक्राण्यभितोज्वलंति ॥ २८ ॥**

બહુ પાણીનો વેગ, દોરથી જોરથી સમુદ્રના સન્મુખ દોડેછે તેમ આ નરલોકવિર તમારા પ્રજ્વલીત પ્રવેશ કરેછે. ॥ ૨૮ ॥

**यथाप्रदीप्तंज्वलनंपतंगाविशंतिनाशायसमृद्धवेगाः ॥ तथैवनाशायविशंतिलोकास्तवापिवक्राणिसमृद्धवेगाः ॥२९॥**

અતિ વેગવંત પતંગીયા પોતાના નાશના માટે પ્રદીપ્ત પ્રવેશ કરેછે તેમ અતિવેગવંત આ લોક આપના વિનાશને વાસ્તે તમારા મુખોમાં પ્રવેશ કરેછે. ॥ ૨૯ ॥

**लेलिह्यसेग्रसमानःसमंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ॥ तेजोभिरापूर्यजगत्समग्रंभासस्तवोग्राःप्रतपंतिविष्णो ॥३०॥**

હે વિષ્ણો પ્રજ્વલીત આપના મુખોથી સર્વ લોકોને સર્વ તરફથી ઘેરતા ખાઇ જાવછો, તમારો ઉગ્રપ્રકાશ સર્વ જગતને તેજ કરી પરીપુરીત કરી તપી રહ્યાછો. ॥ ૩૦ ॥

**आख्याहिमेकोभवानुग्ररूपोनमोस्तुतेदेववरप्रसीद ॥ विज्ञातुमिच्छामिभवंतमाद्यंनहिप्रजानामितवप्रवृत्तिं ॥३१॥**

હે દેવવર એવા ઉગ્રરૂપ આપ કોણ છો તે મારાથી કહો, કેમકે તમારી પ્રવર્તિને હું જાણતો

નથી જે આપ આદી છો, તે જાણવાની ઇચ્છા કરૂં-
છું આપ કૃપા કરો આપને નમસ્કાર છે. ॥ ૩૧ ॥

॥ श्रीभगवानुवाच ॥

कालोऽस्मिलोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहृ
र्तुमिहप्रवृत्तः ॥ ऋतेऽपित्वांनभविष्यंतिसर्वेये
ऽवस्थिताःप्रत्यनीकेषुयोधाः ॥३२॥

એમ સાંભળી શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા કે
સંહાર કરવાને વાસ્તે તૈયાર થયોછું જે આ જોદ્ધા
જે તમારી શત્રૂ સન્યામાં ઊભા છે એ સર્વ તમા-
રાવીના નિશ્ચયપુર્વક રહેવાના નથી. ॥ ૩૨ ॥

तस्मात्त्वमुत्तिष्ठयशोलभस्वजित्वाशत्रून्भुंक्ष्व
राज्यंसमृद्धं ॥ मयैवैतेनिहताः पूर्वमेवनिमित्त
मात्रंभवसव्यसाचिन ॥३३॥

હે સવ્યસાચીત અરજુન જેનાથી મરેલા છે
તેથી તમે ઉઠો, યશ લ્યો, શત્રુને સંમૃદ્ધ રાજને
ભોગવો, પ્રથમથીજ આ સર્વેને મેં મારી રાખ્યાછે
તમે નિમીત્ત માત્ર થાવ. ॥ ૩૩ ॥

द्रोणंचभीष्मंचजयद्रथंचकर्णंतथान्यानपियो
धवीरान् ॥ मयाहतांस्त्वंजहिमाव्यथिष्टायुद्ध
स्वजेतासिरणेसपत्नान् ॥३४॥

દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, અને કર્ણ તથા બા-
કી શુરવીર એ સર્વેને મારા મરેલાને તમે મારો દુ-
ખીમાં થાવ, રણમાં શત્રુને જીતશો, યુદ્ધ કરો. ૩૪

॥ संजयउवाच ॥

एतच्छ्रुत्वावचनंकेशवस्यकृतांजलिर्वेपमानःकि
रीटी ॥ नमस्कृत्वाभूयएवाहकृष्णंसगद्गदंभीत
भीतःप्रणम्य ॥३५॥

સંજય ધૃતરાષ્ટ્રને કહેછે કે કીરીટી અરજુ-
ન શ્રી કૃષ્ણનાં એટલાં વચન સાંભળી કાંપતો હા-
થ જોડી નમસ્કાર કરતો ફરી પણ ભયભીત પ્રમા-
ણ કરી ગદગદકંઠયુક્ત શ્રી કૃષ્ણ પ્રત્યે બોલેછે. ૩૫

।अर्जुनउवाच॥

स्थानेहृषीकेशतवप्रकीर्त्याजगत्प्रहृष्यत्यनुर
ज्यतेच ॥ रक्षांसिभीतानिदिशोद्रवंतिसर्वेनम
स्यंतिचसिद्धसंघाः ॥३६॥

અરજુન કહેછે કે, હે હૃષીકેશ તમારી ઉત્તમ-
કિર્તિ કરી જગત આનંદી થાયછે અને આપથી
પ્રીતી કરેછે, રાક્ષસ ભયને પામી સર્વ દીશામાં ના-
સે છે અને સર્વ સિદ્ધસમુહ નમસ્કાર કરેછે તે યો-
ગજ છે ॥ ૩૬ ॥

कस्माच्चतेननमेरन्महात्मन्गरीयसेब्रह्मणो
ऽप्यादिकर्त्रे ॥ अनंतदेवेशजगन्निवासत्वमक्ष
रंसदसत्तत्परंयत् ॥३७॥

હે મહાત્મન બ્રહ્માથી પણ મોટા આદીકર્ત્તા
તમને કયમ ન નમસ્કાર કરે. અર્થાત કરેજ, હે અ-
નંત હે દેવેશ હે જગન્નિવાસ જે અક્ષર એટલે જી-
વતત્વ સત્ જે કાર્ય સ્થુલ પ્રકૃતિ, અસત જે સુક્ષ્મ

પ્રકૃતિ કારણ તેનાથીપર જે શુદ્ધઆત્મા આપ છો. અર્થાત અંતરયામી છો. ॥ ૩૭ ॥

त्वमादिदेवःपुरुषःपुराणस्त्वमस्यविश्वस्यपरंनि धानं ॥ वेत्तासिवेद्यंचपरंचधामत्वयाततंविश्व मनंतरूप ॥३८॥

આપ આદીદેવ પુરાણ પુરૂષ છો, તમે આ વિશ્વના પરમ આધાર એમ જાણનાર અને જાણ-વા યોગ્ય સર્વોત્તમ વા સ્વસ્થાન છો. હે અનંતરૂપ આ વિશ્વ તમારાથી વ્યાપ્ત છે. ॥ ૩૮ ॥

वायुर्यमोग्निर्वरुणः शशांकः पितामहस्त्वंप्र पितामहश्च ॥ नमोनमस्तेऽस्तुसहस्रकृत्व पुनश्चभूयोपिनमोनमस्ते ॥३९॥

પવન, અગ્નિ, યમ, વરૂણ, ચંદ્ર, પીતામહ, અને પ્રપિતામહ તમે છો, તમને હજારોવાર નમોન-મઃએમ ફરી ફરી નમસ્કાર થાવ. ॥ ૩૯ ॥

नमःपुरस्तादथपृष्ठतस्तेनमोऽस्तुतेसर्वत

एवसर्व ॥ अनंतवीर्यामितविक्रमस्त्वंसर्वं समाप्नोषिततोऽसिसर्वः ॥४०॥

હે સર્વ આપને આગળથી, પાછળથી, બાજુપરથી નમસ્કાર થાવ, અનંત બળ, અમીત પરાક્રમ, તમે સર્વમાં વ્યાપક છો, તમે સર્વરૂપ છો. ॥૪૦॥

सखेतिमत्वाप्रसभंयदुक्तंहेकृष्णहेयादव हे सखेति ॥ अजानतामाहिमानंतवेदंमयाप्रमादात्प्रणयेनवापियच्चावहासार्थमसत्कृतोसिविहारशय्यासनभोजनेषु ॥ एकोऽथवाप्यच्युततत्समक्षंतत्क्षामयेत्वामयेत्वामहमप्रमेयं ॥४२॥

હે અચ્યુત તમારા મહીમાને, આ વિશ્વરૂપને ન જાણનાર હું તે પ્રમાદથી અથવા પ્રણયથી સખા એવા માની, હે કૃષ્ણ હે યાદવ હે સખે આપને જે હઠથી જે કહ્યું હોય અને ક્રીડાશનઆશન

ભોજન કાળમાં એકલો અથવા સખાઓના સન્મુખ એટલા માટે આપનું અપમાન કર્યું હોય, પરીમીત જે આપ તે આપનાથી ક્ષમા કરાવું છું. ૪૧॥૪૨

पितासिलोकस्यचराचरस्यत्वमस्यपूज्यश्च गुरुर्गरीयान् ॥ नत्वत्समोस्त्यभ्यधिकःकुतोन्योलोकत्रयेप्यप्रातिमप्रभाव: ॥४३॥

तस्मात्प्रणम्यप्राणिधायकायंप्रसादयेत्वामहमीशमीड्यं ॥ पितेवपुत्रस्यसखेवसख्युः प्रियःप्रियायार्हसिदेवसोढुं ॥४४॥

હે સર્વોત્તમ પ્રભાવ આપ ચરાચર લોકોના પીતા છો, અને ગુરૂના ગુરૂ છો, તેથી પુજ્ય છો, ત્રણ લોકમાં આપના સમાન બીજો નથી તો અધીક ક્યાંથી હોય તેથી મેં પૃથ્વીપર શરીર ધારણ કરી પ્રમાણ કરી ઇશ્વર જેથી સ્તુતિ કરવાને યોગ્ય આપને પ્રસન્ન કરૂં છું, હે દેવ પુત્રના પ્રીયમાટે પીતા, પ્રીયના માટે સખા એવા મારા આપ પ્રીયછો, મા-

ટે મારા અપરાધ સહન કરવા યોગ્ય છો. ૪૩ ૪૪

अदृष्टपूर्वंह्रषितोस्मिदृष्ट्वाभयेनचप्रव्यथि
तमनोमे ॥ तदेवमेदर्शयदेवरूपंप्रसीददे
वेशजगन्निवास ॥४५॥

જે રૂપ મેં અથવા બીજે પણ પ્રથમ જોયું
નહોતું તેને જોઇને વિસ્મય થયો છું, ભયથી વ્યા-
કુળ થયો છું, હે દેવ મને પ્રથમના રૂપને બતાવો, હે
દેવેશ હે જગન્નિવાસ આપ મારાપર પ્રસન્ન થાવ. ૪૫

किरीटिनंगादिनंचक्र हस्तमिच्छामित्वांद्रष्टु
महंतथैव ॥ तेनैवरूपेणचतुर्भूजेनसहस्त्र
बाहोभवविश्वमूर्ते ॥४६॥

હે સહસ્ત્રબાહો હે વિશ્વમુર્તે હું આપને કિ-
રિટયુક્ત, ગદાયુક્ત, ચક્રહસ્ત જોવા ઇચ્છુંછું તે
માટે તે ચતુરભુજ રૂપેકરી યુક્ત થાવ. ॥૪૬॥

॥ श्रीभगवानुवाच ॥

मयाप्रसन्नेनतवार्जुनेदंरूपंपरंदर्शितमात्म योगात् ॥ तेजोमयंविश्वमनंतमाद्यंयन्मे त्वदन्येननदृष्टपूर्वम् ॥४७॥

એવી અરજુનની પ્રાર્થના સાંભળી ભગવાન બોલ્યા કે હે અરજુન જે તેજોમય વિશ્વરૂપ અંત રહીત સર્વના આદી તમારા વિના બીજાને ન દેખાડેલું એવું આ પરરૂપ પ્રસન્ન મેં મારા સત્ય સંકલ્પરૂપ યોગથી તમને બતાવ્યું. ॥૪૭॥

नवेदयज्ञाऽध्ययनैर्नदानैर्नचक्रियाभिर्नत पोभिरुग्रैः ॥ एवंरूपःशक्यअहंनृलोकेद्र ष्टुंत्वदन्येनकुरुप्रवीर ॥४८॥

હે કુરૂવંશીમાં શ્રેષ્ઠ વીર એવા રૂપને આ મનુષ્ય લોકમાં તમારા વિના બીજાને વેદ, યજ્ઞ, મંત્ર, જપ કરી દાન કરી અને યોગ ક્રીયા કરી ઉગ્રતપ કરી દેખવાને યોગ્ય નથી. ॥૪૮॥

मातेव्यथामाचविमूढभावोदृष्ट्वारूपंघोरमीदृङ्ममेदं ॥ व्यपेतभीःप्रीतमनाःपुनस्त्वंतदेवमेरूपमिदंप्रपश्य ॥४९॥

એવા ઘોર મારા રૂપને જોઇને તમને વ્યથા માં થાવ, મોહભાવપણુમાં થાવ, ભય રહિત પ્રસન્નમન તમે મારૂ રૂપ ફરી જુવો. ॥૪૯॥

संजयउवाच ॥ इत्यर्जुनंवासुदेवस्तथोक्त्वास्वकंरूपंदर्शयामासभूयः ॥ आश्वासयामासचभीतमेनंभूत्वापुनःसौम्यवपुर्महात्मा ५०

સંજય ધૃતરાષ્ટ્રને કહેછે, વસુદેવના પુત્ર કૃષ્ણ અરજુનને કહી તુરતજ પૂર્વવત આપના રૂ-પને દેખાડેછે અને મોટા શરીરયુકત હતા તે સૌમ્યરૂપ થઇ ભયભીત અરજુનને આશ્વાસેછે. ૫૦

॥ अर्जुनउवाच ॥

दृष्ट्वेदंमानुषंरूपंतवसौम्यंजनार्दन ॥

इदानीमस्मिसंवृत्तःसचेताःप्रकृतिंगतः ५१

ત્યારે અર્જુન બોલ્યા કે હે જનાર્દન તમારા આ સૌમ્ય મનુષ્યરૂપને જોઇને સચેત થયોછું આપના સ્વભાવને પામી સ્વસ્થ સાવધાન છું. ॥૫૧॥

॥ श्रीभगवानुवाच ॥

सुदुर्दर्शमिदंरूपंदृष्टवानसियन्मम ॥
देवाअप्यस्यरूपस्यनित्यंदर्शनकांक्षिणः॥५२॥

અરજુનનાં વાકય સાંભળી ભગવાન બોલ્યા કે હે અર્જુન અતિ દુર્લભ દર્શન આ મારા રૂપને તમે જોયું તે રૂપને દેવતાપણ નીરંતર અભિલાશા કરેછે. ॥૫૨॥

नाहंवेदैर्नतपसानदानेननचेज्यया ॥
शक्यएवंविधोद्रष्टुंदृष्टवानासिमांयथा ॥५३॥
भक्त्यात्वनन्ययाशक्यअहमेवंविधोऽर्जुन ॥
ज्ञातुंद्रष्टुंचतत्वेनप्रवेष्टुंचपरंतप ॥ ५४ ॥

હે અર્જુન જેવો તમે મને જોયો તે પ્રકારે મને વેદ, તપ, દાન, યજ્ઞકરી જોઇ શકતા નથી, કેમકે હે પરંતપ અનન્ય ભકિત નિશ્ચયપુર્વક જાણુવાને જોવાને સમીપ પ્રાપ્ત થાવાને પણ શકિતમાન છું. ૫૩૫૪

मत्कर्मकृन्मत्परमोमद्भक्तःसंगवार्जितः ॥
निर्वैरःसर्वभूतेषुयःसमामेतिपांडव ॥५५॥

હે પાન્ડવ જે મનુષ્ય મારા નિમિત્ત લૌકીક, વૈદીક, સર્વ કર્મ કરેછે અને મને અતિ ઉત્તમ સર્વથી માની રહ્યા છે, તે મારાજ ભકત છે, મારા સંબંધ વીના બીજા સંબંધથી રહીત છે, સર્વ ભુત પ્રાણીમાં નિર્વૈરી છે તેમને પ્રાપ્ત થાયછે. ॥૫૫॥

॥ इतिश्रीमद्भगवद्गीतासूपानिषत्सुब्रह्मविद्यायांयोगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादेविश्वरूपदर्शनोनामएकादशोऽध्यायः ॥१०॥

# अध्याय १२.

॥ अर्जुनउवाच ॥

एवंसततयुक्तास्त्वांपर्युपासते ॥
येचाप्यक्षरमव्यक्तंतेषांकेयोगवित्तमाः॥१॥

એમ જ્યારે પ્રથમ આત્મજ્ઞાનનો મહીમા શ્રીકૃષ્ણને વર્ણન કર્યો તેમાં ફરી ભક્તિથી જાણવા-દેખવામાં પ્રાપ્ત થવામાં આવેછે એમ બે સાંભળી અર્જુન પુછેછે કે નિરંતર ભક્તિયોગ યુકત થએલા જે ભકત પાછલા અધ્યાયના અંતમાં કહ્યું તેમ ઉપાસના કરેછે અને જે ઈંદ્રીયોથી અદ્રશ્ય અક્ષર એટલે આત્મસ્વરૂપની ઉપાસના કરેછે તેમાં શું અતિ શ્રેષ્ટ છે. અર્થાત આત્મજ્ઞાની શ્રેષ્ટ છે કે, ઉપાસિક શ્રેષ્ટ છે તે કહો. ॥૧॥

॥ श्रीभगवानुवाच ॥

मय्यावेश्यमनोयेमांनित्ययुक्ताउपासते ॥

श्रद्धयापरयोपेतास्तेमेयुक्ततमामताः ॥२॥

એવા અર્જુનનો પ્રશ્ન સાંભળીને શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા કે જે નિરંતર ભકિતયોગ યુકત મારામાં મન લગાવી પરમ શ્રદ્ધા કરીયુક્ત મને ભજેછે તે યોગીમાં શ્રેષ્ટ મારે માન્ય છે. ॥૨॥

येत्वक्षरमनिर्देश्यमव्यक्तंपर्युपासते ॥
सर्वत्रगमचिंत्यंचकूटस्थमचलंध्रुवं ॥
सन्नियम्येंद्रियग्रामंसर्वत्रसमबुद्धयः॥
तेप्राप्नुवंतिमामेवसर्वभूतहितेरताः ॥
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसां ॥
अव्यक्ताहिगतिर्दुःखंदेहवद्भिरवाप्यते ॥३॥
॥ ४ ॥ ५ ॥

જે કોઇ ઈંદ્રીય સમુહને નીયમમાં રાખી સર્વત્ર સમબુદ્ધિ સર્વ ભુતોના હિતમાં અનિર્દેશ્ય એટલે દેવાદીક શરીર શબ્દ કરી કહેવામાં ન આવે અવ્ય-

કત એટલે ઈંદ્રીયગોચર નહીં સર્વત્રગં એટલે દેવાદિ શરીરોમાં રહેનાર અચિંત ધ્યાનમાં ન આવે કુટ-સ્થ સર્વત્ર એક સરખો રહે અચલ સ્વરૂપમાં સ્થી-ર એથી નિત્ય એવા અક્ષરને આત્મ સ્વરૂપમાંછે, ભજેછે, આત્મસ્વરૂપનું કરેછે તે પણ મનેજ પ્રાપ્ત થાયછે, પરંતુ આત્મજ્ઞાન દશા દુઃખ પુર્વક દેહધા-રીને થાયછે તેથી અવ્યક્ત સક્ત ચિત્તને કલેશ અતિશય છે. ॥ ૩ ॥ ૪ ॥ ૫ ॥

येतुसर्वाणिकर्माणिमयिसंन्यस्यमत्पराः ॥
अनन्येनैवयोगेनमांध्यायंतउपासते ॥
तेषामहंसमुद्धर्तामृत्युसंसारसागरात् ॥
भवामिनचिरात्पार्थमय्यावेशितचेतसांद् ७

હે પૃથાપુત્ર જે કોઇ સર્વ કર્મોને મને અર્પણ કરેછે, મારા શરણ થયેલા અનન્ય ભકિત યોગથી મને ધ્યાવેછે, પુજેછે, એમ મારામાં જેણે ચીત લગાવ્યુંછે તેને થોડાજ કાળમાં મૃત્યુ દુઃખરૂપસં

સાર સાગરથી ઉદ્ધાર કર્ત્તા થાઊછું. ॥૬॥૭॥

मय्येवमनआधत्स्वमयिबुद्धिंनिवेशय ॥
निवसिष्यासिमय्येवअतऊर्ध्वंनसंशयः ॥८॥

એથી તમે મારામાં મન ને બુદ્ધી લગાવો મન બુદ્ધી લગાડયા પછી મારા સમીપ રહેશો આમાં સંશય નથી. ॥ ૮ ॥

अथचित्तंसमाधातुंनशक्नोषिमयिस्थिरं ॥
अभ्यासयोगेनततोमामिच्छाप्तंधनंजय ॥९॥

હે અરજુન જો કદાચીત મારામાં ચીત્ત સ્થીર સમાધાન કરવાને શકતીમાન નથી તો અભ્યાસયોગે કરી મને પ્રાપ્ત થવાની ઇચ્છા રાખો. ॥૯॥

अभ्यासेप्य्यसमर्थोसिमत्कर्मपरमोभव ॥
मदर्थमापिकर्माणिकुर्वन्सिद्धिमवाप्स्यासि १०॥

જો અભ્યાસમાં પણ અસમર્થ હોતો મારા પુજનાદિક કર્મોમાં સ્થીત થાવ. અર્થાત મારે મા-

ટે એ કર્મોને કરતે કરતે મારી પ્રાપ્તીરૂપ સિદ્ધીને પ્રાપ્ત થશો. ॥૧૦॥

अथैतदप्यशक्तोऽसिकर्तुंमद्योगमाश्रितः ॥
सर्वकर्मफलत्यागंततःकुरुयतात्मवान् ॥११॥

જો તમે એ કરવાને પણ અશકત છો તો મનને સાવધાન કરી મારી ભકતીયોગનો આશ્રય કર સર્વ કર્મફળનો ત્યાગ કરો. ॥૧૧॥

श्रेयोहिज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानांविशिष्यते।
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥

જે અભ્યાસથી કલ્યાણકારક જ્ઞાન થાયછે, જ્ઞાનથી વિચાર થાયછે, વિચારથી કર્મ ફળ ત્યાગ થાયછે, કર્મ ફળના ત્યાગથી સંસારમાં વૈરાગ્ય થાયછે. ॥૧૨॥

अद्वेष्टासर्वभूतानांमैत्रः करुणएवचान्निर्म
मोनिरहंकारःसमदुःखसुखःक्षमी ॥ संतुष्टः

सततंयोगीयतात्मादृढनिश्चयःमय्यर्पितम
नोबुद्धियोंमद्भक्तः समोप्रियः ॥ १३॥ १४ ॥

સર્વ ભુતોનો દ્વેશકારક ન હોય, સર્વનો મિ-
ત્ર હોય, દયાળુ મમતા રહીત. અહંકાર રહીત, ક્ષ-
માવાન, યથા લાભ સંતુષ્ટ નીરંતર ભકતી યોગ-
વાન, જીત ચીત દ્રઢ નિશ્ચય મારામાં મન બુદ્ધી
લગાવી હોય તે મારો ભકત મને પ્રીયછે. ॥૧૩ ૧૪

यस्मान्नोद्विजतेलोकोलोकान्नोद्विजतेचयः ॥
हृर्षामर्षभयोद्वेगैमुक्तोयःसचमेप्रियः ॥१५॥

જેથી કોઇ પણ જંતુ ત્રાસ ભય ન પામે અને
કોઇ દુઃખ પણ ન પામે, હર્ષ, દ્વેશ, ઊદ્વેગેકરી
રહીત જે છે તે મારા પ્રીયછે. ॥૧૫॥

अनपेक्षःशुचिर्दक्षउदासीनोगतव्यथः ॥
सर्वारंपभारित्यागीयोमद्भक्तःसमेप्रियः ॥१६॥

જે મનુષ્ય મારા સંબંધવીના સર્વત્ર અપેક્ષા

રહીત, શુદ્ધ આહારી, બાહેરથી મૃત્તિકા આદીકથી, અંતરથી ચીત શુદ્ધકરી પવિત્ર સ્વધર્મમાં, અનુષ્ટાનમાં, ચતુર, શત્રુ, મિત્રાદીક રહીત શાસ્ત્રોકત કર્મ કરવામાં વ્યથા રહીત, સર્વ આરંભનાં ફળ તથા મમતા રહીત ત્યાગી એવા જે મારા ભકતો મને પ્રીય છે. ॥ ૧૬ ॥

योनहृष्यतिनद्वेष्टिनशोचतिनकांक्षति ॥
शुभाशुभपरित्यागीभक्तिमान्यःसमेप्रियः १७

જે સુખકારક વસ્તુ પામીને ન હર્ષ કરે, દુઃખ વસ્તુ પામી ન દ્વેશ કરે, શોક નિમીત્ત શોક ન કરે, અને હર્ષ કારકની ઇચ્છા ન કરે, શુભાશુભ કર્મોને ત્યાગી મારો ભકત હોય તે મને પ્રીય છે. ૧૭

समःशत्रौचमित्रेश्वतथामानापमानयोः ॥
शीतोष्णसुखदुःखेषुसमःसंगविवर्जितः ॥
तुल्यनिंदास्तुतिर्मौनीसंतुष्टोयेनकेनचित्॥

अनिकेतःस्थिरमतिर्भक्तिमान्मेप्रियोनरः ॥ १८ ॥ १९ ॥

શત્રુ, મીત્ર, માન, અપમાન, શિત, ઉષ્ણ, સુખ, દુઃખમાં સમ હોય, વિષયાશક્તિ રહીત, નીંદા સ્તુતિ તુલ્ય માની મીત બોલનાર જે સ્વતઃ પ્રાપ્ત થાય તેનાથી સંતુષ્ટ ઘરમાં અનાશકત સ્થીર બુદ્ધિ ભકિતમાન મનુષ્ય મારા પ્રીય છે. ૧૮ ૧૯

येतुधर्म्यामृतमिदंयथोक्तंपर्य्युपासते ॥
श्रद्दधानामत्परमाभक्तास्तेऽतीवमेप्रियाः।२०।

જે કોઇ શ્રદ્ધા ધારણકરી મને સર્વોત્તમ જાણનાર ભકત આ યથોકત ધર્મરૂપ અમૃત એટલે મારામાં મન લગાવા ઈત્યાદી ધર્મરૂપ અમૃતને સેવેછે તે મનુષ્ય મને અતિશય પ્રીય છે. ।।૨૦।।

॥इतिश्रीमद्भगवद्गीतासुपनिषत्सुब्रह्मवि

द्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भ क्तियोगोनाम द्वादशोऽध्यायः ॥१२॥

---

# अध्याय १३.

## ॥ श्रीभगवानुवाच ॥

इदंशरीरंकौंतेयक्षेत्रमित्यभिधीयते ॥
एतद्योवेत्तितंप्राहुःक्षेत्रज्ञइतितद्विदः ॥१॥

પ્રથમ છ અધ્યાયમાં ઇશ્વરપ્રાપ્તીના ઉપાય, ભુત ઉપાસના અને ઉપાસનાના અંગભુત, આત્મ-સ્વરૂપજ્ઞાન કહ્યું એ તે આત્મસ્વરૂપજ્ઞાનની પ્રાપ્તી જ્ઞાનયોગ કર્મયોગ નિષ્ટાથી એમ કહ્યું હવે મધ્યના છ અધ્યાયમાં પરમાત્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન અને તેનું મહાત્મ્ય, જ્ઞાનપુર્વક ઉપાસન. જે ઉપાસનાને ભક્તિ પણ કહેછે તે કહેતાં કહેતાં અંતના છ અ-ધ્યાઓમાં પ્રકૃતિ પુરૂષનુ નીરૂપણ અને આ પ્રપં-

યનું પ્રકૃતિ પુરૂષના સંયોગથી થવું કહેશે, પ્રથમ બાર અધ્યાયમાં પરમાત્મસ્વરૂપનો યથાર્થ નિશ્ચય અને જ્ઞાનકર્મ શક્તિરૂપ અને તેના ગ્રહણના પૃથક્ પૃથક્ પ્રકાર કહેશે, તેમાં તેરમા અધ્યાયમાં દેહ અને આત્મસ્વરૂપને અંતે આત્મસ્વરૂપની પ્રાપ્તીનો ઉપાય અને પ્રકૃતિમુક્ત આત્માનું સ્વરૂપ અને તેને પ્રકૃતિ સંબંધનું કારણ અને પ્રકૃતિ પુરૂષ વિવેકના અનુસંધાન પ્રકાર કહેશે શ્રીકૃષ્ણ ભગવાન બોલ્યા કે હે કુન્તિપુત્ર આ શરીર ક્ષેત્ર એમ કહ્યું છે જે એને જાણેછે તેને દેહાત્મજ્ઞાનીજન ક્ષેત્રજ્ઞ એમ કહેછે એટલે દેહક્ષેત્ર અને આત્મા ક્ષેત્રજ્ઞ છે. ॥૧॥

क्षेत्रज्ञंचापिमांविद्धिसर्वक्षेत्रेषुभारत ॥
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानंयत्तज्ज्ञानंमतंमम ॥२॥

હે ભારત! સર્વ ક્ષેત્રોમાં એટલે સર્વ દેહોમાં ક્ષેત્રજ્ઞ જે જીવ અને હું જે પરમાત્મા તે મને પણ જાણો, જે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનુ જ્ઞાન એટલે એનું વિવેકજ્ઞાન છે તે જ્ઞાન મારે અંગીકાર છે અહીં શ-

રીરોમાં આત્મા અને પરમાત્મા બે કહ્યા તેપર પ્રતિ
પ્રમાણ છે તે આ द्वासुपर्णौ ઇતિ અર્થ-બે પક્ષી સા-
થે સાથે રહેનાર પરસ્પર એક સદ્રશ વૃક્ષપર રહે
તેમાંથી એક તે વૃક્ષના સ્વાદ ફળને ખાયછે, બીજો
ખાધા વગર પ્રકાશેછે. અર્થાત ઇશ્વર જીવ સદા
સાથે રહેછે, પરસ્પર સખા એક સરખા દેહમાં રહેછે
તેમાં જીવ શરીર જન્ય ફલોનો ભોકતા છે અને
ઇશ્વર સાક્ષી માત્ર પ્રકાશક છે. બીજો આ અર્થ થા-
યછે કે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ હું જ છું, અર્થાત એ બેનો
અંતરજામી છું તેમાં દેહાંતર્યામી જીવ જીવાંતર-
યામી પરમાત્મા એમ પણ અર્થ સીદ્ધ થયો, જો અ-
હીં જીવ અને ઇશ્વર એકજ કહેછે તેમને उत्तमज्ञाते
અહીંયાં અર્થની પંચાયત થવાની અંતરજામીપણા-
માં તો ईश्वरसर्वज्ञाते नतदास्तिज्ञाते यस्यात्माशारिरं ઇ-
ત્યાદી શ્રુતિ પણ પ્રમાણ છે. ॥ ૨ ॥

तत्क्षेत्रंयच्चयादृक्कयाद्विकारियतश्चयत् ॥
सचयोयत्प्रभावश्चतत्समासेनमेशृणु ॥३॥

તે ક્ષેત્ર જે દ્રવ્યનું છે અને જેના આશ્રય ભુત છે અને વિકારો કરીયુકત છે અને જે પ્રયોજન માટે ઊત્પન્ન થયા છે અને જે રૂપથી વર્તમાન છે, તે ક્ષેત્રજ્ઞ જે છે તે રૂપયુકત છે, જે પ્રભાવવાળા છે, તે સંક્ષેપ કરી મારાથી સાંભળો. ॥ ૩ ॥

ऋषिभिर्बहुधागीतंछंदोभिर्विविधैः पृथक्॥
ब्रह्मसूत्रपदैश्चैवहेतुमद्भिर्विनिश्चितैः ॥४॥

તે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના યથા સ્વરૂપ બહુ પ્રકારે કરી પરાશરાદીકરૂષીએ અને રૂગવેદ, યજુર્વેદ, સામવેદ, એમ અનેક પ્રકાર વેદોએ અને બ્રહ્મને પ્રતીપાદન કરનાર જે બ્રહ્મસૂત્ર એટલે વ્યસકૃત શારીરકસુત્ર રૂપપદો જે કારણયુકત નિશ્ચય એટલે સિદ્ધાંત કરવાવાળા તેમને પણ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના સ્વરૂપને પૃથક પૃથક કહેછે તે હું સંક્ષેપથી કહીશ તે તમે સાંભળો. ॥૪॥

महाभूतान्यहंकारोबुद्धिरव्यक्तमेवच ॥

इंद्रियाणिदशैकंचपंचचेंद्रियगोचराः ॥५॥
इच्छाद्वेषःसुखंदुःखंसंगातश्चेतनाधृतिः॥
एतत्क्षेत्रंसमासेनसविकारमुदाहृतं ॥६॥

પંચમહાભુત અહંકારબુદ્ધિ એટલે મહત્વ અને અવ્યકત એટલે સુક્ષ્મરૂપ પ્રકૃતિ, આ ક્ષેત્રને ઉત્પત્તિકારક દ્રવ્ય છે, હવે વિકાર અર્થાત કાર્યને કહેછે. દસને એક અગીયાર ઈંદ્રીયો જે જેમકે કાન, ત્વચા, નેત્ર, જીવ્હા અને નાસીકા એ પંચ જ્ઞાનેંદ્રીય વાણી, હાથ, પગ, ગુદા, અને સિષ્ણુ એ પાંચ કર્મેંદ્રીય અને એક મન મળી અગીયાર અને શબ્દ, સ્પર્ગ, રૂપ, રસ, ગંધ, એ પાંચ ઇંદ્રીયોના વિષય છે તે મળી સોળ વિકાર છે, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત એટધે સવિકાર, ભુત, સમુહ, ચેતના જે જ્ઞાનશકિત ધૃતી એટલે ધીરજ એમ સંક્ષેપથી વિકાર સહિત આ ક્ષેત્ર કહ્યું. ॥ ૫-૬ ॥

अमानित्वमदंभित्वमहिंसाक्षांतिरार्जवं ॥

आचार्योपासनंशौचंस्थैर्यमात्मविनिग्रहः॥७॥

વેહક્ષેત્રકાર્યોમાં આત્મજ્ઞાન સાધનને માટે ગૃહણ કરવું તે ગુણ કહેછે. જેમકે શ્રેષ્ઠજનોમાં માનને ન ચાહાવું, લોકને બતાવાને ધર્મ કર્મરૂપ દંભ ન કરવો, પરપીડારૂપ હીંસા ન કરવી, આપણાથી બળહીણ છે તો તેના અપરાધ સહનરૂપ ક્ષમા રાખવી, સર્વથી સરલ સ્વભાવે રહેવું, મન વચન કર્મકરી ગુરૂની સેવા કરવી. મૃતીકાદીકથી બાહેર અને શુદ્ધ ચીતથી ઇશ્વર સ્મરણ રૂપ અંતર એસોચ કરવી. આત્મજ્ઞાનમાં સ્થીત રહેવું, મનને સર્વત્રથી વાળીને ઇશ્વરમાં જોડવું. ॥૭॥

इंद्रियार्थेषुवैराग्यमनहंकारएवच ॥

जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनं॥८॥

ઈંદ્રીયો વિષયમાં ગુણબુદ્ધિ ન કરવી, દેહમાં અને દેહ સંબંધી પદાર્થોમાં અહંબુદ્ધિ ન કરવી, જન્મ મૃત્યુ જરાવસ્થા અનેક રોગ એવા શરીરમાં આ દુઃખરૂપ દોષોને વિચારવા. ॥૮॥

**असक्तिरनभिष्वंगःपुत्रदारगृहादिषु ॥**
**नित्यंचसमचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥९॥**

આત્મા શિવાય અન્યત્ર આશકિત રહીત પુત્ર સ્ત્રી અને ઘર ઇત્યાદીકમાં અતિ મેળાપ ન રાખવો અને ઇષ્ટ અનિષ્ટ વસ્તુની પ્રાપ્તીમાં નીરંતર સમચીત રહેવું. ॥૯॥

**मयिचानन्ययोगेनभक्तिरव्यभिचारिणी ॥**
**विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥१०॥**

મારામાં અનન્ય યોગકરી અખંડ ભકિત એકાન્ત રહેવામાં પ્રીતિ, જનસભામાં અપ્રીતિ. ૧૦

**अध्यात्मज्ञाननित्यत्वंतत्वज्ञानार्थदर्शनं ॥**
**एतज्ज्ञानमितिप्रोक्तमज्ञानंयदतोऽन्यथा ११।**

આત્મ સંબંધી જ્ઞાનની નિત્યતા તત્વજ્ઞાનના પ્રયોજનનો વિચાર એમ જ્ઞાન કહ્યું એથી અન્યથા બીજુ જ્ઞાન છે. ॥ ૧૧ ॥

ज्ञेयंयद्तत्प्रवक्ष्यामियज्ज्ञात्वाऽमृतमश्नुते ॥
अनादिमत्परंब्रह्मनसत्तन्नासदुच्यते ॥१२॥

જે જાણવાને યોગ્ય છે તે કહું છું જેને જાણી-
ને મોક્ષ પામેછે અનાદી એટલે જન્મમરણ રહીત
મત્પર એટલે તેથી શ્રેષ્ટ હું જ છું, તે કેવળ મારે
સ્વાધીન છે, બ્રહ્મ એટલે પ્રકૃતિ મુકત શુદ્ધ ચૈતન્ય
જીવત્મા છે, તે આત્મા ન સત્ ન અસત્ કેહેવામાં
આવેછે કાર્યકારણ બે અવસ્થાએકરીને રહીતછે.૧૨

सर्वतःपाणिपादंतत्सर्वतोऽक्षिशिरोमुखं ॥
सर्वतःश्रुतिमल्लोकेसर्वमावृत्यतिष्ठति ॥१३॥

તે જીવાત્મા ચારે તરફ હાથ પગ સર્વ તરફ
નેત્ર, મસ્તક, મુખ કાનવાળાછે, લોકમાં વસ્તુમા-
ત્રમાં વ્યાપક રહેછે આ સ્વરૂપ મુકત જીવાત્માનું
કહ્યુ. મુકતદશામાં જીવની સમતા પરમાત્માના સ-
રખી છે અહીં ગીતામાં પણ કહેશે इदंज्ञानइति सुत्र
भोगमात्रइति અને तथाविद्वान् पुण्यपापेइति એમ જે
પરમાત્માની સમતા કહી તો પરમાત્મા સરખુ સ્વ-

રૂપ થવામાં શું શંકા છે? નથી. ॥૧૩॥

**सर्वेंद्रियगुणाभासंसर्वेंद्रियाविवर्जितं ॥**

**असक्तंसर्वभृच्चैवानिर्गुणंगुणभोक्तृच ॥१४॥**

સર્વ ઇંદ્રીયોની વૃતિ કરી વિષય જાણવાને સમર્થ છે, પોતાનાજ સ્વભાવથી સર્વ ઇંદ્રીયેકરી રહીત પણ છે, ઇંદ્રીયવૃતિવીનાપણ જાણવાને સમર્થ છે, આપ સ્વયં (પોતેજ) દેવાદીક શરીરોમાં આ- શકત નથી અને ગુણોના ભોકતા છો ॥ ૧૪ ॥

**बहिरंतश्चभूतानामचरंचरमेवच ॥**

**सूक्ष्मत्वात्तदविज्ञेयंदूरस्थंचांतिकेचतत्॥१५॥**

તે આત્મા મુકત અવસ્થામાં પૃથીવ્યાપ્ત ભુ- તોના બાહેર અને બદ્ધ અવસ્થામાં અંદર રહેછે, પોતે આપ અચરછે, દેહ સંયોગથી ચર થાય છે, સૂક્ષ્મ છે તેથી જાણવાને યોગ્ય નથી તે અજ્ઞાનોને દુર છે અને જ્ઞાનીને સમીપ છે. ॥ ૧૫ ॥

**अविभक्तंचभूतेषुविभक्तमिवचास्थितं ॥**

भूतभर्तुचतज्ज्ञेयंग्रसिष्णुप्रभाविष्णुच ॥१६॥

તે પૃથાવાદી ભુત વિકાર દેવાદી શરીરોમ એક રસ રહેછે. અજ્ઞાનીઓને દેવાદી શરીરોને સાદ્રશ દેખેછે, આ દેવ આ મનુષ્ય પશુ ઇત્યાદી વિભકત સરખુ સ્થીત દેખેછે અને સર્વ ભુતોના પોષક છે અને અન્નાદીક ભુતોનો ભક્ષકે, તે દેહ- રૂપથી ભક્ષ આહાર કરનાર છે અને અન્નાદી વિકા- રથી ઉત્પત્તિ કર્તા પણ છે તે જાણવા યોગ્ય છે. ૧૬

ज्योतिषामपितज्ज्योतिस्तमसःपरमुच्यते ॥

ज्ञानंज्ञेयंज्ञानगम्यंहृदिसर्वस्यधिष्टितं ॥१७॥

તે સૂર્યાદીક જોતીને પણ પ્રકાશક છે સુક્ષ્મ કારણરૂપ પ્રકૃતિથી પર ન્યારો કહેવાય છે, જ્ઞાનરૂ પ જાણવાને યોગ્ય જ્ઞાનથી પ્રાપ્ત થવાને યોગ્ય સ ર્વના હૃદયમાં રહેછે એટલે સર્વ દેવ, મનુષ્ય, પશુ પક્ષ્યાદીના શરીરોમાં હૃદયમાં રહેછે. ॥૧૭॥

इतिक्षेत्रंतथाज्ञानंज्ञेयंचोक्तंसमासतः ॥

**मद्भक्तएतद्विज्ञायमद्भावायोपपद्यते ॥१८॥**

મહાભુત અહંકારથી લઇ संघातश्चेतनाधृति એટલા સુધિ ક્ષેત્ર કહ્યું अमानित्व ત્યાંથી तत्वज्ञानार्थदर्शनं એટલા પર્યન્ત જ્ઞાન કહ્યું અને अनादिमत्परं અહીંથી લેઇ हृदिसर्वस्यधिष्ठितं અહીં સુધી જાણવા યોગ્ય આત્મસ્વરૂપ કહ્યું એમ સંક્ષેપથી કહેલાને જાણી મારો ભકત થઇ મારા સરખા સ્વરૂપને પ્રાપ્ત થાય. ॥ १८ ॥

**प्रकृतिंपुरुषंचैवविद्ध्यनादीउभावपि ॥**
**विकारांश्चगुणांश्चैवविद्धिप्रकृतिसंभवान्॥१९॥**

પ્રકૃતિ પુરૂષ એટલે જીવને એ બેને અનાદિ સનાતન જાણો જે બંધનકારક ઇચ્છા, દ્વેષ. સુખદુઃખાદીક વિકાર તેને અને મોક્ષકારક अमानित्व તેને નિશ્ચય પુર્વક પ્રકૃતિથી જાણો, અર્થાત ઇચ્છાદીક પ્રકૃતિ પુરૂષને બંધનકારક અને અમાનીત્વ ગુણયુકત મોક્ષકારક થાયછે. ॥ १९ ॥

**कार्यकारणकर्तृत्वेहेतुःप्रकृतिरुच्यते ॥**

पुरुषःसुखदुःखानांभोक्तृत्वेहेतुरुच्यते ॥२०॥

હવે એક સંગ રહેનાર પ્રકૃતિ પુરૂષોના કાર્યભેદ કહેછે. કાર્ય જે પ્રકૃતિ પરિણામ મન સહીત ઈંદ્રીયોના વ્યાપાર કરાવામાં કારણ પ્રકૃતિ કહી છે, સુખદુખોના ભોકતાપણામાં કારણ પુરૂષ કહેછે એટલે ભોગસાધન કર્મની આશ્રય પ્રકૃતિ પરીણામ અને પુરૂષયુકત દેહ તથા સુખાદી ભોગતત્વ આશ્રય પુરૂષછે. ॥ ૨૦ ॥

पुरुषःप्रकृतिस्थोहिभुंक्तेप्रकृतिजान्गुणान् ॥
कारणंगुणसंगोऽस्यसदसद्योनिजन्मसु॥२१॥

જે વાસ્તે કે આ પુરૂષ પ્રકૃતિમાં રહી પ્રકૃતિ જન્ય ગુણોને ભોગે છે, તેથી તેનો ઊંચ નીચ યોનીમાં જન્મ લેવામાં કારણ પ્રકૃતિ ગુણોના એટલે સત્વાદીક ગુણોનો સંગત, અર્થાત તેજ ગુણની આશકતીથી ઉંચ નીચ જન્મ થાયછે. ॥૨૧॥

उपद्रष्टाऽनुमंताचभर्त्ताभोक्तामहेश्वरः ॥

परमात्मेतिचाप्युक्तोदेहेऽस्मिन्पुरुषःपरः २२

દેહમાં આ પુરૂશ જોનાર છે, ચોકસી કરનારા અનુમોદન આપનાર એટલે સલાહ આપનાર, દેહને પોષણ કરનાર, ભોગનાર અને આ કામનો મહેશ્વર છે, જેમકે આ દેહ, ઇશ્વર, ઈંદ્રીય, મન ઇત્યાદી છે તેના પણ ઇશ્વર છે, એમ દેહમાં આ જીવ જુદો પણ છે, તથાપી અજ્ઞાનથી કેવળ આ દેહ છે એમ કેહેવાય છે. ॥૨૨॥

यएवंवेत्तिपुरुषंप्रकृतिंचगुणैः सह ॥
सर्वथावर्त्तमानोऽपिनसभूयोऽभिजायते ॥२३॥

એવા પ્રકારે જીવને ગુણોકરી પ્રકૃતિને જાણેછે તે સર્વ પ્રકારે સંસારમાં રહેછે તોપણ ફરી ઉત્પન્ન થતો નથી. ॥ ૨૩ ॥

ध्यानेनात्मनिपश्यंतिकेचिदात्मानमात्मना ॥
अन्येसांख्येनयोगेनकर्मयोगेनचापरे ॥२४॥
अन्येत्वेवमजानंतःश्रुत्वाऽन्येभ्यउपासते ॥

तेपिचातितरंत्येवमृत्युंश्रुतिपरायणाः ॥२५॥

કેટલાક પુરૂષ પોતાના અંતઃકરણમાં બુદ્ધિથી વિચાર કરી આ જીવાત્માને જાણે છે, અને કેટલાક સાંખ્ય યોગકરી જાણે છે અને બીજા કેટલાક કર્મયોગ કરીને એટલે ઇશ્વરાર્પણ કર્મ કરતાં જાણે છે, કેટલાક નથી જાણતા, બીજાથી સાંભળી ઉપાસના કરેછે, એટલે સાંભળી પ્રથમજેવા ઉપાય કરીને જાણેછે, અને કેટલાક શ્રદ્ધાયુકત શ્રવણજ કરેછે, તોપણ તે સંસારથી તરેછે. ॥૨૪॥૨૫॥

यावत्संजायतेकिंचित्सत्वंस्थावरजंगमं ॥
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धिभरतर्षभ ॥२६॥

હે ભરતવંશીમાં શ્રેષ્ટ અરજુન જે કંઈસ્થાવર અને જંગમ પ્રાણી ઉત્પન્ન થાયછે તેને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી એટલે દેહ અને જીવના સંયોગથી જાણો. ॥ ૨૬ ॥

समंसर्वेषुभूतेषुतिष्ठंतंपरमेश्वरं ॥
विनश्यत्स्वविनश्यंतंयःपश्यतिसपश्यति २७।

જો કોઇ સર્વ ભુતોમાં સમ રહી કેવળ મન ઈંદ્રીઆદીકના ઇશ્વર જીવનો ઇંદ્રીઆદીકોનો નાશ થતે પણ એને નાશ રહીત જાણે છે તેજ જાણે છે, ૨૭

समंपश्यन्हिसर्वत्रसमवस्थितमीश्वरं ॥
नहिनस्त्यात्मनात्मानंततोयातिपरांगतिं२८॥

સર્વ દેવાદી શરીરોમાં એક સરખા રહી આ મન ઈંદ્રીયાદીકોને ઇશ્વર જીવાત્માને સમ દેખનાર જોકે બુદ્ધિપુર્વક આપને મારતા ( હંતા ) છે નહીં એટલે સંસારમાં પડતો નથી તેથી ગતીને એટલે મુકતીને પામેછે. ॥ ૨૮ ॥

प्रकृत्यैवचकर्माणिक्रियमाणानिसर्वशः ॥
यःपश्यतितथात्मानमकर्त्तारंसपश्यति ॥२९॥

જો સર્વ કર્મોને પ્રકૃતિથી કરી એટલે પ્રકૃતિવિકાર ઈંદ્રીયો કરીને કરેલાંને જાણે છે તેથી પોતાને અકર્ત્તા જાણેછે તે જાણેછે. ॥૨૯॥

यदाभूतपृथग्भावमेकस्थमनुपश्यति ॥

ततएवचविस्तारंब्रह्मसंपद्यतेतदा ॥३०॥

જ્યારે ભુતોના પૃથકભાવ એટલે દેવ મનુષ્યાદીક શરીરોની લઘુતા ( નાનાપણું ) બડાઇ ( મોટાઇ ) પતરાઇ ( પાતળું ) ઇત્યાદીક ન્યારા ન્યારા ભાવને એકસ્થ એક પ્રકૃતિમાં જુવે છે અને તે પ્રકૃતિમાં પુત્રાદીક વિસ્તારને જુવેછે ત્યારે શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત થાયછે. ॥ ૩૦ ॥

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ॥
शरीरस्थोपिकौंतेयनकरोतिनलिप्यते ॥३१॥

હે કુંતિપુત્ર આ જીવાત્મા અનાદિપણાથી અવિનાશી છે, કેવળ શરીરમાં રહેછે તેપણ નીરગુણપણાથી કંઇ કર્મને કરેછે તે કર્મોએકરી લીપ્ત થતો નથી. ॥ ૩૧ ॥

यथासर्वगतंसौक्ष्म्यादाकाशंनोपलिप्यते ॥
सर्वत्रावस्थितादेहेतथात्मानोपलिप्यते॥३२॥

જેમ સર્વત્ર રહેલું આકાશ સુક્ષ્મતાથી લુ-

તોના ગુણોએ કરી લીપ્ત થતું નથી, તેમ સર્વ દેવાદી શરીરોમાં રહેછે તોપણ દેહ ગુણો કરી જીવાત્મા લીપ્ત થતો નથી. ॥ ૩૨ ॥

यथाप्रकाशयत्येकःकृत्स्नंलोकमिमरंविः ॥
क्षेत्रंक्षेत्रीतथाकृत्स्नंप्रकाशयतिभारत ॥३३॥

હે ભારત જેમ એક સુર્ય સર્વ લોકને પ્રકાસે છે તેમ આ જીવ શરીરને પ્રકાસે છે. ॥૩૩॥

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरंज्ञानचक्षुषा ॥
भूतप्रकृतिमोक्षंचयेविदुर्यांतितेपरं ॥३४॥

જો કોઈ જ્ઞાનદ્રષ્ટી કરી ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના અંતરને અને ભુત પ્રકૃતિના મોક્ષને જાણેછે તે મને પ્રાપ્ત થાયછે. ॥ ૩૪ ॥

॥ इतिश्रीमद्भगवद्गीतासूपानिषत्सुब्रह्मविद्यायांयोगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादेप्रकृतिपुरुषविवेकयोगोनामत्रयोदशोऽध्यायः ॥ १० ॥

# अध्याय १४.

॥ श्रीभगवानुवाच ॥

परंभूयःप्रवक्ष्यामिज्ञानानांज्ञानमुत्तमम् ॥
यज्ज्ञात्वामुनयःसर्वेपरांसिद्धिमितोगताः।१॥

શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે સ-
ર્વ જ્ઞાનોમાં ઉત્તમ પ્રસીદ્ધજ્ઞાન ફરી કહું છું જેને
જાણીને સર્વ મુનીજન અહીંથી શ્રેષ્ટ પદવી યાને
પરમપદને પામે છે. ॥ ૧ ॥

इदंज्ञानमुपाश्रित्यममसाधर्म्यमागताः ॥
सर्गेऽपिनोपजायंतेप्रलयेनव्यथंतिच ॥२॥

જે જ્ઞાન કહું છું તે જ્ઞાનને પ્રાપ્ત થઇ મારી
સધર્માતાને એટલે મારા સમાનરૂપ વૈભવને તે મુ-
નીશ્વર પ્રાપ્ત થઇ ઉત્પત્તિ કાળમાં અને પ્રલયકાળ-
માં દુઃખી થતા નથી ॥ ૨ ॥

ममयोनिर्महद्ब्रह्मतस्मिन्गर्भंदधाम्यहं ॥

संभवःसर्वभूतानांततोभवतिभारत ॥३॥

હે ભારત મારી પ્રકૃતિ સર્વ ભુતોનું ઉત્પત્તિસ્થાન છે તે પ્રકૃતિમાં જીવરૂપ ગર્ભને ધારણ કરૂંછું ત્યારે સર્વ ભુતોની ઉત્પત્તિ થાયછે. ॥૩॥

सर्वयोनिषुकौंतेयभूर्त्तयःसंभवंतियाः ॥

तासांब्रह्ममहद्योनिरहंबीजप्रदःपिता ॥४॥

હે કુંતિપુત્ર દેવ મનુષ્યાદીક સર્વ યોનીમાં દેહ ઉત્પન્ન થાયછે તેનું પ્રકૃતિ કારણછે. હું ચૈતનરૂપ બીજને આપનારછું. ॥૪॥

सत्वंरजस्तमइतिगुणाःप्रकृतिसंभवाः ॥

निबध्नंतिमहाबाहोदेहेदेहिनमव्ययं ॥५॥

હે માહાબાહો સત્વ રજો અને તમોગુણ પ્રકૃતિથી ઉત્પન્ન થઇ આ દેહમાં અવિનાશી જીવને બંધન કરેછે. ॥ ૫ ॥

तत्रसत्वंनिर्मलत्वात्प्रकाशकमनामयं ॥

सुखसंगेनबध्नातिज्ञानसंगेनचाऽनघ ॥६॥

હે નિષ્પાપી! એ ત્રણ ગુણોમાં સત્વગુણ નિર્મળ પ્રકાશક શુભ કર્મને દેખાડનાર રોગ રહીતછે. એથી સુખની આશકતીથી અને જ્ઞાનના સંગેકરી બાંધેછે. અર્થાત શુભ કર્મથી સ્વર્ગ અને સ્વર્ગથી ઉત્તમ કુળમાં જન્મ એ પ્રકારે બાંધેછે. ॥ ૬ ॥

रजोरागात्मकंविद्धितृष्णासंगसमुद्भवं ॥
तन्निबध्नातिकौंतेयकर्मसंगेनदेहिनं ॥७॥

હે કુંતીપુત્ર તૃષ્ણા અને સ્ત્રી ધનાદીકમાં આશકત કરનાર રજો ગુણ વિષયાદીકમાં પ્રીતિ ઉપજાવનાર જાણો, તે જીવને કર્મસંગથી બાંધેછે, કર્મસંગથી જન્મ ફરી કર્મ જન્મ એ પ્રમાણે બાંધેછે. ૭

तमस्त्वज्ञानजंविद्धिमोहनंसर्वदेहिनां ॥
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नातिभारत ८

હે ભારત સર્વ દેહધારી જીવોને મોહાવનાર તમોગુણ અજ્ઞાનનું કારણ જાણો તે પ્રમાદ આળસ

અને નિદ્રાકરી બાંધેછે. ॥ ૮ ॥

सत्वंसुखेसंजयतिरजःकर्माणिभारत ॥
ज्ञानमावृत्यतुतमःप्रमादेसंजयत्युत ॥९॥

હે ભારત! સત્વગુણ મનુષ્યને સુખમાં લગાવે, રજોગુણ કર્મોમાં અને તમોગુણ જ્ઞાનને ઢાંકી-પ્રમાદમાં લગાવેછે. ॥ ૯ ॥

रजस्तमश्चाभिभूयसत्वंभवतिभारत ॥
रजःसत्वंतमश्चैवतमःसत्वंरजस्तथा ॥१०॥

હે ભારત એ ત્રણ ગુણ એ પ્રકૃતિથી છે તથાપી વિપરીતનું એ કારણછે કે રજોગુણ તમોગુણને જીતીને સત્વગુણ પ્રબળ થાયછે, અને રજોગુણ સત્વગુણને જીતિને તમોગુણ પ્રબળ થાય છે, તેમને તમોગુણ સત્વગુણને જીતિ રજોગુણ પ્રબળ થાયછે. કારણ પ્રાચીન કર્મ અને નિત્ય આહારાદી કર્મ છે. ॥ ૧૦ ॥

सर्वद्वारेषुदेहेऽस्मिन्प्रकाशउपजायते ॥

ज्ञानंयदातदाविद्याद्विवृद्धंसत्वमित्युत ॥
लोभःप्रवृत्तिरारंभःकर्मणामशमःस्पृहा ॥
रजस्येतानिजायंतेविवृद्धेभरतर्षभ ११।१२।

હે ભરતવંશીમાં શ્રેષ્ટ આ દેહમાં જ્યારે સર્વ નેત્રાદીક દ્વારોમાં પ્રકાશ એટલે વતુસ્નો યથાર્થ નિશ્ચય જ્ઞાન ઉત્પન્ન થાયછે ત્યારે સત્વગુણ પ્રબળ છે એમ જાણવું. રજોગુણના વધવાથી લોભ ધનાદીક ખરચ વીના મળવાની ઇચ્છા પ્રયોજન વગર ચંચળતા કર્મનો આરંભ ઇંદ્રીયલોલુપતા વિષયઇચ્છા ઉત્પન્ન થાય છે. ॥ ૧૧ ॥ ૧૨ ॥

अप्रकाशोऽप्रवृत्तिश्चप्रमादोमोहएवच ॥
तमस्येतानिजायंतेविवृद्धेकुरुनंदन ॥१३॥

હે કુરૂનંદન તમોગુણ વધવાથી વિવેકની હાની નિરૂદ્યમતા અને ન કરવાનું કરવું અને વિપરીત જ્ઞાન એ થાયછે. ॥ ૧૩ ॥

यदासत्वेप्रवृद्धेतुप्रलयंयातिदेहभृत् ॥

तदोत्तमविदांल्लोकानमलान्प्रतिपद्यते ॥१४॥

જ્યારે સત્વગુણ વધવાના સમયમાં દેહધારી પ્રલય એટલે મૃત્યુને પ્રાપ્ત થાય ત્યારે આત્મજ્ઞાનના શુદ્ધ લોકને પ્રાપ્ત થાયછે, અર્થાત આત્મજ્ઞાનીના કુળમાં આત્મજ્ઞાન જાણવા યોગ્ય શરીરને પ્રાપ્ત થાયછે लोकस्तुभुवनेजने એ પ્રમાણુથી અહીંલોક શબ્દ જનવાચકછે. ॥ १४ ॥

रजसिप्रलयंगत्वाकर्मसंगिषुजायते॥
तथाप्रलीनस्तमसिमूढयोनिषुजायते॥१५॥

રજોગુણની વૃદ્ધીમાં મૃત્યુને પ્રાપ્ત થઇ કર્મસંગીમાં જન્મ લેછે તેમાં જન્મી સકામકરી સ્વર્ગે જાયછે ફરી તેમાં જન્મ લઇ કર્મકરી સ્વર્ગે એમ ફરેછે તથા તમોગુણમાં મરણ પામેલા નીચ યોનીમાં જન્મ ત્યાંપણ એમજ ક્રમ જાણવો. ॥ १५ ॥

कर्मणःसुकृतस्याहुःसात्विकंनिर्मलंफलं ॥
रजसस्तुफलंदुःखमज्ञानंतमसःफलं ॥१६॥

સુકૃતકર્મનું ફળ સાત્વીક નિર્મળ કહેછે તેને કરતે કરતે કોઇ જન્મમાં મુક્ત થાયછે. રજોગુણથી દુઃખ એટલે સ્વર્ગ અને સ્વર્ગથી જન્મ અને તમોગુણથી અજ્ઞાન તેથી નરક છે. ॥ ૧૬ ॥

सत्वात्संजायतेज्ञानंरजसोलोभएवच ॥

प्रमादमोहौतमसोभवतोऽज्ञानमेवच ॥१७॥

સાત્વીક કર્મથી જ્ઞાન થાયછે. રજોગુણથી લોભ અને તમોગુણથી અજ્ઞાન અને મોહ થાયછે. ૧૭

ऊर्ध्वंगच्छंतिसत्वस्थामध्येतिष्ठंतिराजसाः ॥

जघन्यगुणवृत्तिस्थाअधोगच्छंतितामसाः१८

સાત્વીક કર્મ કરનાર મુકતી પામેછે. રાજસકર્મવાળા સ્વર્ગ મૃત્યુ લોક અને તમોગુણી નિચવૃત્તિને પામેછે. અર્થાત નીચ જાતિ પશુ કીડાદીકમાં જન્મતા રહેછે. ॥ ૧૮ ॥

नान्यंगुणेभ्यःकर्त्तारंयदाऽद्रष्टानुपश्यति ॥

गुणेभ्यश्चपरंवेत्तिमद्भावंसोऽधिगच्छति॥१९॥

જ્યારે વિવેકી પુરૂષ સત્વાદીક ગુણો વીના બીજા કોઇને કર્ત્તા જાણતા નથી, પોતાના ગુણથી ન્યારા જાણેછે, ત્યારે તે મારી સામ્યતાને પામેછે.

गुणानेतानतीत्यत्रीन्देहीदेहसमुद्भवान् ॥
जन्ममृत्युजराव्याधिर्विमुक्तोऽमृतमश्नुते२०।

આ દેહધારી જીવ ઉત્પન્ન થઈ સત્વાદીક ગુણોને ઉલંઘન કરી જન્મ મૃત્યુ વૃદ્ધપણાના દુખો- કરી છુટો થએલો મુકતી (મોક્ષને) પામેછે, ગુણયુકત નહી. ॥ ૨૦ ॥

॥ अर्जुनउवाच ॥

कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतोभवतिप्रभो ॥
किमाचारःकथंचैतांस्त्रीनगुणानातिवर्त्तते २१॥

એમ સાંભળી અર્જુન પુછેછે કે હે ભગવાન કોણ ચીન્હો કરી આ ત્રણ ગુણોને ઉલંઘન કરનાર થાયછે અને કેવા આચરણવાળા હોયછે અને ત્રણ ગુણોને શી રીતે ઉલંઘન કરી જાયછે. ॥૨૧॥

॥ श्रीभगवानुवाच ॥

प्रकाशंचप्रवृत्तिंचमोहमेहचपांडव ॥ न द्वेष्टिसंप्रवृत्तानिननिवृत्तानिकांक्षति ॥ उदासीनवदासीनोयोगुणैर्नविचाल्यते ॥ गुणावर्त्तंतइत्येवयोवतिष्ठतिनेंगते ॥ समदुःखसुखःस्वस्थः समलोष्ठाश्मकांचनः ॥ तुल्यप्रियाप्रियोधीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ मानापमानयोस्तुल्यस्तुल्योः ॥ सर्वारंभपरित्यागीगुणातीतःसउच्यते ॥२२ ॥ २३॥ २४॥ २५॥

અર્જુનના પ્રશ્નને શાંભળી ભગવાન કહેછે કે હે પાન્ડુપુત્ર જે પુરૂષ પ્રકાશ એટલે આરોગ્યતાદીક સાત્વીકકાર્ય અને પ્રવૃતિ રજોગુણ કાર્ય છે, મોહ તમોગુણનું કાર્ય છે એ જો પ્રવૃત હોયતો ત્યાગ

ચહાતા નથી એથી નીવૃતી થએલા ચાહાતા નથી ઉદાસી સ્થીતથયેલા ગુણોથી ચલાયમાન થતા નથી, આપ આપના કાર્યમાં ગુણજ પ્રવર્તે છે એમ જે સ્થીર છે, ચલાયમાન થતા નથી સુખદુઃખમાં સમ, સ્વસ્થ, ઠીકરૂ, કંકર, પત્થર અને સોનુ સમાન તુલ્ય છે, જેને પ્રિય અપ્રીય જેને સમ છે, ધીર આપણી નીંદા સ્તુતીને સમાન જાણેછે, માન અપમાન, મીત્ર સત્રૂ પક્ષમાં સમતુલ્ય મારા સેવનાદીકવિના સર્વ આરંભનો ત્યાગી તે ગુણાંતીત કહેછે. ॥ २२ ॥ २३ ॥ २४ ॥ २५ ॥

मांचयोऽव्याभिचारेणभक्तियोगेनसेवते ॥
सगुणान्समतीत्येतान्ब्रह्मभूयायकल्पते॥
ब्रह्मणोहिप्रतिष्ठाऽहममृतस्याव्ययस्यच ॥
शाश्वतस्यचधर्मस्यसुखस्यैकांतिकस्यच २७॥

જે વાસ્તે કે મરણ ધરમરહીત અને અવિનાશી જે બ્રહ્મ મુકતજીવ, સનાતન ધર્મ જે ભકતી-

યોગ તેનું અને મુખ્ય સુખ જે સ્વરૂપની પ્રાપ્તીમાં તેને। આધાર છે તે ભકતીયોગ કરી મને ભજેછે તે ગુણોનું ઉલંઘન કરી મારી સમતાને પામેછે. ૨૭

॥ इतिश्रीमद्भगवद्गीतासुपनिषत्सुब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगोनामचतुर्दशोऽध्यायः ॥१४॥

---

## अध्याय १५.

॥ श्रीभगवानुवाच ॥

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थंप्राहुरव्ययं ॥
छंदांसियस्ययपर्णानियस्तंवेदसवेदावित्॥१॥

તેરમા અધ્યાયમાં ક્ષેત્રરૂપ પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞ એટલે જીવાત્મનું સ્વરૂપ કહ્યું. શુદ્ધાત્માને પણ પ્રકૃતિ સંબંધી ગુણોના પ્રવાહ નિમીત્ત દેવાદીક આ-

કારથી પરીણામને પ્રાપ્ત થઇ જે પ્રકૃતિ તેનો સંબંધ અનાદી કહયો. ચૌદમા અધ્યાયમાં કહ્યુંછે કે આ જીવનુ જે તે ભગવાનેજ કહયો છે એમ કહી વિસ્તાર ગુણ પ્રસંગ પ્રકારમાં કહીને કહેછે કે ગુણ સંગ નિવૃત્તિપુર્વક સ્વરૂપની પ્રાપ્તી ભગવદભકતી મુળ છે, હવે પંદરમા અધ્યાયમાં જે ભજવા યોગ ભગવાન પોતાના કલ્યાણ ગુણાદીકે કરીને બદ્ધ મુકત બંને પ્રકારના જીવોથી વિલક્ષણ (ન્યારા) તેમનું પુરૂશોત્તમ તત્વ કહેવાનું જે આ સંબંધ આકારથી વિસ્તરીત પ્રકૃતિ પરીણામ વિશેષ સંસાર તેને પીંપળો (અશ્વત્થ) વૃક્ષરૂપ કલ્પિત કરીને શ્રી ભગવાન બોલેછે કે જેનાં વેદ પત્તાં અર્થાત પત્રો કરી વૃક્ષ વધે છે, તેમ આ સંસારરૂપ વૃક્ષ વેદોકત કર્મકરી વધે છે એથી વેદ પત્રરૂપ મુળછે, ઊર્ધ્વ એટલે સત્યલોકમાં બ્રહ્મા જેનું મૂળ છે. અધઃશાખા એટલે સત્વલોકથી નિચા જે દેવ, મનુષ્ય, કીટ, પતંગ, પર્યંત, શરીર, તેની શાખા છે એવા અવ્યય એટલે જ્ઞાનપ્રાપ્ત થવાના, પ્રથમ અજ્ઞાનદશામાં પ્ર-

વાહરૂપ કરી છેદવાને યોગ્ય એથી અજ્ઞાનીને અ-
વિનાશી છે એવા પ્રકારે આ સંસારને અશ્વત્થ એ-
ટલે પીંપળવૃક્ષરૂપ શ્રુતી કહેછે, તે જે જાણેછે તે વેદ
જાણનાર છે વેદ આ સંસારને છેદ કરવાનો ઉપાય
કહેછે તે જો એને જાણેછે અને છેદ ન કરવાને જાણે
છે તેથી વેદ(વિત્) જાણનાર છે. ॥ ૧ ॥

अधश्चोर्ध्वंप्रसृतास्तस्यशाखागुणप्रवृद्धा
विषयप्रवालाः ॥ अधश्चमूलान्यनुसंतता
निकर्मानुबंधीनिमनुष्यलोके ॥२॥

હવે તે સંસારને વૃક્ષરૂપતી બીજી પણ વિ-
લક્ષણના કરેછે, જેમકે સતવાદીક વધેલી અને શ-
બ્દાદીક વિષય જેને પ્રબળ છે, એટલે એક દીનનાં
નિકળેલાં પાંદડાં જેના વિષય છે, તેમજ તે વૃક્ષની
શાખા નિચે મનુષ્ય લોકમાં અને ઊપર દેવ ગાં
ધર્વાદિક શાખા ફેલી રહી છે. અર્થાત નિચ કર્મથી
નીચ મનુષ્યોથી નીચ પશ્વાદી શરીર ઉપર ઊત્ત-
મ કર્મથી ઊત્તમ દેવાદીક શરીરરૂપ શાખા ફેલી

રહી છે, નીચે મનુષ્ય લોકમાં કર્માનુસારી શાખા ફેલી રહી છે, અર્થાત મનુષ્ય લોકમાં જે ઉંચ નીચ કર્મ તે મુળ રૂપ છે. ઉંચ નીચ પદવી કર્મવિના નહી અને કર્મ મનુષ્ય શરીર શીવાય થતું નથી. ૨

नरूपमस्येहतथोपलभ्यतेनांतोनचादिर्नचसंप्रतिष्ठा ॥ अश्वत्थमेनंसुविरुढमूलमसंगशस्त्रेणदृढेनाछित्वा ॥ ततःपदंतत्परिमार्गितव्यंयस्मिन्गतानानिवर्त्तंतिभूयः ॥ तमेवचाद्यंपुरुषं प्रपद्येयतःप्रवृत्तिप्रसृता पुराणा ॥३॥४॥

આ સંસારવૃક્ષ આ લોકમાં જેવું કહ્યું તેવું રૂપ અજ્ઞાની જનોએ કરી જાણવામાં આવતું નથી, ન તેનો અંત, ન તેની યાદી, ન તેની સ્થીતી જાણવામાં આવેછે, એવા દ્રઢ મુળ પીપર વૃક્ષને અતિ દ્રઢ વૈરાગ્ય રૂપ શસ્ત્રથી છેદન કરી ફરી જેથી આ પ્રાચીન પ્રવૃત્તિ એટલે ગુણમયભોગરૂપ સંસાર

પ્રવાહ વિસ્તરીત છે, તે આદી પુરૂષના શરણાંગત થઇ તે પદને સોધવું કે જેમાં ગયેલા મુનીજન આ સંસારમાં આવતા નથી. ॥ ૩ ॥ ૪ ॥

निर्मानमोहाजितसंगदोषाअध्यात्मानित्याविनिवृत्तकामाः ॥ द्वंद्वैर्विमुक्ताःसुखदुःखसंज्ञैर्गच्छंत्यमूढाःपदमव्ययंतत् ॥५॥

જે માન મોહકરી રહ્યા છે જેણે સંગ દોશોને જીત્યા છે, અને જે અધ્યાત્મ શાસ્ત્રમાં નિત્ય વર્ત્તમાન છે અને જેની કામના નિવૃત્તિ થઇછે, અને જે સુખ દુઃખ દ્વંદ્વાં કરી છુટેલા છે તે જ્ઞાનીજન તે અવિનાશી પદને પ્રાપ્ત થાયછે એટલે સ્વરૂપને પ્રાપ્ત થાયછે. ॥ ૫ ॥

नतद्भासतेसूर्योनशशांकोनपावकः ॥ यद्गत्वानानिवर्त्ततेतद्धामपरमंमम ॥ ६ ॥

તે આત્માને સૂર્ય ચંદ્રમા અને અગ્ની પ્રકાશી શકતા નથી, જે સ્વરૂપને એટલે શુદ્ધ આત્મસ્વ-

રૂપને પ્રાપ્ત થઇ સંસારમાં આવતા નથી તે મારૂ પરમધામ છે, એટલે મારે રેહેવાનું મુખ્યુ સ્થાન મારૂ શરીર છે. यस्यात्माशरिरं ઇતિ પ્રમાણ છે. ૬

**ममैवांशोजीवलोकेजीवभूतः सनातनः ॥**
**मनषष्टानींद्रियाणिप्रकृतिस्थानिकर्षति॥७॥**

આ જીવ ભુત મારા સનાતન અંશ છે, પ્રકૃતિ અને અનંત જીવ મારીજ વિભુતિ છે, આ જીવ લોકમાં અતિ સંકુચીત જ્ઞાનથી પાંચ જ્ઞાનેંદ્રીય અને છઠુ મન એ છને પ્રકૃતિ વિકાર આ દેહમાં રહી ઇંદ્રીયોને ખેંચી ફેરવે છે. ॥ ૭ ॥

**शरीरंयदवाप्नातियच्चाप्युत्क्रामतीश्वरः ॥**
**गृहीत्वतानिसंयातिवायुर्गंधानिवाशयात्॥८॥**

જ્યારે આ જીવ શરીરને પ્રાપ્ત થાયછે, અને વર્તમાન શરીરથી જાયછે, ત્યારે ઈંદ્રીયોનો ઇષ્ટ મન પોતાની શેન્યારૂપ ઇંદ્રીયોને ગૃહણ કરેછે, જેમ પુષ્પાદીક ગંધસ્થાનમાંથી વાયુ ગૃહણ કરેછે, તેમ મન ગૃહણ કરીને જાયછે. ॥ ૮ ॥

श्रोत्रंचक्षुःस्पर्शनंचरसनंघ्राणमेवच ॥
अधिष्टायमनंश्चायंविषयानुपसेवते ॥९॥

આ જીવાત્મા કાન, નેત્ર, ત્વચા જીભ્હા, પ્રાણ.
અને મન એનો આશ્રય કરી વિષયોને શેવેછે. ૯

उत्क्रामंतंस्थितंवापिभुंजानंवागुणान्वितं ॥
विमूढानानुपश्यंतिपश्यंतिज्ञातचक्षुषः॥१०॥

આ જે ગુણોકરી યુકત આત્મા, દેહ છુટતે
અથવા દેહમાં રહેતે અથવા વિષય ભોગતે પણ અ-
જ્ઞાનીજન દેખતા નથી, જેને જ્ઞાનદ્રષ્ટી છે તે તે દે-
ખેછે. ॥ ૧૦ ॥

यतंतोयोगिनश्चैनंपश्यंत्यात्मन्यवस्थितं ॥
यतंतोऽप्यकृतात्मानोनैनंश्यंत्यचेतसः॥११॥

યોગીજન યત્ન કરતે કરતે પોતાના અંતઃક-
રણમાં રહેલા આત્માને દેખેછે, વિષયાશકત શા-
સ્ત્રદ્વારા ઉપાય કરેછે તોપણ અજ્ઞાની આત્માને દે-
ખતો નથી. ॥ ૧૧ ॥

यदादित्यगतंतेजोजगद्भासयतेऽखिलं ॥
यच्चंद्रमसियच्चाग्नौतत्तेजोविद्धिमामकं ॥१२॥

જે સૂર્યમાં રહેલું સર્વ તેજ જગતને પ્રકાસી રહેલ છે અને જે તેજ ચંદ્રમા અને અગ્નિમાં છે તે મારૂંજ જાણો. ॥ ૧૨ ॥

गामाविश्यचभूतानिधारयाम्यममोजसा ॥
पुष्णामिचौषधीःसर्वासोमोभूत्वारसात्मकः ॥

હું પૃથ્વીમાં પ્રવિષ્ટ થઇને પોતાના અચીંત્ય-સામર્થે કરી સર્વ ભુતોને ધારણ કરૂં છું અને અમૃતરૂપ ચંદ્રમા થઇ ઓષીધીને પાળું છું. ॥ ૧૩ ॥

अहंवैश्वानरोभूत्वाप्राणिनांदेहमाश्रितः ॥
प्राणापानसमायुक्तःपचाम्यन्नंचतुर्विधं॥१४॥

હું જઠરાઅગ્નિ થઈ સર્વ પ્રાણીના દેહમાં રહી પ્રાણ અને અપાન સંયુકત ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, પેય, એવા ચાર પ્રકારના અન્નને પચાઉં છું. ॥૧૪॥

सर्वस्यचाहंहृदिसन्निविष्टोमत्तःस्मृतिर्ज्ञान मपोहनंच ॥ वेदैश्चसर्वैरहमेववेद्योवेदांत कृद्वेदविदेवचाहं ॥१५॥

હું સર્વના હૃદયમાં પ્રવિષ્ટછું સર્વને સ્મૃતિજ્ઞાન અને વિચાર મારાથી થાયછે અને સર્વ વેદોએ કરી હુંજ જાણવાને યોગ્ય છું વેદાંત કર્તા અને વેદ જાણનાર હુંજછું. ॥ ૧૫ ॥

द्वाविमौपुरुषौलोकेक्षरश्चाक्षरएवच ॥ क्षरःसर्वाणिभूतानिकुटस्थोऽक्षरउच्यते ॥ उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥ योलोकत्रयमाविश्यबिभर्त्यव्ययईश्वरः॥१७॥

આ લોકમાં ક્ષર અને અક્ષર એવા બે પ્રકારના પુરૂષ છે તેમાં સર્વ શરીરધારી ભુતપ્રાણી ક્ષર અને મુકતજીવ અક્ષર કહેવાય છે, આ બેથી ઉત્તમ પુરૂષ બીજો છે. જે પરમાત્મા એમ કહેવાયછે અવિનાશી ઇશ્વર ત્રણ લોકમાં પ્રવેશ કરી ત્રણ લો-

કનું ભરણપોષણ કરૂં છું. ॥ ૧૬ ॥ ૧૭ ॥

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपिचोत्तमः ॥
अतोऽस्मिलोकेवेदेचप्रथितः पुरुषोत्तमः १८॥

માટે બદ્ધાવસ્થ જીવથી શ્રેષ્ઠ અને મુકતથી પણ ઉત્તમ છું, તે માટે સ્મૃતિ અને વેદમાં પણ પુરૂશોત્તમ પ્રસીદ્ધ છું. ॥ ૧૮ ॥

योमामेवमसंमूढोजानातिपुरुषोत्तम ॥
ससर्वविद्भजतिमांसर्वभावेनभारत ॥१९ ॥

હે ભારત જે સમ્યકજ્ઞાની પુરૂષ એવા મને પુરૂશોત્તમ જાણેછે તે સર્વજ્ઞાતા છે, તેથી તે સર્વભાવ એટલે માતા પીતા સુહૃદ ધનાદીક મને જાણી ભજેછે. ॥ ૧૯ ॥

इतिगुह्यतमंशास्त्रमिदमुक्तंमयानघ ॥
एतद्बुध्वाबुद्धिमान्स्यात्कृतकृत्यश्चभ

હે નિષ્પાપ આ અતિગોપ્ય શાસ્ત્ર મેં કહ્યું એને જાણીને બુદ્ધિમાન કૃત્ય કૃત્ય થાયછે. ॥૨૦॥

इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सुब्रह्मावि
द्यायांयोगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादेपुराण
पुरुषोत्तमयोगोनामपंचदशोऽध्याय ॥१५॥

---

## अध्याय १६.

॥ श्रीभगवानुवाच ॥

अभयंसत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ॥
दानंदमश्चयज्ञश्चस्वाध्यायस्तपआर्जवं ॥
अहिंसासत्यमक्रोधस्त्यागःशांतिरपैशुनं ॥
दयाभूतेष्वलोलुत्वंमार्दवंह्रीरचापलं ॥
तेजःक्षमाधृतिःशौचमद्रोहोनातिमानिता ॥
भवंतिसंपदंदैवीमभिजातस्यभारत॥१।२।३॥

શ્રી કૃષ્ણ ભગવાન અરજુનને એ પ્રમાણે તેરમા અધ્યાયથી પંદરમા અધ્યાયની સમાપ્તી પર્યંત ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો વિચાર (વિવેક) અને ત્રણ ગુણ વિભાગ અને ક્ષર અક્ષર એટલે બંધ મુકત જીવોનું સ્વરૂપ અને પરમાત્માનું પુરૂશોત્તમત્વ અને સામાર્થ કહી હવે સોલમા અધ્યાયમાં જીવને શાસ્ત્ર અવશ્યતા અને દેવી સંપત્તી વિભાગ કહેછે. શ્રી ભગવાન અરજુનને કહેછે કે હે ભારત દેવી સંપત્તિને પ્રાપ્ત થયેલા મનુષ્યને નિર્ભય રહેવું અંતઃકર્ણની શુદ્ધી પ્રકૃતિથી ભીન્ન આત્મા છે એવી નીષ્ટા સુપાત્રને કાંઇ આપવું અને મનને વિષયોથી નિવૃત કરવું, નિષ્કામ કર્મથી ભગવાનની પુજારૂપ પંચયજ્ઞોનું પૂન્ય કરવું, વેદ મંત્રોનો જપ, એકાદશીવ્રતરૂપ તપ, સર્વથી સરળ રહેવું, જીવમાત્રને પીડા નહી કરવી, હીત અને યથાર્થ ભાષણ કરવું, ક્રોધ ન કરવો, ઉદારતા, શાન્તી એટલે ઈંદ્રીયોનો પ્રવેશ કરવો, ચાડી ન કરવી, સર્વભુત માત્ર ઉપર દયા, પરસ્ત્રી ધનાદીકની ઇચ્છા ન કરવી, અક્રુર-

તા લજ્જા, પવીત્રતા, દ્રોહ પણ ન કરવો, માન પ્રાપ્તી માટે અભિમાન ન કરવું. એ ૨૬ છવીસ ગુણ દેવી સંપત્તિના થાયછે. ॥ ૧ ॥ ૨ ॥ ૩ ॥

दंभोदर्पोऽभिमानश्चक्रोधः पारुष्यमेवच ॥
अज्ञानंचाभिजातस्यपार्थसंपदमासुरीम्॥४॥

હે પૃથાપુત્ર આસૂરીસંપદાને પ્રાપ્ત થએલા મનુષ્યને દંભ દર્પ, અભિમાન, ક્રોધ, કટુભાષણ અને અજ્ઞાન એ લક્ષણ થાયછે. ॥ ૪ ॥

दैवीसंपद्विमोक्षायनिबंधायासुरीमता ॥
माशुचःसंपदंदैवीमभिजातोसिपांडव ॥५॥

હે પાંડુપુત્ર દેવીસંપદા મોક્ષ માટે છે, અને આસુરી બંધન માટે છે તેવું નિશ્ચય છે, તમે દેવી-સંપદાને પ્રાપ્ત થયા છો, સોચમાં કરો. ॥ ૫ ॥

द्वौभूतसर्गौलोकेऽस्मिन्दैवआसुरएवच ॥
दैवोविस्तरशःप्रोक्तआसुरंपार्थमेशृणु ॥६॥

હે પાર્થ આ લોકમાં બે પ્રકારના પ્રાણી છે, એક દેવ અને અસુર, દેવ વિસ્તારથી કહ્યા, અને અસુર સાંભળો. ॥ ६ ॥

प्रवृत्तिंचानिवृत्तिंचजनानाविदुरासुराः ॥
नशौचंनाऽपिचाचारोनसत्यतेषुविद्यते॥७॥

અસુર સ્વભાવવાળા મનુષ્ય સંસારસાધન અને મોક્ષ સાધન જાણતા નથી, તેમાં ન શુચિતા ન શાસ્ત્રચરણ ન સત્ય પણ રહેછે. ॥ ७ ॥

असत्यमप्रतिष्ठंतेजगदाहुरनीश्वरं ॥
अपररूपरसंभूतंकिमन्यत्कामहेतुकं ॥ ८ ॥

તે અસુર પ્રકૃતિ મનુષ્ય આ જગતને અસત્ય એટલે મીથ્યા અને ભ્રમ કહેછે, અપ્રતિષ્ટીત એટલે આને કોઇ આધાર નથી એમ કહેછે, કોઇ અનીશ્વર કહેછે, સ્ત્રીપુરૂષ પરસ્પર સંયોગ થયા વગર અને જગત શું છે, કેવળ કામનાનેજ નિમિત્તથી સ્ત્રીપુરૂષના સંયોગથીજ થાયછે, એમ કહેછે. ८

एतांदृष्टिमवष्टभ्यनष्टात्मानोऽल्पबुद्धयः

प्रभवंत्युग्रकर्माणःक्षयायजगतोऽहिताः ॥९॥

તેવા અજ્ઞાનીજન ખાનપાનાદીક અલ્પ પદાર્થમાં બુદ્ધિવાળા એમ સમજી ગૃહણ કરી ઉગ્રકર્મ કરનાર એટલે પરસ્ત્રી ધન પુત્રાદીકોનું હરણ કરનાર સર્વના અહીત જગતના નાશ માટે પ્રવર્ત્ત થાયછે. ॥ ૯ ॥

काममाश्रित्यदुःपूरंदंभमानमदान्विताः ॥

मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्त्ततेऽशुचिव्रताः॥

જે દુઃખેકરી કામના ન પુરી થાય, તેને આશ્રીત થઇ દંભ માન મદયુકત થઈ મોહથી અસત ગ્રાહોને ગૃહણકરી એટલે મારન, મોહન, વશીકરણ, એવાં ભ્રષ્ટ આચરણ સ્વીકારકરી અપવિત્રવ્રત સેવનાર તેજ કામમાં પ્રવર્ત થાયછે. ॥ ૧૦ ॥

चिंतामपरिमेयांचप्रलयांतामुपाश्रिताः ॥

कामोपभोगपरमाएतावदितिनिश्चिताः ॥

आशापाशशतैर्बद्धाःकामक्रोधपरायणाः ॥
इहंतेकामभोगार्थमन्यायेनार्थसंचयान्॥१२॥

અપાર અને મરણાંત ચીંતાને પ્રાપ્ત થયેલા કામોપભોગમાં તત્પર એટલુંજ સુખ છે, એમ નિશ્ચય કરી સેંકડો આશાની ફાંસીમાં બંધાઇ કામ અને ક્રોધને સ્વાધીન થઈ,કામભોગ માટે અન્યાય કરી દ્રવ્યસંચયનો ઉપાય કરેછે. ॥ ११ ॥ १२ ॥

इदमद्यमयालब्धमिमंप्राप्स्येमनोरथं ॥
इदमस्तीदमपिमेभविष्यतिपुनर्धनं ॥
असौमयाहतःशत्रुर्हनिष्येचापरानपि॥
इश्वरोहमहंभोगीसिद्धोअहंबलवान्सुखी १४॥

મને આજ આ પ્રાપ્ત થયું, આ મનોરથ પામીશ મારે આ ધનછે, ફરી પણ થશે, મેં આ વેરી માર્યો, બીજાને પણ મારીશ હું ઇશ્વર છું, ભોગી છું, સીદ્ધ છું, બળવાન છું, સુખી છું. ।१३ १४।

आढयोऽभिजनवानस्मिकोऽन्योऽस्तिस

दृशोमया ॥ यक्ष्येदास्यामिमोदिष्यइत्य ज्ञानाविमोहिताः अनेकचित्तविभ्रांतामो हजालसमावृताः प्रसक्ताःकामभोगेषुपतं तिनरकेऽशुचौ ॥१५ १६॥

હું યોગ્ય ઉત્તમ કુળમાં જન્મો છું મારા સમાન કોણ છે, યજ્ઞ, દાન અને આનંદ કરીશ, અજ્ઞાનમાં મોહી રહેછે, અને અનેક જગો ચીત્ત લાગવાથી ભ્રમીષ્ટ મોહજાળમાં ફસેલ કામભોગમાં આશકત અને અપવિત્ર નરકમાં પડેછે. ॥ ૧૫ ॥ ૧૬ ॥

आत्मसंभाविताःस्तब्धाधनमानमदान्विताः।
यजंतेनामयज्ञैस्तेदंभेनाऽविधिपूर्वकं ॥१७॥
अहंकारंबलंदर्पंकामंक्रोधंचसंश्रिताः
मामात्मपरदेहेषुप्रद्विषंतोऽभ्यसूयकाः॥१८॥
तानहंद्विषतःक्रूरान्संसारेषुनराधमान् ॥

क्षिपाम्यजस्त्रमशुभानासुरीष्वेवयोनिषु।१९॥

પોતે પોતાનેજ શ્રેષ્ટ માનેછે, અનમ્ર છે, ધનમાન, મદ, દંભથી યુકત અવિધિપુર્વક નામ યજ્ઞથી યજન કરેછે, અને અહંકાર બળ, દર્પ, કામ, અને ક્રોધનો આશ્રય કરી રહેછે, તે આપણા તથા બીજી દેહમાં રહેનાર મારો દ્વેશ કરેછે, નીંદા કરેછે, હું તે દ્રેશ કરનાર ક્રુર, અશુભ, અધથી નરોને સંસારમાં આસુરીયોનીમાં વારંવાર પટકુંછું. ॥૧૭॥ ॥ ૧૮ ॥ ૧૯ ॥

आसुरींयोनिमापन्नामूढाजन्मनिजन्मनि ॥
मामप्राप्यैवकौंतेयततोयांत्यधमांगति ॥
त्रिविधंनरकस्येदंद्वारंनाशनमात्मनः ॥
कामःक्रोधस्तथालोभस्तस्मादेतत्रयंत्यजेत् ॥

હે કુંતિપુત્ર તેવા મુર્ખ જન્મોજન્મ આસુરીયોનીને પ્રાપ્ત થઇ ફરી અધમ યોનીમાં જાયછે, કામ, ક્રોધ, તથા લોભ, એ ત્રણ પ્રકારનાં નરક દ્વાર

પોતાનો નાશ કરનાર સંસારમાં ભમાવનાર છે,
માટે એ ત્રણનો ત્યાગ કરવો. ॥ ૨૦ ॥ ૨૧ ॥

एतैर्विमुक्तःकौंतेयतमोद्वारैस्त्रिभिर्नरः ॥
अचरत्यात्मनःश्रेयस्ततोयातिपरांगतिं।२२॥

હે કુંતિપુત્ર એ ત્રણ દ્વારથી છુટેલા મનુષ્ય
પોતાનું કલ્યાણ સાધન કરેછે તેથી પરમપદને પા-
મેછે. ॥ ૨૨ ॥

यःशास्त्रविधिमुत्सृज्यवर्त्ततेकामकारतः ॥
नसासिद्धिमवाप्नोतिनसुखंनपरांगतिं ॥२३॥

જે શાસ્ત્રવીધીને ત્યાગી સ્વઇચ્છા પ્રમાણુ
ચાલેછે, તે સીદ્ધીને પામતો નથી, તેમજ સુખ અ-
ને મોક્ષને પ્રાપ્ત થતો નથી. ॥ ૨૩ ॥

तस्माच्छास्त्रप्रमाणंतेकार्याकार्यव्यवस्थितौ ॥
ज्ञात्वाशास्त्रविधानोक्तंकर्मकर्त्तुमिहार्हसि।२४॥

એટલા માટે તમને કાર્યાકાર્યવ્યવસ્થામાં શાસ્ત્ર

પ્રમાણ જાણી આ લોકમાં શાસ્ત્ર વીધાનેકરી કહેલું કર્મ કરવા યોગ્ય છે. ॥ २४ ॥

॥ इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सुब्रह्मविद्यायांयोगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादेदैवासुरसंपद्विभागयोगोनामषोडशोऽध्याय॥

---

# अध्याय १७

## ।अर्जुनउवाच॥

यशास्त्रविधिमुत्सृज्ययजंतेश्रद्धयान्विताः ॥
तेषांनिष्ठातुकाकृष्णसत्वमाहोरजस्तमः ॥१॥

સોલમા અધ્યાયમાં ઇશ્વરતત્વ જ્ઞાન અને ઇશ્વર પ્રાપ્તીનો ઉપાય, એનું કારણ મુળ વેદ છે એમ કહ્યું અને અંતમાં કહ્યું કે શાસ્ત્રવીધીહીણ કર્મ કરનાર લોકોને સુખાદીક નથી તે સાંભળી અરજુન બોલ્યાકે હે કૃષ્ણ જે શાસ્ત્રવીધીનો ત્યાગકરી શ્રદ્ધાયુક્ત યજનપુજન કરેછે તેની શુ કેવી નિષ્ટા છે તે-

અને સત્વગુણ, રજોગુણ કે તમોગુણ નીષ્ટાછે તે
કહો. ॥ ૧ ॥

॥ श्रीभगवानुवाच॥

त्रिविधाभवतिश्रद्धादेहिनांसास्वभावजा ॥
सात्विकीराजसीचैवतामसीचेतितांशृणु ॥२॥

અરજુનનું પ્રશ્ન સાંભળીને શ્રીકૃષ્ણ કહેછે કે
સાત્વીકી, રાજસી અને તામસી, એ ત્રણ પ્રકારે
નિશ્ચય શ્રદ્ધા થાયછે, તે દેહધારીઓની સ્વભાવીક
થાય છે તે સાંભળો. ॥ ૨ ॥

सत्वानुरूपासर्वस्यश्रद्धाभवतिभारत ॥
श्रद्धामयोऽयंपुरुषोयोयच्छ्रद्धःसएवसः ॥३॥

હે ભારત સર્વની શ્રદ્ધા અંતઃકરણ અનુરૂપ
હોયછે (થાયછે) આ પુરૂષ શ્રદ્ધામય છે, જે શ્રદ્ધા-
વાળા હોયછે, જેમ સાત્વીકી શ્રદ્ધાવાળો ઇત્યાદી. ૩

यजंतेसात्विकादेवान्यक्षरक्षांसिराजसाः ॥
प्रेतान्भूतगणांश्चान्येयजंतेतामसाजनाः॥४॥

સાત્વીક પુરૂષ દેવતાઓને પુજેછે રાજસ યક્ષ રાક્ષસોને અને તામસી માણસ પ્રેત ભુતાગણેને પુજેછે. ॥ ४ ॥

अशास्त्रविहितंघोरंतप्यंतेयेतपोजनाः ॥
दंभाहंकारसंयुक्ताःकामरागबलान्विताः ॥५॥
कर्षयंतिशरीरस्थंभूतग्राममचेतसः ॥
मांचैवांतःशरीरस्थंतान्विध्यासुरनिश्चयान ६

દંભ અને અહંકાર સંયુકત કામના અને વિષયઅનુરાગ એવી સૈન્યાયુકત જે મનુષ્ય જે શાસ્ત્ર પ્રસીદ્ધ નહી એવા ઘોરતપ તપેછે તે અજ્ઞાનીજન શરીરમાં રહેતે છતે ભુત સમુહને અને શરીર અંદર સ્થીત હું છું તેને પણ દુઃખ દેછે, તેમને નિશ્ચય કરી અસુરપણામાં તેનો નિશ્ચય જાણે. ॥૫ ૬॥

आहारस्त्वपिसर्वस्यत्रिविधोभवतिप्रियः ॥
यज्ञस्तपस्तथादानंतेषांभेदमिमंशृणु ॥७॥

આહાર પણ સર્વને ત્રણ પ્રકારનો પ્રીય હો-

યછે અને યજ્ઞ તથા તપ દાન એપણ ત્રણ પ્રકાર-
નાછે તેના ભેદ સાંભળો. ॥ ૭ ॥

आयुःसत्वबलारोग्यसुखप्रीतिविवर्द्धनाः ॥
रस्याःस्निग्धाःस्थिराहृद्याआहाराःसात्विक
प्रियाः ॥८॥

જે આહાર આયુષ્ય હુંસીયારી આરોગ્ય સુ-
ખ અને પ્રીતિ વધારે એવો હોય મધુરાદીક સર-
સંયુક્ત સ્નિગ્ધ સ્થીર ઘણાકાળસુધી ચાલે તે સ્થી-
ર હૃદયનો વર્ધક એ અહાર સાત્વકી માણસોને પ્રી
યછે. ॥ ૮ ॥

कट्वम्ललवणात्युष्णतीक्ष्णक्षविदाहिनः ॥
आहाराराजसस्येष्टादुःखशोकामयप्रदा ॥९॥

અતિ કડું બહુ મરચાંવાળુંપદાર્થ અતિ ખાટું
અતિખારૂ વડાં વગેરે અતિ ગરમાગરમ અતિ તિ-
ક્ષણ રાઇઆદીક મીશ્રીત અતિરૂખાંસુખ અતિ દા-
હકારક રાજસગુણવાળાને તે અહાર પ્રીયછે તે દુઃખ
શોક અને રોગ દેનાર થાયછે. ॥ ૯ ॥

यातयामंगतरसंपूतिपर्युषितंचयत् ॥
उच्छिष्टमपिचामेध्यंभोजनंतामसप्रियं॥१०॥

જેમ ભાત (ચોખા) એક પોહોર વિત્યાપછી ઠંડા થયા હોય તે રસહીણ દુરગંધવાળા અને વાસી અને ઊચ્છિષ્ટ અને અપવિત્ર ભોજન તામસીજનોને પ્રીયછે. ॥ ૧૦ ॥

अफलाकांक्षिभिर्यज्ञोविधिदृष्टोयइज्यते ॥
यष्टव्यमेवेतिमनःसमाधायससात्विकः।११॥

યજ્ઞકરવો પણ શ્રેષ્ટછે એમ મનને સમાધાન કરી ફળ ઇચ્છા રહીત મનુષ્યોએ વિધીપુર્વક જે યજ્ઞ કર્યો હોય તે સાત્વિક. ॥ ૧૧ ॥

अभिसंधायतुफलंदंभार्थमपिचैवयत् ॥
इज्यतेभरतश्रेष्टतंयज्ञंविद्धिराजसं ॥१२॥
विधिहीनमसृष्टान्नंमंत्रहीनमदक्षिणं ॥
श्रद्धाविरहितंयज्ञंतामसंपरिचक्षते ॥१३॥

હે ભરત શ્રેષ્ટ જે ફળની ઇચ્છાકરી અને દં-
ભયુક્ત યજ્ઞ કરે તે રાજસા અને જે યજ્ઞ વિધીહી-
ન, ઉચીત, અન્નહીણ, મંત્રહીણ, દક્ષણાહીણ, શ્ર-
દ્ધા રહીત, તે યક્ષ તામસ કહ્યો છે. ॥ १२ ॥ १३॥

देवद्विजगुरुप्राज्ञपूजनंशौचमार्जवं ॥
ब्रह्मचर्यमहिंसाचशारीरंतपउच्यते ॥१४॥

દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને વિદ્વાનોનુ પુજન
શુચીતા, સરલતા, બ્રહ્મચર્ય અને પરપીડા વર્જીત
આ શરીર સંબંધી તપ કહ્યુંછે. ॥ १४ ॥

अनुद्वेगकरंवाक्यंसत्यांप्रियाहितंचयत् ॥
स्वाध्यायाभ्यसनंचैववाङ्मयंतपउच्यते १५॥

જે વચન ઉદ્દ્વેગકારક ન હોય અને સત્ય
પ્રીયહીત હોય, વેદ, પાઠ, મંત્ર, જપાદીકનો અ-
ભ્યાસ આ વાણીમય તપ કહ્યુંછે. ॥ १५ ॥

मनःप्रसादंसौम्यत्वंमौनमात्माविनिग्रहः ॥
भावसंशुद्धिरित्येतत्तपोमानसमुच्यते ॥१६॥

મનની પ્રસન્નતા, અક્રૂરપણું, મીતભાષણ, મનને વશ કરવું અને અંતઃકરણની શુદ્ધતા, આ એટલુ તપ માનસી કહ્યું છે. ॥ १६ ॥

श्रद्धयापरयातप्तंतपस्तत्रिविधंनरैः ॥
अफलाकांक्षिभिर्युक्तैःसात्विकंपरिचक्षते १७॥

ફળની ઇચ્છા ન કરનાર યોગ્ય પુરૂષ તેથી પરમશ્રદ્ધાકરી તપ કરેલ તે ત્રણ પ્રકારે એટલે કાળક, માનસીક, વાચીકતપ સાત્વીક હોયછે. १७

सत्कारमानपूजार्थंतपोदंभेनचैवयत् ॥
क्रियतेतादिहप्रोक्तंराजसंचलमध्रुवं ॥१८॥

જે તપ સત્કારમાન પુજાને માટે દંભયુક્ત કહેલું છે તે શાસ્ત્રમાં રાજસ ચલ અને નાશમાન કહ્યુછે. ॥ १८ ॥

मूढग्रहेणात्मनोयत्पीडयाक्रियतेतपः ॥
परस्योत्सादनार्थंवातत्तामसमुदाहृतं ॥१९॥

જે તપ દુરાગ્રહ પોતાની પીડાનીમીત્ત અ-

થવા બીજાને પીડારૂપ કર્યું હોય તે તામસી ક-
હ્યું છે. ॥ ૧૯॥

दातव्यमितियद्दानंदीयतेऽनुपकारिणे ॥
देशेकालेचपात्रेचतद्दानंसात्विकंस्मृतं॥२०॥

જે દાન આપવું જોઇએ એવી બુદ્ધિકરી કુ-
રૂક્ષેત્રાદી દેશમાં અને ગ્રહણાદીક કાળમાં જેનાથી
ફરી પોતાનો ઉપકાર ન હોય તેવાતે તથા જે તપ
સ્વાધ્યા કરીકે રક્ષક હોય તેને આપવું એ દાન
સાત્વીક કહ્યું છે. ॥ ૨૦ ॥

यत्तुप्रत्युपकारार्थंफलमुद्दिश्यवापुनः ॥
दीयतेचपरिक्लिष्टंतद्राजसमुदाहृतं ॥२१॥

જે પ્રત્યુપકારનેમાટે અથવા ફળનિમીત્ત ક-
રીને ફરી રાહુ વગેરે ગ્રહ નિમીત્ત ઉગ્રદાન આપ્યુ
જાય તે રાજસ કહ્યું છે. ॥ ૧૬ ॥

अदेशकालेयद्दानमपात्रेभ्यश्चदीयते॥
असत्कृतमवज्ञातंतत्तामसमुदाहृतं ॥२२॥

જે દાન તીરસ્કાર અવજ્ઞાપુર્વક દેશકાળ-વીના અને કુપાત્રોને આપવામાં આવે છે તે દાન તમાસી કહેછે. ॥ ૨૨ ॥

ओंतत्सादितिनिर्देशोब्रह्मणास्त्रिविधःस्मृतः ॥
ब्राह्मणास्तेनवेदाश्चयज्ञाश्चविहिताःपुरा २३॥

ओं तत् सत् એમ ત્રણ પ્રકારે વેદનો નિશ્ચય જાણ્યો ગયોછે એટલે ઓં શબ્દથી કર્મનો સ્વીકાર કરવો ઉચીત છે, તત શબ્દથી એટલે પરમેશ્વરાર્થ કરવું ઉચીત છે, સત્થી શ્રેષ્ટ કર્મ સાધુવૃતીથી કરવું એમ વેદનો નિશ્ચય છે એવા નિશ્ચયકરી યુકત બ્રાહ્મણ એટલે વેદકર્મ કરનાર ત્રણ વર્ણને કર્મસ્વીકાર્ય અને વેદ જે ઇશ્વરાર્થ કર્મને પ્રતિપાદન કરે છે અને યજ્ઞ જે સત્કર્મ એમે પુર્વકાળમાં સ્થાપન કર્યોછે. ॥ ૨૩ ॥

तस्मादोमित्युदाहृत्ययज्ञदानतपःक्रिया ॥
प्रवर्त्ततेविधानोक्ताःसततंब्रह्मवादिनां ॥२४॥

જેથી કે વેદવાદી ત્રણે વર્ણ કર્મસ્વીકારક-

રીને વેદવાદી ત્રૅણે વર્ણોને વીધીથી કહેલી યજ્ઞ તપદાનની ક્રીયા નીરંતર પ્રવર્ત થાછે. ॥૨૪॥

तादित्यनाभिसंधायफलंयज्ञतपःक्रियाः ॥
दानक्रियाश्चविविधाःक्रियंतेमोक्षकांक्षिभिः ॥

તત કર્મ અર્દર્થ છે એટલે પરમેશ્વરાર્થ છે એવી બુદ્ધિથી ફળનું અનુસંધાન ન કરીને યજ્ઞ દાન, તપ, ક્રીયા અને અનેક પ્રકારની દાનક્રીયા મોક્ષ ચાહાનારાઓથી થાયછે. ॥૨૫॥

सद्भावेसाधुभावेचसदित्येतत्प्रयुज्यते ॥
प्रशस्तेकर्मणितथासच्छब्दःपार्थयुज्यते॥२६॥

હે અરજુન શ્રેષ્ટપણામાં અને સાધુભાવનામાં સત એવું આ વાકય યુક્ત કરેછે તથા શ્રેષ્ટ કર્મમાં પણ સતશબ્દ યુક્ત કરેછે. ॥૨૬॥

यज्ञेतपसिदानेचास्थितिःसदितिचोच्यते ॥
कर्मचैवतदर्थीयंसदित्येवाऽभिधीयते ॥२७॥

જે યજ્ઞમાં તપમાં દાનમાં સ્થીતીછે. ને સત્ એમ કહેવાય છે એનો ઇશ્વરાર્થે કર્મછે તે સત્ નિશ્ચયછે તેમ કહેવાય છે આ ચારે શ્લોકમાં ઓં તત્ સત એનો નિશ્ચયાર્થ કહ્યો છે. ॥૨૭॥

**अश्रद्धयाहुतंदत्तंतपस्तप्तंकृतंचयत् ॥**
**असदित्युच्यतेपार्थनचतत्प्रेत्यनोइह ॥२८॥**

હે પૃથાપુત્ર જે શ્રદ્ધાવગર હોમેલા હવન, આપેલું દાન, તપેલુ તપ અને કરેલુ કર્મ એ અસત એમ કહેવાયછે તે ન આ લોકમાં અને ન પરલોકમાં સુખદાયક છે. ॥૨૮॥

**इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सुब्रह्मविद्यायांयोगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगोनामसप्तदशोऽध्यायः १७॥**

# अध्याय १८

## ॥ अर्जुनउवाच ॥

**संन्यासस्यमहाबाहोतत्वामिच्छामिवेदितुं ॥**
**त्यागस्यचहृषीकेशपृथक्केशिनिषूदन ॥१॥**

હવે આ અઢારમા અધ્યાયમાં સર્વ ગીતાનો સારાંશ નીરૂપણ થશે, ત્યાં અરજુન પ્રશ્ન કરેછે કે હે માહા બાહો, હે હ્રષીકેશ, હે કેશીનીસુદન સં-ન્યાસના અને ત્યાગના તત્વ જુદા જુદા જાણ-વાને ઇચ્છું છું. ॥૧॥

## ॥ श्रीभगवानुवाच ॥

**काम्यानांकर्मणांन्यासंसंन्यासंकवयोविदुः ॥**
**सर्वकर्मफलत्यागंप्राहुस्त्यागंविचक्षणाः॥२॥**

એમ સાંભળી શ્રીકૃષ્ણભગવાન બોલેછે કે કવી જે સારાસાર વીવેકી કામનાવાળાકર્મને છો-ડીને સંન્યાસ જાણેછે અને વિચીક્ષણ જે તત્વજ્ઞા-

ની હે તે સર્વ કર્મના ફળત્યાગનો ત્યાગ કહેછે. ॥૨॥

त्याज्यंदोषवदित्येकेकर्मप्राहुर्मनीषिणः ॥
यज्ञदानतपःकर्मनत्याज्यमितिचापरे ॥३॥

કોઇ એક જ્ઞાનીપુરૂષ દોષવાળાંકર્મ ત્યાગવાં જોઇએ એમ કહેછે અને કેટલાક બીજા આચાર્ય યજ્ઞ, દાન, તપ, કર્મનો ત્યાગ કરવો ન જોઇએ. ॥૩॥

निश्चयंशृणुमेतत्रत्यागेभरतसत्तम ॥
त्यागोहिपुरुषव्याघ्रत्रिविधःपरिकीर्तित ॥४॥
यज्ञदानतपःकर्मनत्याज्यंकार्यमेवतत् ॥
यज्ञोदानंतपश्चैवपावनानिमनीषिणां ॥५॥

હે ભરતસત્તમ તે ત્યાગનો નિશ્ચય સાંભળો, હે પુરૂશોમાં શ્રેષ્ટ જેથી કે ત્યાગ ત્રણ પ્રકારનો કહ્યોતોછે તેથી યજ્ઞ દાન તપ રૂપકર્મનો ત્યાગ ન કરવો અર્થાત કરવું જે યોગ્યછે યજ્ઞ દાન તપએ જ્ઞાનીઓને પણ પવિત્ર કરનાર છે. ॥૪॥૫॥

एतान्यपितुकर्माणिसंगंत्यक्त्वाफलानिच॥
कर्त्तव्यानीतिमेपार्थनिश्चितंमतमुत्तमं ॥६॥

હે પાર્થ એ યજ્ઞાદીકપણુ કર્મ મમતા અને ફળ ત્યાગીને કરવા યોગ્ય છે એવો નિશ્ચય કરેલો મારો ઉત્તમ મત્ત છે. ॥૬॥

नियतस्यतुसंन्यासःकर्मणोनोपपद्यते ॥
मोहात्तस्यपरित्यागस्तामसःपरिकीर्तितः॥७॥

કારણુકે નિયમીત્ત સંધ્યાદિક પંચમહાયજ્ઞ છે તે કર્મનો ત્યાગ થઈ શકતો નથી, જો મોહથી ત્યાગ કરયો જાય તો તે તામસ કહેવાયછે. ॥ ૭ ॥

दुःखमित्येवयत्कर्मकायक्लेशभयात्त्यजेत् ॥
सकृत्वाराजसंत्यागंनैवत्यागफलंलभेत् ॥८॥

જે કર્મ દુઃખ એમ શરીર કલેશ થએથી ત્યાગ કરેછે, તે રાજસ કહેવાય છે અને ત્યાગફળને પામતા નથી. ॥ ૮ ॥

कार्यमित्येवयत्कर्मनियतंक्रियतेऽर्जुन ॥
संगंत्यक्त्वाफलंचैवसत्यागःसात्विकोमतः।९॥

હે અરજુન જે કર્મબુદ્ધિથી કરવાયોગ્ય મમતા અને ફળને ત્યાગી નિયમીત એટલે ઉચીત એવી શુદ્ધિથી કરે તે ત્યાગ સાત્વીક કહયો છે.॥૯॥

नद्वेष्टयकुशलंकर्मकुशलेनानुषज्जते ॥
त्यागीसत्वसमाविष्टोमेधावीछिन्नसशयः१०॥

જે સત્વગુણયુક્ત બુદ્ધિમાન રહિ સંસય કર્મફળ ત્યાગી તે અકુશલ એટલે સંસારકારક કર્મને નીંદતા નથી અને કુશલ એટલે યજ્ઞાદીકમાં આશકત થતા નથી. ॥૧૦॥

नाहिदेहभृताशक्यंत्यक्तुंकर्माण्यशेषतः ॥
यस्तुकर्मफलत्यागीसत्यागित्यभिधियते११॥

જે માટે કે દેહધારીથી સર્વ કર્મનો ત્યાગ થઈ શકતો નથી તેથી કર્મફળનો ત્યાગી છે, તે ત્યાગી કહેવાય છે. ॥૧૧॥

अनिष्टमिष्टंमिश्रंचत्रिविधंकर्मणःफलं ॥
भवत्यत्यागिनांप्रेत्यनचसंन्यासिनांक्वचित्॥

અપ્રીય, પ્રીય, અને મિશ્ર એ પ્રકારે કર્મનાં ત્રણ પ્રકારનાં ફળ છે, કર્મફળ અનુરાગીનો મા-રાપર થાયછે અને કર્મફળ ત્યાગીને કદી પણ નહી. ॥૧૨॥

पंचैतानिमहाबाहोकारणानिनिबोधमे ॥
सांख्येकृतांतप्रोक्तानिसिद्धयेसर्वकर्मणां।१३॥

હે માહાબાહો સર્વ કર્મોની સીદ્ધિને માટે આ પાંચ કારણ સાંખ્યસીદ્ધાંત કહેલાં તે મારાથી સાં-ભળો. ॥ ૧૩ ॥

अधिष्टानंतथाकर्त्ताकरणंचपृथग्विधं ॥
विविधाश्चपृथक्चेष्टादैवंचैवात्रपंचमं ॥१४॥

તે એ કે અધીષ્ટાન અર્થાત શરીર તથા કર્તા એટલે જીવ આ જીવના કર્તાપણામાં ज्ञातएवचकर्त्ता-शास्त्रार्थत्वात् આ બ્રહ્મસૂત્ર પ્રમાણ છે અને જુદા જુ-

દા પ્રકારે કરણ એટલે પાંચ ઈંદ્રીયોનો વેપાર અને અનેક પ્રકારની જુદી જુદી ચેષ્ટા એટલે પાંચ પ્રાણ વાયુની ચેષ્ટા અને અહીંયાં દેવ એટલે અંતરજામી હુંછું આ વિષયમાં परात्तुज्क्तुतेः આ બ્રહ્મસુત્ર પણ પ્રમાણછે એ શંકા સમાધાન વાક્યાર્થ બોધનીમાં છે.

शरीरवाङ्मनोभिर्यत्कर्मप्रारभतेऽर्जुन ॥
न्यायंवाविपरीतंवापंचैतेतस्यहेतवः ॥१५॥

હે અરજુન શરીરવાણી અને મનેકરી જે ન્યાય અથવા અન્યાય જે કર્મપ્રારંભ થાયછે, તેના પાંચ કારણ છે. ॥ १५ ॥

तत्रैवंसतिकर्त्तारमात्मानंकेवलंतुयः ॥
पश्यत्यकृतबुद्धित्वान्नसपश्यतिदुर्मतिः ।१६॥

એવાં સીદ્ધાંત પણ કેવળ આત્માને કર્તા જાણેછે તે દુર્બુદ્ધી પુરૂષ અકૃત બુદ્ધિથી યથાર્થ નિશ્ચયકારક બુદ્ધીહીણ છે તે જાણતા નથી. ॥ १६ ॥

यस्यनाहंकृतोभावोबुद्धिर्यस्यनालिप्यते ॥

हत्वापिसइमांल्लोकान्नहंतिनानिबध्यते॥१७॥

જેને પોતાને કર્તાભાવ નથી બુદ્ધી કર્મમાં લીપ્ત થતી નથી તે આ લોકને મારેછે પણ મારતો નથી અને તેના પાપમાં બંધાતો નાહી તાત્પર્ય કે તમે ભીષ્માદીકના વધ માટે ડરોછો, ત્યાં જ મનુષ્ય મમતા અહંકાર રહીત સ્વધર્માચરણ કરેછે તે ને કર્મ જન્ય પાપ પુણ્યનો ભય નથી.

ज्ञानंज्ञेयंपरिज्ञातात्रिविधाकर्मचोदना॥
करणंकर्मकर्त्तोतित्रिविधःकर्मसंग्रहः॥१८॥

જ્ઞાન જે કર્તવ્યકર્મ જાણવું તે જ્ઞાન જ્ઞેય જે કર્મ પરીજ્ઞાતા તેને સંપુરણ જાણનાર એવા પ્રકારે ત્રણ પ્રકારનુ શાસ્ત્ર વિધાન છે ત્યાં કરણ જે કર્મ કરવાની સામગ્રી જેમ યજ્ઞમાં સુવાદ યુદ્ધમાં શસ્ત્રાદીક કર્મ જે કરવું હોય તે કર્તા તે કરનાર એમ ત્રણ પ્રકારના કર્મને વાસ્તે સંગ્રહ છે અર્થાત એ સામગ્રીથી થશે સામગ્રી (સાધન) વીના નહી. ૧૮

ज्ञानंकर्मचकर्त्तोतित्रिधैवगुणभेदतः॥

प्रोच्यतेगुणसंख्यानेयथावच्छृणुतान्यपि १९।

જ્ઞાન કર્મ અને કર્તા એવા એ ગુણભેદે કરીને સાંખ્ય શાસ્ત્રમાં ત્રણ પ્રકારના કહ્યા છે તેને યથાવત સાંભળો. ॥ ૧૯ ॥

सर्वभूतेषुयेनैकंभावमव्ययमीक्षते ॥
अविभक्तंविभक्तेषुतज्ज्ञानंविद्धिसात्विकं।२०॥

જે જ્ઞાનેકરીને બ્રાહ્મણ ક્ષત્રીયાદી વિભાગયુક્ત સર્વ ભુતોમાં વિભાગરહીત એટલે આત્મા સર્વત્ર સમાન છે, એવા અવિનાશી એક ભાવને જુવે છે તે જ્ઞાન સત્વિક જાણવું. ॥ ૨૦ ॥

पृथक्त्वेनतुयज्ज्ञानंनानाभावान्पृथग्विधान्॥
वेत्तिसर्वेषुभूतेषुतज्ज्ञानंविद्धिराजसं ॥२१॥

અને જે ભુતોમાં અનેક બ્રાહ્મણાદીક નાનાપણું, મોટાપણું, ઉત્તમમધ્યમ, ભેદયુક્ત આત્માને પણ ઉત્તમ મધ્યમ જુદા જુદા જાણે છે એવું જે પૃથક જ્ઞાન છે તે રાજસ જાણો. ॥ ૨૧ ॥

यत्तुकृत्स्नवदेकास्मिनकार्येसक्तमहैतुकं ॥
अतत्वार्थवदल्पंचतत्तामसमुदाव्हतं ॥२२॥

જેકે એકજ કર્મમાં આશકત સર્વ ફળયુકત જાણે અને તે નિરર્થ હોય કારણ જેમાં તત્વાર્થ નહી અને તુચ્છ એટલે ભુતાદી આરાધનરૂપ જે જ્ઞાન તે તામસી કહ્યું છે. ॥ ૨૨ ॥

नियतंसंगरहितमरागद्वेषतः कृतं ॥
अफलप्रेप्सुनाकर्मयत्तत्सात्विकमुच्यते॥ २३॥

જે કર્મફળનિ ઇચ્છા ન કરવાને નિયત એટલે કર્તવ્ય ફળ સંધીરહીત અને રાગદ્રેશ રહીત કર્યું હોય તે સાત્વીક કહ્યું છે. ॥ ૨૩ ॥

यत्तुकामेप्सुनाकर्मसाहंकारेणवापुनः॥
क्रियतेबहुलायासंतद्राजसमुदाव्हतं ॥२४॥

જે બહુ પરીશ્રમયુકત કર્મ કામની પ્રાપ્તી ઇચ્છાએકરી અથવા અહંકાર સહીત કર્યું હોય તે રાજસ. ॥ ૨૪ ॥

अनुबंधंनक्षयंहिंसामनवेक्ष्यचपौरुषं ॥
मोहादारभतेकर्मयत्तत्तामसमुच्यते॥२५॥

કર્મના પરીણામનું દુઃખ દ્રવ્યાદીકનો ક્ષય તે કર્મમાં પ્રાણી પીડા અને પોતાના પુરૂશાર્થ ન જોઇએ મોહથી જે કર્મ આરંભ્યુ જાય છે તે તામસ કેહેવાય છે. ॥ ૨૫ ॥

मुक्तसंगोऽनहंवादीधृत्युत्साहसमन्वितः ॥
सिद्ध्यसिद्ध्योर्निर्विकारःकर्तासात्विकउच्यते२६

જે પુરૂશ ફળ આશકતીરહીત હું કર્તા છું એમ કહેનાર ધીરજ અને ઉત્સાહયુકત સિદ્ધી અસિદ્ધીમાં નિરવિકાર તે કર્તા સાત્વિક કહેવાયછે. ૨૬

रागीकर्मफलप्रेप्सुर्लुब्धोहिंसात्मकोऽशुचिः ॥
हर्षशोकान्वितः कर्ताराजसः परिकीर्तित२७

જે કર્મમાં આશકત કર્મફળને ચાહાનાર લોભીયા એટલે કર્મયુકત યથાર્થ ખર્ચ ન કરનાર પ્રાણી પીડા કરનાર અપવિત્ર હર્ષ શોક યુકત તે કર્તા

તે રાજસ કહેવાય છે. ॥ ૨૭ ॥

अयुक्तःप्राकृतःस्तब्धःशठोनैष्कृतिकोऽलसः॥
विषादीदीर्घसूत्रीचकर्त्तातामसउच्यते ॥२८॥

જે શાસ્ત્રોક્ત કર્મને અયોગ્ય વિદ્યાહીન અન્ન મારણાદીક કર્મે તત્પર, ઠગ, આળસુ, વિસાદી ઘડીના કામમાં એક દીવસ કરનાર તે કર્તા તામસ કહેવાય છે. ॥ ૨૮ ॥

बुद्धेर्भेदंधृतेश्चैवगुणतस्त्रिविधंशृणु ॥
प्रोच्यमानमशेषेणपृथक्त्वेनधनंजय ॥२९॥

હે ધનંજય સંપુર્ણપણે કરી મારા કહેલા જુદા જુદા ગુણો કરી ત્રણ પ્રકારના બુદ્ધિના અને ધીરજ ભેદ સાંભળો. ॥ ૨૯ ॥

प्रवृत्तिंचनिवृत्तिंचकार्याकार्येभयाभये ॥
बंधंमोक्षंचयावेत्तिबुद्धिःसापार्थसात्विकी॥३०॥

હે પાર્થ જે બુદ્ધિ પ્રવૃત્તિ અને નિવૃત્તિ તે કાર્ય અકાર્યને અને ભય અભયને બંધ મોક્ષને જાણે છે

તે સાત્વિકી બુદ્ધી છે. ॥ ૩૦ ॥

ययाधर्ममधर्मंचकार्यंचाकार्यमेवच ॥

अयथावत्प्रजानातिबुद्धिःसापार्थराजसी॥३१॥

હે પૃથાપુત્ર જે બુદ્ધીએકરી ધર્મ અધર્મને કાર્ય અકાર્યને ઉલટું જાણે તે રાજસી. ॥ ૩૧ ॥

अधर्मंधर्ममितियामन्यतेतमसावृता ॥

सर्वार्थान्विपरीतांश्चबुद्धिःसापार्थतामसी३२।

હે પાર્થ જે બુદ્ધી અજ્ઞાનેકરી ઢંકાઇને અધર્મને ધર્મ એમ માની અને સર્વ અર્થોને પણ ઉલટા માને તે તામસી. ॥ ૩૨ ॥

धृत्याययाधारयतेमनःप्राणेंद्रियाक्रियाः ॥

योगेनाव्यभिचारिण्याधृतिःसापार्थसात्विकी।

હે પાર્થ અખંડ મોક્ષ સાધનરૂપ ધારણકરી યોગબળથી મન પ્રાણ અને ઇંદ્રીયોની ક્રીયાઓને ધારણ કરે તે ધારણ સાત્વીકી. ॥ ૩૩ ॥

यया तुधर्मकामार्थान्धृत्याधारयतेनरः ॥

प्रसंगेनफलाकांक्षीधृतिःसापार्थराजसी३४॥

હે પાર્થ ફળની ઇચ્છા કરનાર પુરૂશ ફળ ઇ-
ચ્છા પ્રસંગથી જે ધારણાકરી ધર્મ અર્થ કામ મોક્ષ-
ધારણા કરે તે રાજસી ધારણા. ॥ ૩૪ ॥

ययास्वप्नंभयंशोकंविषादंमदमेवच ॥
नविमुंचातिदुर्मेधाधृतिःसातामसीमता॥३५॥

દુષ્ટબુદ્ધી પુરૂપ જે ધારણા કરીને સ્વપ્ન ભય
શોક વિશાદ અને મદ એને ત્યાગતો નથી તે ધા-
રણા તામસી માનેછે. ॥ ૩૫ ॥

सुखंत्विदानींत्रिविधंशृणुमेभरतर्षभ ॥
अभ्यासाद्रमतेयत्रदुःखांतंचनिगच्छाति।३६॥
यत्तदग्रेविषमिवपरिणामेऽमृतोपमं ॥
तत्सुखंसात्विकंप्रोक्तमात्मबुद्धिप्रसादजं ३७॥

હે ભરતશ્રેષ્ટ હવે સુખ પણ ત્રણ પ્રકારે મારા-
થી સાંભળો તે એછે કે જે સુખમાં અભ્યાસ અ-
ભ્યાસ કરનાથી મત રમે છે અને દુઃખનો નાશક

થાયછે અને પ્રથમથીતે વિષતુલ્ય અંતમા અમૃત તુલ્ય સુખ તે આત્મબુદ્ધિની પ્રસન્નતાથી ઉત્પંન થયેલું જે સુખ તે સાત્વીક કહ્યું છે.। ૩૬ ૩૭।

विषयोंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतापमं ॥
परिणामेविषमिवतत्सुखंराजसंस्मृतम् ३८॥

જે વિષ ઇંદ્રીયના સંયોગથી પ્રારંભમાં અમૃતતુલ્ય અને અંતમાં વિષતુલ્ય તે સુખ રાજસ કહેછે. ॥ ૩૮ ॥

यदग्रेचानुबंधेचसुखंमोहनमात्मनः॥
निद्रालस्यप्रमादोत्थंतत्तामसमुदाहृतम ३९

જે પ્રારંભમાં અને અંતમાં પોતાને મોહક નીંદ્રા આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થાય તે સુખ તામસી. ॥ ૩૯ ॥

नतदस्तिपृथिव्यांवादिविदेवेषुवापुनः ॥
सत्वंप्रकृतिजैर्मुक्तंयदेभिः स्यात्त्रिभिर्गुणैः४०

જે વસ્તુ પ્રકૃતિથી ઉત્પન્ન જે સત્વાદીક ત્રણ ગુણો કરી મુકત હોય તે પૃથ્વી અથવા અહીં દેવમાં ફરી ત્યાં પણ નથી. ॥ ૪૦ ॥

ब्राह्मणक्षत्रियविशांशुद्राणांचपरंतप ॥
कर्माणिप्रविभक्तानिस्वभावप्रभवैर्गुणैः॥४१॥

હે પરંતપ બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્યોને અને શુદ્રોને સ્વભાવ ઉત્પન્ન પ્રકૃતિથી જુદા જુદા કર્યાછે.

शमोदमस्तपःशौचंक्षांतिरार्जवमेवच ॥
ज्ञानंविज्ञानमास्तिक्यंब्रह्मकर्मस्वभावजं४२

સમ જે બાહ્ય ઇંદ્રીયોનો સંયમ દમ અંતઃકરણનો સંયમ તપ શાસ્ત્રોકત વ્રત સોચ બ્રાહ્ય અભ્યંતર ક્ષમા અને સરળતા જ્ઞાન પોતાનું અને પરનું સ્વરૂપ જાણવું વિજ્ઞાન સ્વરૂપ જ્ઞાન થયા બાદ ઇશ્વર ભકિત કરવી, આસ્તીક વેદાદીક શાસ્ત્રમ વિશ્વાસ એ બ્રાહ્મણનું કર્મ સ્વભાવથી છે. ૪૨

शौर्यंतेजोधृतिर्दाक्ष्यंयुद्धेचाप्यपलायनं ॥

दानमीश्वरभावश्चक्षात्रंकर्मस्वभावजं॥४३॥

શુરપણું તેજથી બીજા કરે ધીરજ, ચતુરાઇ, યુદ્ધમાં પાછો હઠે નહી ઊદારતા અને પ્રજાને સ્વાધીન રાખવી આ ક્ષત્રીય કર્મ સ્વભાવવજ (થી) છે.

कृपिगोरक्ष्यवाणिज्यंवैश्यकर्मस्वभावजं ॥

परिचर्यात्मकंकर्मशुद्रस्यापिस्वभावजं।४४॥

ખેતિ ગાયપાલણ વણીજ કરવું આ વૈસ્ય કર્મ સ્વભાવથી છે ત્રણ વર્ણોની શેવારૂપ કર્મ શુદ્રનો સ્વભાવીક થાય છે. ॥ ૪૪ ॥

स्वेस्वेकर्मण्यभिरतः संसिद्धिंलभतेनरः ॥

स्वकर्मनिरतिः सिद्धियथाविंदतितच्छृणु४५

એમ પોતા પોતાના કર્મમાં થયેલા તત્પર મનુષ્ય સીદ્ધિને અર્થાત મોક્ષને પ્રાપ્ત થાય છે સ્વકર્મ નિષ્ટા પુરૂશ જેમ મુકતીને પામેછે તે સાંભળો. ૪૫

यतःप्रवृत्तिर्भूतानांयेनसर्वमिदंतत ॥

स्वकर्मणातमभ्यर्च्यसिद्धिंविंदतिमानवः४६

જે ઈશ્વરથી ભુત પ્રાણીની ઉત્પત્તિ રક્ષણ જેનાથી સર્વ વ્યાપ્ત છે તે ઈશ્વરને પોતાના સ્વભાવજ કર્મ કરી પુજીને મનુષ્ય મોક્ષ પામે છે. ।૪૬।

श्रेयान्स्वधर्मोविगुणःपरधार्मात्स्वनिष्टितात्॥
स्वभावनियतंकर्मकुर्वन्नाप्नोतिकिल्बिषं॥४७॥

અતિ ઉત્તમ પરધર્મથી પોતાનો ગુણહીણ ધર્મ પણ કલ્યાણ કારક છે પોતાની નીતી વીહીત કર્મ કરનાર પાપને પ્રાપ્ત થતો નથી તાત્પર્ય તમારૂ કર્મ હીંસાદીક છે પણ કલ્યાણ એથી છે. ॥ ૪૭ ॥

सहजंकर्मकौंतेयसदोषमपिनत्यजेत् ॥
सर्वारंभाहिदोषेणधूमेनाग्निरिवावृताः॥४८॥

હે કુંતીપુત્ર દોશયુક્ત પણ સ્વવર્ણોચીત ધર્મને ત્યાગવો નહી કેમકે સર્વજ્ઞાન કર્માદીક આરંભ દોશ કરી અગ્નિ ધુમ્રે કરી યુક્ત છે તેમ. ૪૮

असक्तबुद्धिः सर्वत्रजितात्माविगतस्पृह ॥
नैष्कर्म्यसिद्धिंपरमांसन्यासेनाधिगच्छति४९

સર્વ કર્મોમાં બુદ્ધીને આશકત ન કરી મનને વશ કરીને વાંછાહીત પુરૂશ પરમ નિષ્કર્મ સીદ્ધી એટલે આત્મજ્ઞાનનું ફળ ત્યાગ કરી પ્રાપ્તી થાય છે. ॥ ૪૯ ॥

सिद्धिंप्राप्तोयथाब्रह्मतथाऽप्नोतिनिबोधमे ॥
समासेनैवकौंतेयनिष्टाज्ञानस्ययावरा ॥५०॥

હે કુંતીપુત્ર તે આત્માતે પ્રાપ્ત થયેલો જેમ બ્રહ્મને પ્રાપ્ત થાયછે. તે સંક્ષેપકરી મારાથી સાંભળો ધ્યાનાત્મા જ્ઞાનની પરમનિષ્ટા છે એટલે ઉપાયની સીમા છે. ॥ ૫૦ ॥

बुद्ध्याविशुद्धयायुक्तोधृत्यत्मानंनियम्यच ॥
शब्दादिन्विषयांस्त्यक्त्वारागद्वेषौव्युदस्यच॥
विविक्तसेवीलध्वाशीयतवक्कायमानसः ॥
ध्यानयोगगरोनित्यंवैराग्यंसमुपाश्रितः॥५२॥
अहंकारंबलंदर्पंकामंक्रोधंपरिग्रहं ॥
मुच्यनिर्ममःशांतोब्रह्मभुयायकल्पते ॥५३॥

જેમકે શુદ્ધ બુદ્ધિએકરીયુકત અને ધારણાથી મનને વશ્ય કરીને શબ્દાદીક વિષયો ત્યાગીને અને રાગદ્વેશ ત્યાગીને એકાંત બેઠેલોં અલ્પાહારી શરીર વાણી અને મનને વશ્ય કરી નિત્ય ધ્યાન યોગ પરાયણ વૈરાગ્ય ધારણકરી અહંકાર બળ દર્પ કામ ક્રોધ મમતા એ બધાને ત્યાગી નિર્મમત્વ શાંત એવો પુરૂશ આત્મજ્ઞાનમય થાયછે.॥૫૧-૫૨ ૫૩॥

ब्रह्मभूतःप्रसन्नात्मानशोचातिनकांक्षति ॥
समःसर्वेषुभूतेषुमद्भक्तिंलभतेपरां ॥५४॥

આત્મજ્ઞાનમય થયેલો પુરૂશ પ્રસંન મન યુકત ન કોઇ વસ્તુ મારાથી ગઇ તેનો ન મળવાને ચહાય સર્વ સમ દ્રષ્ટી થયેલા અતિ ઉત્તમ મારી ભકતીને પ્રાપ્ત થાયં છે એટલે સર્વ જગતને મારા શરીર ભુત મારી પરમ વિભુતી જાણીને પક્ષપાત રહીત સર્વત્ર મનો જોનાર મારૂ સ્મરણ કરતો સર્વ મારા સ્વામી છે એ પરમ ભકતી છે. ॥ ૫૪ ॥

भक्त्यामामभिजानातियावान्यश्चास्मितत्त्वत

**ततोमांतत्त्वतोज्ञात्वाविशतेतदनंतरं ॥५५॥**

હું જેટલો અને જે તે અને તેટલો ભકિત કરી
નિશ્ચયપુર્વક જાણી ફરીથી મને પ્રાપ્ત થાયછે. ૫૫

**सर्वकर्माण्यपिसदाकुर्वाणोमद्व्यपाश्रयः ॥**
**मत्प्रसादादवाप्नोतिशाश्वतंपदमव्ययं ॥५६॥**

માહારો આશ્રીત માણસ સર્વ લોકીક વેદીક
કર્મને પણ કરતો થકો મારા અનુગ્રહથી સનાતન
નાશરહીત પદને પ્રાપ્ત થાયછે. ॥ ૫૬ ॥

**चेतसासर्वकर्माणिमयिसंन्यस्यमत्परः ॥**
**बुद्धियोगमुपाश्रित्यमच्चित्तःसततंभव ॥५७॥**

મારા પરાયણ થયેલા ચીત્તેકરી સર્વ કર્મો નેમા
સ્થાપીત કરીને એટલે મને અર્પણ કરી જ્ઞાનયોગ
આશ્રયકરી નીરંતર મારામાં ચીત્ત લગાડી સ્થીત
રહો ( થાવ ). ॥ ૫૭ ॥

**मच्चित्तःसर्वदुर्गाणिमत्प्रसादात्तरिष्यसि ॥**
**अथचेत्त्वमहंकारान्नश्रोष्यसिविनंक्ष्यसि ॥५८॥**

મારામાં ચીત્ત લગાવી દેશે, મારા અનુગ્રહથી સર્વ સંસાર દુઃખોને તરશો જો કદાપી મારો ઉપદેશ નહીં સાંભળો તો નષ્ટ થશો. ॥૫૮॥

यदहंकारमाश्रित्यनयोत्स्यइतिमन्यसे ॥
मिथ्यैवव्यवसायस्तेप्रकृतिस्त्वांनियोक्ष्यति ५९

જો અહંકારનો આશ્રયકરી યુદ્ધ નહી કરો એમ માનશો તેપણ તમારો નિશ્ચય વૃથા થશે, કેમકે તમને તમારો જાતિ સ્વભાવજ યુદ્ધમાં લગાવીદેશે. ॥ ૫૯ ॥

स्वभावजेनकौंतेयानिबद्धःस्वेनकर्मणा ॥
कर्त्तुंनेच्छासियन्मोहात्कारिष्यस्यवशोपितत् ६०

હે કુંતીપુત્ર જે યુદ્ધ મોહથી કરવા ચહાતા નથી તે તમારા ક્ષત્રીયસ્વભાવ જન્યથી તમારા કર્મથી બંધાએલા પરવશ થએલા તોપણ યુદ્ધ કરશો. ॥ ૬૦ ॥

ईश्वरःसर्वभूतानांहृद्देशेऽर्जुनातिष्ठति ॥
भ्रामयन्सर्वभूतानियंत्रारूढानिमायया ६१॥

હે અરજુન ઇશ્વર પોતાની માયાકરી યંત્ર જે શરીર તેમાં રહી સર્વ ભુતોને ભમાવતો સર્વ ભુતોના હૃદયમાં સ્થીર છે. ॥ ૬૧ ॥

तमवज्ञरणंगच्छसर्वभावेनभारत ॥
तत्प्रसादात्परांशांतिंस्थानंप्राप्स्यासिशाश्वतं ।

હે ભારત સર્વ ભાવના કરી તે પરમાત્માને શરણ થાવ તેમાં અનુગ્રહથી પરમશાંતી અને સનાતન સ્થાનને પ્રાપ્ત થશો. ॥ ૬૨ ॥

इतितेज्ञानमाख्यातंगुह्याद्गुह्यतरंमया ॥
विमृश्यैतदशेषेणयथेच्छासितथाकुरु ॥६३॥

મેં તમને આ ગોપ્ય જે ગુપ્ત તેમાં ગુપ્તજ્ઞાન કહ્યું તેનો વિચાર જેમ ચાહો તેમ કરો. ॥ ૬૩ ॥

सर्वगुह्यतमंभुयःशृणुमेपरमंवचः ॥
इष्टोसिमेदृढमितिततोवक्ष्यामितेहित॥६४॥

અતિ ગુપ્તમાં ગુપ્ત મારાં પરમવાક્ય ફરી સાંભળો, મારા અતી દ્રઢ પ્રીયછો તેથી તમને આ

હીતઉપદેશ કરૂં છું. ॥૬૪॥

मन्मनाभवमद्भक्तोमद्याजिमांनमस्कुरु ॥
मामेवैष्यसिसत्यंतप्रतिजानेप्रियोऽसिमे ६५।

મારામાં મનને લગાવો,મારો ભકત થા, મારૂ પુજન કરનાર થા, મને નમસ્કાર કરો, મનેજ પ્રાપ્ત થશો, તમારાથી સત્યપ્રતિજ્ઞા કરૂં છું, તમે મારા પ્રીયછો. ॥ ૬૫ ॥

सर्वधर्मान्परित्यज्यमामेकंशरणंव्रज ॥
अहंत्वांसर्वपापेभ्योमोक्षयिष्यामिमाऽशुचः६६

હે અરજુન તમે સર્વ ધર્મોને ત્યાગીને એટલે સર્વ કર્મોના ફળને ત્યાગીને અર્થાત મારામાં અર્પણ કરીને મુખ્ય મને પ્રાપ્ત થા, મને પુન્ય અને સાધ્ય જાણી મારી આજ્ઞા કરો, મારી પુજારૂપ જાણી સ્વધર્મરૂપ યુદ્ધ કરો, હું તમને આ ભીષ્માદીકોને યુદ્ધમાં મરશે તેના પાપથી મુકત કરીશ, તમે શોચ કરો નહીં. ॥ ૬૬ ॥

इदंतेनातपस्कायनाऽभक्तायकदाचन ॥

नचाऽशुश्रूषवेवाच्यंनचमांयोऽभ्यसूयति ६७

હે અરજુન જેણે તપ ન કર્યું હોય તથા મારો અને મારા જનોનો ભકત ન હોય જે ગીતા ઉપદ્રીષ્ટ કરનારની સેવા ન કરે, અને મારી નીંદા કરે, તેને તમે કરશો નહીં. ॥ ૬૭ ॥

यइदंपरमंगुह्यंमद्भक्तेष्वभिधास्यति ॥
भक्तिंमयिपरांकृत्वांमामेवैष्यत्यसंशयः ॥६८॥

જે આ પરમગુપ્ત ગીતાશાસ્ત્રને મારા ભકતોમાં પ્રસીદ્ધ કરશે, તે મારી પરમભકતીકરી મનેજ પ્રાપ્ત થશે એમાં સંસય નથી. ॥ ૬૮ ॥

नचतस्मान्मनुष्येषुकश्चिन्मेप्रियकृत्तमः ॥
भविताानचमेतस्मादन्यः प्रियतरोभुवि।६९॥

આં ગીતાને મારા ભકતોમાં પ્રસીદ્ધ કરનારથી અધીકપ્રીય મારો બીજો કોઇ પૃથ્વિમાં નથી અને તેના બરાબર બીજો પ્રીય થશે. ॥ ૬૯ ॥

अध्येष्यतेचयइमंधर्म्यंसंवादमावयोः ॥
ज्ञानयज्ञेनतेनाहमिष्टः स्यामितिमेमतिः७०॥

જે તમારો ધર્મવર્ધ્ધક સંવાદરૂપ ગીતાનુ અ- ધ્યયન કરશે તેનાથી જ્ઞાન યજ્ઞથી પુજીત થઇશ એમ માનુછું. ॥ ૭૦ ॥

श्रद्धावाननुसूयुश्चशृणुयादपियोनरः ॥
सोऽपिमुक्तःशुभांल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणां

જે નીંદારહીત શ્રદ્ધાયુકત શ્રવણ કરછે તેપણ સંસાર મુકત થઇ પુણ્ય કર્મ કરનાર લોકમાં પ્રાપ્ત થશે. ॥ ૭૧ ॥

कच्चिदेतच्छ्रुतंपार्थत्वयैकाग्रेणचेतसा॥
कच्चिदज्ञानसंमोहःप्रणष्टस्तेधनंजय ॥७२॥

શ્રી કૃષ્ણભગવાન પુછેછે કે હે પૃથાપુત્ર ધ- નંજય આ જ્ઞાનને તમે એકાગ્ર ચીત્તથી સાંભળ્યું કે નહીં જો સાંભળ્યું તો અજ્ઞાન જન્ય મોહ તમારો નાશ થયો કે નહીં તે કહો. ॥ ૭૨ ॥

॥ अर्जुनउवाच ॥

नष्टोमोहःस्मृतिर्लब्धात्वत्प्रसादान्मयाच्युत ॥

स्थितोऽस्मिगतसंदेहःकरिष्येवचनंतव॥७३॥

શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને અરજુન કહેછે કે હે અચ્યુત તમારા અનુગ્રહથી મોહ નષ્ટ થયો અને જ્ઞાન મળ્યું હવે સંદેહ રહીત સ્થીત છું, આપનું વચન જે સ્વધર્મરૂપ યુદ્ધ કરવાનું તે હું કરીશ. ॥ ૭૩ ॥

॥ संजयउवाच ॥

इत्यहंवासुदेवस्यपार्थस्यचमहात्मनः॥
संवादमिममश्रौषमद्भुतंरोमहर्षणं ॥७४॥

સંજય ધૃતરાષ્ટર પ્રત્યે કહેછે કે હે રાજન આ શ્રીકૃષ્ણ અને અરજુનનો સંવાદ અતિ અદ્ભુત રોમાંચકારક સાંભળ્યો. ॥ ૭૪ ॥

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहंपरं ॥
योगंयोगेश्वरात्कृष्णात्साक्षात्कथयतःस्वयं ॥

મેં આ અતિગુપ્ત યોગ કહેનાર યોગેશ્વર શ્રી-

કૃષ્ણના મુખથી વેદ વ્યાસના અનુગ્રહથી સાંભ-ળ્યો. ॥ ૭૫ ॥

राजन्संस्मृत्यसंस्मृत्यसंवादमिममद्भुतं ॥
केशवार्जुनयोःपुण्यंहृष्यामिचमुहुर्मुहुः ॥७६॥

હે રાજન્ આ શ્રીકૃષ્ણ અને અરજુનનો અ-દ્ભુત પુણ્ય સંવાદને વારંવાર સ્મરણ કરીને હર્ષિત થાઉછું. ॥ ૭૬ ॥

तच्चसंस्मृत्यसंस्मृत्यरूपमत्यद्भुतंहरेः ॥
विस्मयोमेमहान्राजन्हृष्यामिचपुनःपुनः ॥

હે રાજન્ અદ્ભુત ભગવાનના રૂપને પણ સ્મરણ કરી બહુ વીસ્મય થાઉછું અને વારંવાર હ-ર્ષિત થાઉછું. ॥ ૭૭ ॥

यत्रयोगेश्वरःकृष्णोयत्रपार्थोधनुर्धरः ॥
तत्रश्रीर्विजयोभूतिर्ध्रुवानीतिर्मतिर्मम ॥७८॥

હે રાજન્ જહાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને જહાં અરજુન ધનુષધારી છે ત્યાંજ અચળ સંપદા, અ-

ચળ વિજય, અચળવૈભવ, અચળ નિતી છે, એ-
વો મારો નિશ્ચય મત છે. ॥ ૭૮ ॥

॥ इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सुब्रह्म
विद्यायांयोगशास्त्रेश्रीकृष्णार्जुनसंवादेमो
क्षसंन्यासयोगोनामअष्टादशोऽध्यायः १८॥

इति श्री पंचरत्नेषु प्रथम रत्नरूप श्री भगवद्गीता
सटीक समाप्तम् ॥

॥ इति समाप्ता: ॥

# अथ विष्णुसहस्त्रनाम प्रारंभः

॥ श्रीगोवर्द्धनधरोविजयते ॥ यस्यस्मरण
मात्रेणजन्मसंसारबन्धनात् ॥ विमुच्यतेन
मस्तस्मैविष्णवेप्रभाविष्णवे ॥१॥ नमःस
मस्तभूतानामादिभूतायभूभृते ॥ अनेकरू
परूपायविष्णवेप्रभाविष्णवे ॥२॥

॥ वैशंपायनउवाच ॥

श्रुत्वाधर्माण्यशेषेणपावनानिचसर्वशः ॥
युधिष्ठिरःशांतनवंपुनरेवाभ्यभाषित ॥३॥

ટીકા-વેશંપાયન જન્મેજયને કહેછે કે સર્વ
પ્રકારની પ્રવિત્રકારક ગોષ્ટી સર્વ ધર્મોને યુધીષ્ટિર
ભિષ્મને પુછે છે. ॥ ૩ ॥

किमेकंदैवतंलोकेकिंवाप्येकंपरायणम् ॥
स्तुवन्तःकंकमर्चन्तःप्राप्नुयुर्मानवाःशुभम् ॥४॥

ટીકા-યુધીષ્ટિર પુછે છે કે આલોકમાં ઉપાસ-
નાને યોગ્ય દેવ તથા મુખ્ય પ્રાપ્તી થવાને યોગ્ય
કોણ છે તથા જેની સ્તુતિ કરતાં પુજા કરેતે મનુ-
ષ્ય મોક્ષ પામે તે કોણ દેવ છે. ॥ ૪ ॥

कोधर्मःसर्वधर्माणांभवतःपरमोमतः ॥
किंजपन्मुच्यतेजन्तुर्जन्मसंसारबन्धनात् ५।

ટીકા-સર્વ ધર્મમાં તમારા મતથી કોણ શ્રેષ્ટ
ધર્મ છે અને જપ કોનો છે જેના જાપથી મનુષ્ય જ-
ન્મરૂપ સંસાર બંધનથી છુટે છે. તે કહો. ॥ ૫ ॥

॥ भीष्मउवाच ॥

जगत्प्रभुदेवदेवमनंतंपुरुषोत्तमम् ॥
स्तुवन्नामसहस्त्रेणपुरुषःसततोत्थितः ॥६॥
तमेवचार्च्चयन्नित्यंभक्त्यापुरुषमव्ययम् ॥
ध्यायन्स्तुवन्नमस्यंश्चयजमानस्तमेवच ॥७॥
अनादिनिधनंविष्णुंसर्वलोकमहेश्वरम् ॥

लोकाध्यक्षंस्तुवन्नित्यंसर्वदुःखातिगोभवेत्८॥
ब्रह्मण्यंसर्वधर्मज्ञंलोकानांकीर्तिवर्धनम् ॥
लोकनाथंमहद्भूतंसर्वभूतभवोद्भवम् ॥९॥

ટીકા-એવું સાંભળીને ભિષ્મ બોલેછે કે જે જગત્‌ના સ્વામી એટલે પ્રભુ તથા દેવોના દેવની સ્તુતિ કરે તેમની સ્તુતિ કરાવનાર પ્રમાણ ગીતામાં છે યેયથા इती:અનંત એટલે નાશરહીત પુરૂશોત્તમ એટલે બંધ અને જીવન મુકત નથી વિલક્ષણછે यस्मानोक्षरइतिःએવા ભગવાનની સાવધાન થઇ સહસ્ત્રનામથી સ્તુતિ કરતો કરતો એજ અવિનાશી પુરૂશને પુજતો પુજતો અનાદી નીધન એટલે જેને જન્મ મરણ છે નહી અને વિષ્ણુ એટલે વ્યાપક છે તથા સર્વ લોકોના મહેશ્વર છે તેમનો તેમના ધ્યાન પ્રશંસા નમસ્કાર પુજા કરતો થકો તથા લોકાધ્યક્ષ એટલે સર્વ લોકોના પ્રવર્તક તથા બ્રહ્મણ્ય એટલે વેદ અને બ્રહ્માને પણ હીત કારક સર્વ ધર્મને જાણનાર લોક જે ભકતજન તેમની કીર્તિ વધારનાર

એથી લોકનાથ ભક્તોએકરી યાચવા યોગ્ય કારણ
મહદ્ભુત એટલે મહંત પુજાલાયક એટલે પુજ્ય છે,
ભુત એટલે માણસ જેના ધ્યાનાદીએ કરીને તથા
સર્વ ભુત પ્રાણીઓના જેમ ઉદારતા છે જેનાથી
એવા ભગવાનની સ્તુતિ કરતો થકો સર્વ દુઃખોથી
રહીત થાય છે. ॥ ૬ ॥ ૭ ॥ ૮ ॥ ૯ ॥

एषमेसर्वधर्माणांधर्मोऽधिकतमोमतः ॥
यद्भयक्त्यापुंडरीकाक्षंस्तवैरर्चेन्नरःसदा॥१०॥

ટીકા-આ સર્વ ધર્મોમાં અતિ અધિકછે એવો
મારો મત તે એ છે જે ભકિત પુર્વક સ્તુતિ કરીને
એટલે ગુણ નામ કરી પુનરી કાક્ષ ભગવાનનું મ-
નુષ્ય સદા પુજન કરે. ॥ ૧૦ ॥

परमंयोमहत्तेजःपरमंयोमहत्तपः ॥
परमंयोमहद्ब्रह्मपरमंयःपरायणम् ॥११॥

ટીકા--જેનું સર્વોત્તમ તેજછે સર્વોત્તમ મોટું ત-
પ છે સર્વોત્તમ વ્યાપક અને સર્વોત્તમ આશ્રયછે. ૧૧

पवित्राणांपवित्रंयोमंगलानांचमंगलम् ॥
दैवतंदेवतानांचभूतानांयोऽव्ययःपिता॥१२॥

ટીકા-જે પવિત્રો પણ શ્રેષ્ટ પવિત્ર, મંગળોમાં પણ શ્રેષ્ટ મંગળ, દેવતાઓમાં જે દૈવત એટલે સામર્થ્યછે અને ભુત પ્રાણીના અવિનાશી પિતાછે.॥૧૨॥

यतःसर्वाणिभूतानिभवंत्यादियुगागमे ॥
यस्मिंश्चप्रलयंयान्तिपुनरेवयुगक्षये ॥१३॥
तस्यलोकप्रधानस्यजगन्नाथस्यभूपते ॥
विष्णोर्नामसहस्त्रंमेश्रुणुपापभयापहम्१४॥

ટીકા-આદી યુગાગમના સમયમાં જેનાથી સર્વ ભુત પ્રાણી થાયછે અને યુગના ક્ષય થવાથી જેમાં લીન થઇ જાયછે, લોક પ્રધાન એટલે જેમાં પ્રધાન છે પ્રકર્ષકરીને ધારન કરી છે જેમાં સર્વ ભુત માત્ર સ્થિત છે એવા જગતના નાથ વિષ્ણુ ભગવાનના સહસ્રનામ મારાથી સાંભળો તે નામ પાપ ભયનાં નાશક છે હે ભુપતે હે યુધીષ્ટર. ।૧૩ ૧૪।

यानिनामानिगौणानिविख्यातानिमहात्मनः॥
ऋषिभिःपरिगीतानितानिवक्ष्यामिभूतये १५

ટીકા-જે ગુણોએકરી વિષ્ણુનાં નામ પ્રસી-
દ્ધછે અને રૂશીઓએ ગાયાં છે તેને ધર્મ અર્થ કામ
મોક્ષરૂપ સંપદા પ્રાપ્તીના અર્થે કહુંછું. ॥ ૧૫॥

ऋषिनाम्नांसहस्रस्यवेदव्यासोमहामुनिः ॥
छंदोऽनुष्टुप्तथादेवोभगवान्देवकीसुतः १६।
विष्णुंजिष्णुंमहाविष्णुंप्रभविष्णुंमहेश्वरं ॥
अनेकरूपदैत्यांतंनमामिपुरुषोत्तमम् ॥१७॥
अस्यश्रीविष्णोर्दिव्यसहस्रनामस्तोत्रमहा
मंत्रस्यभगवान्वेदव्यासऋषिःअनुष्टुप्छंदः
श्रीकृष्णःपरमात्माश्रीमन्नारायणोदेवता ॥
अमृतांशूद्भवोभानुरितिबीजं ॥ देवकीनंद
नःस्रष्टेतिशक्तिः॥ शंखभृन्नंदकीचक्रीतिकी

लकम् ॥ श्रीकृष्णप्रीत्यर्थेसहस्त्रनामजपेवि
नियोगः ॥ अथ करन्यासः ॥ ॐउद्भवाय
अंगुष्ठाभ्यांनमः ॥ ॐक्षोभणायतर्जनीभ्यां
नमः ॥ ॐदेवायमध्यमाभ्यांनमः ॥ ॐउ
द्भवायअनामिकाभ्यांनमः ॥ ॐक्षोभणाय
कनिष्ठिकाभ्यांनमः ॥ ॐदेवायकरतलकर
पृष्ठाभ्यांनमः ॥ इतिकरन्यासः ॥ अथहृ
दयादिषडंगन्यासः ॥ सुवृत्तःसुमुखःसुक्ष्मः
ज्ञानायहृदयायनमः ॥ सहस्त्रमूर्धाविश्वा
त्माऐश्वर्यायशिरसेस्वाहासहस्त्रार्चिःसप्तजि
ह्वःशक्त्यैशिखायैवषट् ॥ त्रिसामासामगः
सामबलायकवचायहुं ॥ रथांगपाणिरक्षो
भ्यःतेजसेनेत्राभ्यांवौषट् ॥ शार्ङ्गधन्वागदा

धरःवीर्यायअस्त्रायफट् ॥ क्रतुःसुदर्शनकालःभूर्भुवःस्वरोम्‌दिग्बंधः ॥ इतिल्हृदयादिन्यासः ॥ छ ॥ छ ॥

॥अथध्यानं॥ ॐक्षीरोदन्वत्प्रदेशेशुचिमणिविलसत्सैकतेमौक्तिकानांमालाक्लृप्तासनस्थःस्फटिकमणिनिभैर्मौक्तिकैर्मंडितांगः॥शुभ्रैरभ्रैरदभ्रैरुपरिविरचितैर्मुक्तपीयूषवर्षैरानंदी नःपुनीयादरिनलिनगदाशंखपाणिर्मुकुंदः॥१॥अथवा॥भूःपादौयस्यनाभिर्वियदसुरनिलश्चंद्रसूर्यौचनेत्रेकर्णावाशाःशिरोद्यौर्मुखमपिदहनोयस्यवास्तेयमाब्धिः ॥ अंतस्थंयस्यविश्वंसुरनरखगगोभोगिगंधर्वदैत्यैश्चित्रं रंरम्यतेतंत्रिभुवनवपुषंविष्णुमीशं

नमामि ॥२॥ अथवा ॥ शांताकारंभुजगश
यनं पद्मनाभंसुरेशं विश्वाधारं गगनसदृशं
मेघवर्णंशुभांगम् ॥ लक्ष्मीकांतंकमलनयनं
योगिभिर्ध्यानगम्यं वंदेविष्णुंभवभयहरंस
र्वलोकैकनाथम् ॥३॥ अथवा ॥ मेघश्यामं
पीतकौशेयवासं श्रीवत्सांकंकौस्तुभोद्भासि
तांगम् ॥ पुण्योपेतंपुंडरीकायताक्षंविष्णुंवं
दे सर्वलोकैकनाथम् ॥४॥ अथवा ॥ सशं
खचक्रंसकिरीटकुंडलं सपीतवस्त्रंसरसीरुहे
क्षणम् ॥ सहारवक्षस्थलकौस्तुभश्रियंनमा
मिविष्णुंशिरसाचतुर्भुजम् ॥ ५ ॥
ॐविश्वंविष्णुर्वषट्कारो भूतभव्यभवत्प्रभुः॥
भूतकृद्भूतभृद्भावोभूतात्माभूतभावनः ॥१॥

ટીકા-વિશ્વે એટલે વિશ્વરૂપ सर्वंखल्विदंब्रह्म ઇત્યાદી પ્રમાણછે વિષ્ણુવ્યાપક વષટ્કાર એટલે યજ્ઞ यज्ञोविष्णु ઇતિ ભુત એટલે થઇ ગયું, ભવ્ય એટલે થશે અને ભવત જે વર્તમાન તેના સ્વામી ભુતોના કર્તા, ભુતોનું પોષણ કરનાર, સર્વના પુજ્ય, સર્વ ભુત પ્રાણીના અંતરયામી (આત્મા) ભુતભાવન ભુતોને ઉત્પન્ન કર્તા. ૧

पूतात्मापरमात्माचमुक्तानांपरमागतिः ॥
अव्ययःपुरुषःसाक्षीक्षेत्रज्ञोऽक्षरएवच ॥२॥

ટીકા-જેનાથી જીવ સુદ્ધ થાય છે તે પુતાત્મા આપજ સર્વોત્તમ (પરમાત્મા) જેના સાથે મુક્ત માણસોનો સંબંધ છે તે અને જે નાશ નથી તે અવ્યય પુરૂ એટલે શરીર તેમાં પ્રાપ્ત થએલા એટલે બહુ શરીરોમાં પ્રાપ્તછે તથા કર્મ ફળથી તથા પ્રલયમાં બહુ ભુવનોના સંહાર કરનાર જે હોય તેને પુરૂષ કહીયે. સાક્ષાત જુવે તે સાક્ષી સર્વ ક્ષેત્રજ્ઞ જે ક્ષર ન હોય એટલે જે સંસારમાં ન પડે તે અક્ષર. ॥૨॥

योगोयोगविदानेताप्रधानपुरुषेश्वरः ॥
नारसिंहवपुःश्रीमान्केशवःपुरुषोत्तमः ॥३॥

ટીકા-જેથી કરીને આ જીવ ઇશ્વરથી યુકત હોય તે યોગ તે યોગરૂપ પણ આપજ છે તેથી યોગનામછે તે યોગ જેને પ્રાપ્ત થયોછે તેને ને તથા નીર્વહકર્તા તેથી યોગ જાણનારને તથા પ્રધાન જે પ્રકૃતિ પુરૂશ જે જીવ તેના ઇશ્વર ને પ્રધાન પુરૂશેશ્વર નર અને સીંહનું શરીર તે નારસીંહ વપુ શ્રી વિધ્યમાન રહેછે જેનાથી તે શ્રીમાન જેના કેશ પશસ્ત હોય તે કેશવ इशस्यकेशाज्ञमी એ વાકયથી તેમના કેશ મેઘ જેવા સર્વના જીવનપણાથી પ્રકાશી (જાહર) છે જે બંધાએલા અને મુકત એ બેથી ઉત્તમ તે પુરૂશોત્તમ. ॥ ૩ ॥

सर्वःशर्वःशिवःस्थाणुर्भूतादिर्निधिरव्ययः ॥
संभवोभावनोभर्त्ताप्रभवःप्रभुरीश्वरः ॥४॥

ટીકા-જે સર્વ વસ્તુને પ્રાપ્ત હોય તે સર્વ સર્વ સમાઇતિ પ્રમાણથી છે જે પ્રલયમાં સર્વનો સંહાર

કરે તે સર્વ, જે કલ્યાણ કારક હોય તે શિવ જે સર્વમાં સ્થીત હોય તે સ્થાણુ ભુતોના આદી કારણ માટે ભુતાદી આ જગત નીરંતર ધારણ કર્યું છે તે નિધીને અવ્યય એટલે અવિનાશી તે નીધી અવ્યય શ્રેષ્ટ પ્રયોજન માટે જેનો જન્મછે તે સંભવ ધર્મ સંસ્થાપન વિગેરે પ્રમાણછે જે સર્વની ઉત્પત્તિ કર્તા તે ભાવન, સર્વનું ભરણપોષણ કર્તા તે ભર્તા, સર્વ કર્મ કરવામાં સમર્થ તે પ્રભુ, જે ચાહે તે કરાવે ને કરે તે ઇશ્વર. ॥ ૪ ॥

स्वयंभूःशंभुरादित्यः पुष्कराक्षोमहास्वनः ॥
अनादिनिधनोधाताविधाताधातुरुत्तमः॥५॥

ટીકા-સ્વયં (પોતે) હોવાથી સ્વયંભુ ભક્તો ને સુખ કરે તે શંભુ અદીતિનો પુત્ર વામન આદીત્ય પુષ્કર જે કમળ એના જેવા નેત્ર તે પુષ્કરાક્ષ મહાન એટલે શ્રેષ્ટ નમેભકત ઇતિ પ્રમાણ સ્વન એટલે શબ્દ (વેદાદી જેના શ્વાસ છે) તે મહાસ્વન જન્મમરણરહીત તે અનાદી નીધન શેષાદીક રૂપો

કરીને જગત ધારેછે તે ધાતા કર્મ અને ફળનું વિ-
ધાન કરનાર વિધાત, ધાતા જે બ્રહ્મા તેનાથી ઉ-
ત્તમ તે ધાતુરૂત્તમ. ॥ ૫ ॥

**अप्रमेयोहृषीकेशःपद्मनाभोऽमरप्रभुः ॥**
**विश्वकर्मामनुस्त्वष्टास्थविष्ठःस्थविरोध्रुवः॥६॥**

ટીકા-પ્રમાણ કરવામાં ન આવે તે અપ્રમેય,
રૂષીક જે ઇંદ્રીયો તેના ઈશ્વર તે રૂષીકેશ, નાભીમાં
પદ્મનાભ, દેવતાના પ્રભુ તે અમરપ્રભુ, આ વિશ્વ
જેનું કર્મ છે તે વિશ્વકર્મા જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ છે માટે
મનુ, પ્રલયમાં જગતને સુભક્ષ કરેછે તે ત્વષ્ટ, વૃદ્ધ
થઇને સનાતન છે તેથી સ્થવિરોધ્રુવ. ॥ ૬ ॥

**अग्राह्यःशाश्वतःकृष्णोलोहिताक्षःप्रतर्दनः॥**
**प्रभूतस्त्रिककुब्धामपवित्रंमंगलंपरम् ॥७॥**

ટીકા-મનવાણીથી ગ્રહણ ન થાય માટે અ-
ગ્રહ્ય સદા રહેછે તેથી શાશ્વત ભકતોના મનનું આ
કર્ષણ કરે તેથી કૃષ્ણ લાલનેત્રથી લોહીતાક્ષ પ્રલય-
જનોને મારેછે માટે પ્રતર્દન જ્ઞાન ઐશ્વર્યાદીક અ-

धीक माटे प्रचुत ઉર્ધ્વ અધો અને મધ્ય કકુભના ધામ તેથી ત્રીકકુદ્ધામ પાવન કરવાથી પવિત્ર સર્વ મંગળમાં શ્રેષ્ટ તે મંગળંપરં એ નામથી છે. ।૭।

**ईशानःप्राणदःप्राणोज्येष्ठःश्रेष्ठःप्रजापतिः॥**
**हिरण्यगर्भोभूगर्भोमाधवोमधुसूदनः ॥८॥**

ટીકા-સર્વના નિયંતા તેથી ઇશાન તેથી પ્રાણદાતૃપણાથી પ્રાણદ, સર્વના ચેષ્ટાકારકપણાથી પ્રાણ અતિ મોટાપણાથી જેષ્ટ અતિ ઉત્તમપણાથી પ્રજાપાલનપણાથી પ્રજાપતિ બ્રહ્માંડ અંતર પ્રવેશ; કરે છે તેથી હીરણ્યગર્ભ પૃથ્વિના કારણપણાથી ભુગર્ભ માયાના પતિ તે માધવ મધુઅસુરને મારયો તેથી મધુસુદન નામ થયું. ॥ ૮ ॥

**ईश्वरोविक्रमीधन्वीमेधावीविक्रमःक्रमः ॥**
**अनुत्तमोदुराधर्षःकृतज्ञःकृतिरात्मवान्॥९॥**

ટીકા-સર્વ સામર્થ તેથી ઈશ્વર વૈભવ હોય તે વિક્રમી ધનું જેને હોય તે ધન્વી જેની બુદ્ધિ ધારણ કરનારી હોય તે મેધાવી વિક્રમનામ ગરૂડ તેના ઉ

પર બેસી ગમન કરે તે વિક્રમ જેનાથી ઊત્તમ નથી તે અનુત્તમ શત્રુના ધર્ષણમાં ન આવે તે દુરાધર્ષ પ્રાણીના પુણ્ય પાપ કૃત કર્મ જાણે તે કૃતજ્ઞ પુરૂષો-ના પ્રયત્નપણાથી કૃતિઆત્મા જે અનંત જીવ જે-માંછે તેથી આત્મવાન. ॥ ૯ ॥

सुरेशःशरणंशर्मविश्वरेताःप्रजाभवः ॥
अहःसंवत्सरोव्यालःप्रत्ययःसर्वदर्शनः ॥१०॥

ટીકા-શુરો જે દેવતા તેમનો ઇશ સુરેશ ર-ક્ષણપણાથી શરણ દુઃખનાશકપણાથી સુખ કરવા પણાથી શર્મ વિશ્વજેના રેતથી (વીર્યથી) છે તે વિ-શ્વરેતા પ્રજા ઉત્પન્ન થાયછે તે પ્રજાભવ પ્રકાશપણા-થી એક ક્ષણથી આદી લઇને અયન પર્યંત કાળ જેમાં રહેછે તે સંવત્સર અખંડ કાળરૂપપણાથી વ્યાલ સર્વજીવોમાં પ્રાપ્ત તેથી પ્રત્યય સર્વને દેખેછે તેથી સર્વ દર્શન. ॥ ૧૦ ॥

अजःसर्वेश्वरःसिद्धःसिद्धिःसर्वादिरच्युतः ॥
वृषाकपिरमेयात्मासर्वयोगविनिःसृतः ॥११॥

ટીકા જેનો જન્મ નથી તે એજ સર્વના ઇશ્વર તેથી સર્વેશ્વર નિત્ય જ્ઞાનવાન તે સીદ્ધ જ્ઞાનરૂપપ-ણાથી સીદ્ધિ નામછે સર્વનું આદી કારણછે તેથી સર્વાદી જેનું સ્વરૂપથી પડવું ન થાય ને સદા એ-કરસ હોય તે અચ્યુત અડી નામોનું શતક પુરૂ થયું અરીષ્ટા સુરને પ્રકારે કંપિત કર્યો તેથી વૃષાકપી જેના આત્માનું પ્રમાણ કરવામાં ન આવે તે અમે આત્મા સર્વ સંબંધથી રહીત તે સર્વ યોગ વિનિસૃત. असंगोयंपुरूषज्ञतिश्रुते. ॥ ११ ॥

**वसुर्वसुमनाःसत्यःसमात्मासांमितःसमः ॥**
**अमोघःपुंडरीकाक्षोवृषकर्मावृषाकृतिः ॥१२॥**

ટીકા-જેમાં સર્વ પ્રાણી વસેછે અને જે સર્વ-માં વસેછે તે વસુ વસુ જે ભીષ્મ તેમાં મન જેનું અથવા સર્વ પ્રાણીમાં વસનાર મનછે તેથી વસુમ-ના સર્વદા નીરંતર સત્યપણાથી સત્ય એટલે સમ એકરસ આત્મા એટલે જેનું ચિત તે અમાત્મા જેની સં મતિ નહી તે અસંમિત સર્વદા વિકારરહિત તે

સમ જેનો સંકલ્પ વ્યર્થ ન જાય તે સત્ય સંકલ્પ તે અમોઘ જેણે પુંડરીક યજ્ઞકરીને ઇચ્છિત ફળ આપે તે પુંડરીકાક્ષ વૃષજે ધર્મ તે ધર્મરૂપ જેનાકર્મ એજ ધર્મને માટે આકૃતિ (અવતાર) ધરે તે વૃષાકૃત ૧૨

सहस्त्रशिषाइति श्रुते

रुद्रोबहुशिराबभ्रुर्विश्वयोनिःशुचिश्रवाः ॥
अमृतःशाश्वतःस्थाणुर्वरारोहोमहातपाः॥१३।

ટીકા-સંહાર કાળમાં પ્રજાને રૂદન કરાવે તે રૂદ્ર બહુ માથા છે તેથી બહુશીરા લોકોને વિત્રની એટલે ધારણ કરેછે તેથી બભ્રૂ વિશ્વના કારણપણાથી વિશ્વયોની સુચિકારક શ્રવ અટલે યશજેનો તે શુચિશ્રવા જેનું મરણ ન થાય તે અમૃતને શાશ્વદ એટલે સદા સ્થીતછે તે શાશ્વત સ્થાણુવર છે આરોહણ જેનું એટલે શ્રેષ્ટછે પ્રાપ્તી જેની તે વરારોહ नसवुनरावर्त्ततेइति શ્રૂતિ પ્રમાણ છે મહાન પુરૂશોનું જેના અર્થ તપછે તે મહાતપા. ॥ ૧૩ ॥

सर्वगःसर्वविद्भानुर्विष्वक्सेनोजनार्द्दनः ॥
वेदोवेदव्यंगोवेदांगोवेदवित्कविः ॥१४॥

ટીકા-સર્વમાં ગમન કરે તે સર્વગ સર્વ જાણે તે સર્વવિત, સર્વવિત પ્રકાશથી સર્વ વિદભાનું ચારે તરફ સર્વ તરફ સેન જેનું છે તે વિષ્ટક સેન જનો-નો એટલે દુર્જનોનો નાશ કરેતે જનાર્દન નિજ ત-ત્વને ઊઘાડું કરે તે વેદ વેદને સારીરીતે જાણે તે વેદાવેત સર્વ અંગથી પુરણ તે અવ્યંગ વેદછે અં-ગ એટલે પાર્ષદ રૂપ જેના તે વેદાંગ વેદને વિચારે છે તે વેદવિત કવિ (ક્રાંતદર્શી) સારાસારા જોવાપ-ણાથી કવીનામ થયું. ॥ ૧૪ ॥

लोकाध्यक्षःसुराध्यक्षोधर्माध्यक्षःकृताकृतः ॥
चतुरात्माचतुर्व्यूहश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः ॥१५॥

ટીકા-સર્વ લોકોના પ્રધાને પ્રત્યક્ષ ઉપદ્રષ્ટાછે તે લોકાધ્યક્ષ સૂરજ દેવતા તેમને પ્રત્યક્ષ તેથી સુ-રાધ્યક્ષ ધર્મકરીને પ્રત્યક્ષ થાય તે ધર્માધ્યક્ષ ભકકૃત ઉપકારનું જે સર્વ પ્રકારથી પ્રત્યુપકાર કરેછે તેથી

કૃતાકૃત જે સૃષ્ટિકાલમાં બ્રહ્મા દક્ષાદીક પ્રજાપતિ સૃષ્ટિકાળ અને સર્વ જીવ એ ચ્યાર તથા રક્ષણ કાળમાં વિષ્ણુ મન્વાદીક રાજા સ્થીતીકાળ અને સર્વજીવ તથા પ્રલયકાળમાં રૂદ્રકાળ મૃત્યુ અને જીવ એમ ચ્યાર ચ્યાર કરીને ચતુરાત્મા વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન અનીરૂદ્ધ એ ચતુર્વ્યુહ નૃસીંહઅવતારમાં ચ્યાર દાઢથી યુક્ત માટે ચતુર્દ્રષ્ટ ચ્યારછે બાહુ (હાથ) જેને તે ચતુર્ભુજ. ॥ ૧૫ ॥

**भ्राजिष्णुर्भोजनंभोक्तासहिष्णुर्जगदादिजः॥**
**अनघोविजयोजेताविश्वयोनिःपुनर्वसुः॥१६॥**

પ્રકાશરૂપપણાથી ભ્રાજીષ્ણુ ભોગ્ય રૂપછે તેથી ભોજન સર્વ પદાર્થના ભોગનાર તે ભોકતા સહનશીળપણાથી સહિષ્ણુ જગતના આદિ જે બ્રહ્મા તે જેનાથી ઉત્પન્ન થયા તેથી જગદાદીજ અથવા જગતના આદી એ હીરણ્યગર્ભરૂપથી પ્રગટ થયા તેથી જગદાદીજ નિષ્પાપછે તેથી અનઘ જ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્યાદીકેકરીને વીજય પામેછે તેથી વિ

જય સર્વથી ઉત્કૃષ્ટછે તેથી જે તથા વિશ્વ યોની યોનીનામ કારણ પણછે તેથી વિશ્વયોની કહ્યું પુનઃ ર્વસૂ ફરીફરી તે તે અવતારોમાં વસેછે તે પુનરવ-શુણ ॥ ૧૬ ॥

**उपेंद्रोवामनःप्रांशुरमोघःशुचिरूर्जितः ॥**
**अतींद्रःसंग्रहःसर्गोधृतात्मानियमोयमः।१७।**

અનુજત્વે કરીને ઈંદ્ર ઈંદ્રના ઉપરીગત ઈંદ્ર ઉપઈંદ્રિ વામનરૂપ ધર્યાથી વામન જ્યારે ત્રીવિક્રમ રૂપ અતિ ઉચ્યા થયા ત્યારે પ્રાંશુ જે કોઇ કાળમાં મીથ્યા ન હોય તે અમોઘ અંતર શુધ્ધપણાથી શુ-ચિ બલીરાજને છલ્યા ત્યારે અને અરજુનને વિ-શ્વરૂપ દર્શન સમયમાં વધારે મોટું રૂપ ધર્યું તેથી ઉ રજીત પારીજાતનું હરણ થયું ત્યારે ઈંદ્રિનો અતિક્ર મણ કરી ગયા, તેથી અતિદ્ર ભકતોના વા સર્વપ્રા-ણીનો સંહાર સમર્થ સંગ્રહ કરેછે તેથી સંગ્રહ જગ-દ તદરૂપતાથી સર્ગ ધારણ કર્યાછે આત્મા અનંત-જીવોને ધારણ કર્યાછે તે ધૃતાત્મા પ્રાણીયોને અ-

ધીકારમાં નિમે તે નિયમ અંતરયામીપણાથી પરા-
મતાને પ્રાપ્ત કરેછે તેથી યમનામ થયું. ॥ ૧૭ ॥

वेद्योवैद्यःसदायोगीवीरहामाधवोमधुः ॥
अतींद्रियोमहामायोमहोत्साहोमहाबलः।१८।

ટીકા-જાણવાને યોગ્ય તેથી વેદ્ય સર્વ વિદ્યા
અધ્યયનથી વૈદ્ય જે સદા યોગી છે તે સદા યોગી-
વીરરૂપ દૈતોને મારનારા વીરહા માયા જે ભગવદ
વિદ્યા તેના સ્વામી માધવ મધુ જે વસંત તેની મા-
ફક ઉત્પન કરતાપણાથી મધુ ઈંદ્રીયોથી અગોચર
છે તેથી અતિ ઈંદ્રીય પ્રીતિ માયાળને પણ મોહ
પમાડે તેથી મહામાયા જેની ક્રીયા મહતિ હોય તે
મહામાયા જેને મહાન ઉત્સાહ તે મહોત્સાહ જેને
ઘણુ બળ છે તે મહાબળ. ॥ ૧૮ ॥

महाबुद्धिर्महावीर्योमहाशक्तिर्महाद्युतिः ॥
अनिर्देश्यवपुःश्रीमान्मेयात्मामहाद्रिधृक्।१९

ટીકા-જેની મહા તે બુદ્ધી છે તે મહાબુદ્ધી
મહાપ્રાક્રમથી મહાવીર્ય સર્વોત્તમ શકિતથી મહાશ-

કિત સર્વોત્તમ કાંતીથી મહાદ્યુતિ એ પરમાત્માનું શરીરએવું કહેવામાં ન આવે એટલે સર્વથી વિલક્ષણ તે અનિર્દેશ્યવપુ; જેમાં હમેશ સંપદા રહે તે શ્રીમાન પ્રમાણમાં ન આવે ભકતના તે અપ્રમેયાત્મા ગાયોનું રક્ષણ કરતી વા અમૃત મંથન કરતિ વખતે ગોવર્ધન અને મંદરાચળ ધારણ કર્યા તેથી મહાદ્રિધુક્. ॥ १९ ॥

**महेष्वासोमहीभर्ताश्रीनिवासःसतांगतिः॥**
**अनिरुद्धःसुरानंदोगोविंदोगोविदांपतिः॥२०॥**

टीका-જેનું સર્વોત્તમ ધનુષ છે તે મહેષ્વાસો પૃથ્વીના ધારણ પોષણ કર્તા તે મહિભર્તા લક્ષ્મી જ્યાં રહેછે તે શ્રી નીવાસ સજ્જનોએ પ્રાપ્ત થવાને યોગ્ય તે સતાંગતી કહી કોઇ પણ શત્રુના બાંધ્યામાં ન આવે અનિરૂદ્ધ સુરાને આનંદ આપે તે સુરાનંદ ગાજે પૃથ્વી તેને વરાહ રૂપથી પ્રાપ્ત થયા તેથી ગોવિંદ ગો એટલે વેદ લક્ષણા વાણીને જાણનારના પાલક તેથી ગોવિંદપતિ. ॥ २० ॥

मरीचिर्दमनोहंसःसुपर्णोभुजगोत्तमः ॥
हिरण्यनाभःसुतपाःपद्मनाभःप्रजापतिः।२१॥

ટીકા-તેજસ્વીયોમાં પણ તેજસ્વી તે મરીચિ વૈવસ્તાદીરૂપેથી પ્રજાને દમન સંસારનો બંધ તોડે તે હંસ ગરૂડરૂપથી સુપર્ણ શેષરૂપથી ભુજગોત્તમ જે ભગવાનની નાભીમાં હીરણ્ય પેઠે કમળ પ્રકાશેછે તે હીરણ્ય નાભ બદ્રીયાશ્રમ નર નારાયણ રૂપથી સુંદર તપ કરેછે તેથી સુતપા કમળની પેઠે ગોળ વર્તુળાકાર નાભીછે તે પદમનાભ સર્વ પ્રજાના પાલણ પણાથી પ્રજાપતિ. ॥ ૨૧ ॥

अमृत्युःसर्वदृक्सिंहःसंधातासंधिमान्स्थिरः॥
अजोदुर्मर्षणःशास्ताविश्रुतात्मासुरारिहा २२

ટીકા-મૃત્યુરહિતછે તેમ અમૃત્યુ સર્વને જુવેછે તેથી દ્રક રાવણાદી દુષ્ટોને મારવાથી સીંહ અહી પાંબસનામ સંપુર્ણ થયાં (૨૦૦) સંધાન કરવાથી સંધાતા સંધી જે સ્નેહ ભકત વિષયીક પ્રિતી જે-

નામાંછે તે સંધીમાન ભકતોના હૃદયમાં સ્થીર છે તેથી સ્થીર એટલે વાયુ અને જ એટલે ગતી અર્થાતજેની ગતિ વાયુ સરખી છે અજ જે દુઃખ દૈત્યોથી પણ સહન થાય તે દુર્મર્ષણ દુષ્ટોને દંડ આપેતે શાસ્તા વિસરૂત એટલે પ્રસીદ્ધ થાયછે આત્મા (જીવ) જેનાથી એટલે જેને ભજનથી જ્ઞાન મેળવેછે તે વિસરૂતાત્મા સુમારી દૈત્યોને મારનાર સુરારીહા. ॥ ૨૨ ॥

गुरुर्गुरुतमोधामसत्यःसत्यपराक्रमः ॥ निमिषोऽनिमिषःस्त्रग्वीवाचस्पतिरुदारधीः॥२३॥

ટીકા-ગીતાદીક ઉપદેશાથી ગુરૂ સર્વ ગુરૂઓમાં શ્રેષ્ટછે ગુરૂતમ સર્વને ધારણ કરેછે તેથી ધામ નિરંતર છે તેથી સર્વ અખંડ પરાક્રમથી સત્ય પરાક્રમ નિરંતર જોવાથી નિમિષ નેત્રોની પલક ન લાગે તે અનીમીષ સ્ત્રગ જે વૈજયંતી માળા જેનેછે તેથી સ્ત્રગ્વી વાચા જે વેદવાણી તેનાપતિ વાચસ્પતિ એથીછે બુદ્ધી ઉદાર જેની તે ઉદારથી તે વા-

चस्पाति रूदारथी. ॥ २३ ॥

अग्रणीर्ग्रामणीःश्रीमान्न्यायोनेतासमीरणः॥
सहस्त्रमूर्द्धाविश्वात्मासहस्त्राक्षःसहस्त्रपात्।२४

ટીકા-સર્વથી અગ્રણી એટલે પુજ્ય હોય તે અગ્રણી ગ્રામ જે દ્રત વિલંબીત અને મધ્ય ત્રણ ત્રણ ગ્રામ આદીએ કરી પુજ્ય તે ગ્રામણી જે ઋગ-વેદ સામવેદ અને યજુરવેદ રૂપ શ્રીછે જેને તે શ્રી માન ऋचःसामायजूड. ઇત્યાદિ સૃતિનીતીરૂપછે તેથી ન્યાય, કર્મફળ આપે તે નેતા વા જગતયંત્રનો નિ-ર્વાહક તે નેતા ઇત્યાદી. શ્વાસરૂપે ભુતોને વીંટેછે તે એટલે વેદરૂપ વાણી તે વિટાએલાછે જેનાથી તે સમીરણ જેને સહસ્રમાથાથી સરસ્રમુર્દ્ધા વિરાટ વિશ્વના અંતરયામી તે વિશ્વાત્મા જેને સહસ્ર અક્ષ સહસ્રાક્ષ જેને સહસ્ર પગછે તે સહસ્રપાત, ઇત્યાદિ એ વિષ્ણુનું નામછે. ॥ ૨૪ ॥

आवर्त्तनोनिवृत्तात्मासंवृतःसंप्रमर्दनः ॥
अहःसंवर्त्तकोवह्निरनिलोधरणीधरः ॥२५॥

ટીકા-ધર્મ સ્થાપન કર્વા માટે અવતાર લેછે તેથી આવર્તન વિષયાદીકોથી નિવૃતી પામેલું ભગવાનનું ચિત તેથી નીવૃત્તાત્મા યોગમાયાથી સંવૃતછે એટલે જોવામાં નથી આવતું તે સંવૃત વા આછાદીકે કરીને વીંટાયેલોછે જેનાથી તે સંવૃત. દુષ્ટોને સમ પ્રકારે મર્દન કરનાર નાશ પમાડનાર તેથી સંપ્રર્તદન અહ જે દીવસ તેમાં સુર્યના પ્રકાશથી વર્તમાન ક્રીયા કરેછે તે અહ સંવર્ત્તક અગ્નિરૂપથી હુત હવ્ય ને દેવતા માટે લેછે અને દેવતાઓને આપેછે તે વન્હી રૂકમણી પ્રાપ્તી માટે ઈલાજે નિદ્રા ન રહી તેથી અનીલ નામ ધાર્યું ધરણી જે પૃથ્વી શેષ દીગજ આદી વરાહ રૂપથી ધારણકરી તેથી ધરણીધર. ॥ ૨૫ ॥

सुप्रसादःप्रसन्नात्माविश्वधृग्विश्वभुग्विभुः ॥
सत्कर्त्तासत्कृतःसाधुर्जन्हुर्नारायणोनरः॥२६॥

ટીકા-જેની સર્વોત્તમ પ્રસન્નતા તેથી સુપ્રસાદ વા શીસુપાલાદીકને મોક્ષ આપનાર તે સુપ્રસાદ

જેનું અંતઃકર્ણ પાપથી નિર્મળ છે એટલે મુકતછે તેથી પ્રસંન્નાત્મા કરૂણા દ્રસ્વભાવ વા પ્રસંન્ન સ્વભાવ અર્થાત કારૂણીક જેણે વિશ્વને ધારણ કર્યુંછે તે વિશ્વધૃક વિશ્વનેપાળવાથી વિશ્વભુક વિવિધ પ્રકારના થવાથી વિભુ ગૌ બ્રાહ્મણના સત્કાર કરનાર સતકર્તા ભકતોનો સત્કાર કર્યો છે તેથી સતકૃત ભકતકાર્ય સાધે તે સાધુ ગંગાજળ પીને કાઢયું તેથી જન્હું નર સમુહનો અયન અર્થાત સ્થાન તે નરનારાયણ. ॥ २६ ॥

असंख्येयोऽप्रमेयात्माविशिष्टःशिष्टकृच्छुचिः।
सिद्धार्थःसिद्धसंकल्पःसिद्धिद सिद्धिसाधनः२७

ટીકા–સંખ્યા કરવામાં એટલે કહેવામાં ન આવેતે અસંખ્યછે શરીરથી આત્મા પ્રમાણમાં ન આવે તે અપ્રમેયાત્મા સર્વથી વિશેષછે તેથી વશિષ્ટ અશિષ્ટ જે દુરાચારી તેમને પણ શાસન કરોછો તેથી શીષ્ટકૃત સૃંગારરૂપછે તેથી શુચિ જેજો નિવૃતિ અર્થ સીદ્ધ થયોછે તે સીધાર્થ જેનો સંકલ્પ

સીદ્ધછે તે સીદ્ધ સંકલ્પ સીધીને આપનાર તે સી-
દ્ધીદ સીદ્ધીના સાધનરૂપપણાથી સિદ્ધી સાધન. ૨૭

वृक्षाहीवृक्षभोविष्णुर्वृषपर्वावृषोदरः ॥
वर्द्धनोवर्द्धमानश्चाविविक्तःश्रुतिसागरः॥२८॥

ટીકા-વૃષ જે ધર્મ તે ધર્મરૂપ દ્વાદસાહાદીક ય-
હુ એટલે દીવસછે જેનાથી તે વૃષાહી કામનાના
વરસાદ વરસે તે વૃષભ સર્વમાં વ્યાપી રહેલછે તે
વિષ્ણુ જે ધર્મ સબંધી પર્વ એટલે ઊત્સવ તે જેને
ષપર્વા જેના ઉદરમાં ધર્મછે તે વૃષોદર ભકતોએ
અલ્પ અર્પણ કરેલું તે વર્દ્ધન કરનાર તે વર્ધન પો-
તે પ્રપંચ રૂપ કરીને વધવું તે વર્ધમાન પવિત્રતા-
થી વિવિકત સૃતિના સાગર તેથી સૃતિસાગર ૨૮

सुभुजोदुर्धरोवाग्मीमहेंद्रोवसुदोवसुः ॥
नैकरूपोबृहद्रूपःशिपिविष्टःप्रकाशनः ॥२९॥

ટીકા-સુંદર ભુજાઓએ યુકત તે સુભુજ બ-
હુ દુઃખથી ધારણ કરે તે દુર્ધરપ્રશસ્તવાણી જેની

છે તે વાગ્મી મહા ઇંદ્રછે તે મહેંદ્ર ધન આપનાર તે વસુરૂપ પણ પોતેજછે તેથી વસુ અનેક રૂપછે તેથી નૈકરૂપ બહુ રૂપથી બ્રહ્મરૂપ શીપી જે યજ્ઞ પશુ તેમાં પ્રવેશ કરોછો શિપીવિષ્ટ અહાં સૃતિપ્રમામાણછે પ્રકાશ કરવાથી પ્રકાશનામુ થયું. ॥ ૨૯॥

ओजस्तेजोद्युतिधरःप्रकाशात्माप्रतापनः ॥
ऋद्धःस्पष्टाक्षरोमंत्रश्चंद्रांशुर्भास्करद्युतिः॥३०

ટીકા-પ્રાણ બલ તેજ પ્રતાપ ધ્યુતિ શરરી કાન્તી એટલાં ધારણ કરેલ તેઓજસ્તેજોદ્યુતિધર જેનો પ્રકશરૂપ આત્મા વિગ્રહછે તે પ્રકાશાત્મા સુર્યનાથી પણ વધારે તપાવે તે પ્રતાપન પરીપુર્ણતાથી ઋદ્ધ સ્પષ્ટ અક્ષર જે પ્રણવ તે જેનો વાચકછે તેથી સ્પષ્ટાક્ષ મંત્રરૂપ છે તેથી મંત્ર તાપનો બળેલાને ચંદ્રકિરણ પેઠે આનંદકારકપણાથી ચંદ્રાશું ભાસ્કર સુર્ય માફક કાન્તીમાન તે ભાસ્કર દ્યુતિ. ॥૩૦॥

अमृतांशूद्भवोभानुःशशबिंदुःसुरेश्वरः ॥
औषधंजगतःसेतुःसत्यधर्मपराक्रमः ॥३१॥

ટીકા-અમૃતાંશું જે ચંદ્રમા તેને સમુદ્ર મથનકરી કર્યો તે અમૃતાં શદ્ભવ પ્રકાશરૂપથી ભાનું શશલક્ષણ ચંદ્ર તે શશબીંદુ સુરોના ઇશ્વર તે સુરેશ્વર સંસારરૂ રોગના નિવર્ત્તક ઔષધ જગતના શેતુરૂપથી જગતશેતુ (પાળ) જેનાં સત્યધર્મ પરાક્રમછે તે સત્યધર્મ પુરાક્રમ. ॥ ૩૧ ॥

भूतभव्यभवन्नाथःपवनःपावनोनलः ॥
कामहाकामकृत्कांतःकामःकामप्रदःप्रभुः।३२।

ટીકા-ભુત ભવિષ્ય વર્તમાનના નાથ તે ભુત ભવન્નાથ પવન વાયુ પવિત્ર કરનાર પવન તેથી થાય તે પાવન અગ્નીરૂપ તે અનળ ભક્તોની કામનાને હણે તે કામહા કામજે પ્રદ્યુમ્ન તેમને ઊત્પન્ન કરનાર કામકૃત મુમુક્ષુજનની કામના એટલે ચાહના તુરતે કામ કામનેઆપે તે કામપ્રદ ઉત્તમ પ્રકારથી ભક્તોના રક્ષણ માટે વારેવાર થાય તે પ્રભુ. ૩૨

युगादिकृद्युगावर्तोऽनेकमायोमहाशनः ॥
अदृश्योऽव्यक्तरूपश्चसहस्त्रजिदनंतजित्।३३।

ટીકા-યુગનો આરંભ કરે યુગાદીકૃત અહીં ત્રણસેં નામ થયાં કાળરૂપથૈ યુગોનું આવર્ત્તન કરેછે તે યુગાવર્ત્ત અનેક માયા તે નૈકામાપ આહાર કરનાર મહાઅશન જોવામાં ન આવે તે અદ્રશ્ય અપ્રસીદ્ધરૂપથી અવ્યકતરૂપ હજારો અસુરોને જીતનાર સહસ્રનુત અનંત અસુરોને જીતવાથી અનંત જીત. ॥ ૩૩ ॥

**इष्टोविशिष्टःशिष्टेष्टःशिखंडीनहुषोहुषः ॥**
**क्रोधहाक्रोधकृत्कर्ताविश्वबाहुर्महीधरः ॥३४॥**

ટીકા-સર્વના પ્રીય તે ઇષ્ટ વિશેષકરીને સદાચારી થાય છે તેથી વિશીષ્ઠ શિષ્ઠ જે સદાચારી તેમના ઇષ્ટ તે શિષ્ટેષ્ટ શીખંડજે મોર નહુષ કામના વરસાથી વૃષ ભકતોના ક્રોધને હનન કરે તે ક્રોધ હા ક્રોધકારીજે અસુર તેમનું કર્ત્તન કરવાથી ક્રોધકૃત કર્તા સર્વત્રછે હાથ જેનામાંછે તે વિશ્વબાહુ પૃથ્વિને ધારણ કરવાથી મહીધર. ॥ ૩૪ ॥

**अच्युतःप्रथितःप्राणःप्राणदोवासवानुजः ॥**

अपान्निधिरधिष्ठानमप्रमत्तःप्रतिष्ठितः ॥३५॥

ટીકા-ભક્તોથી કદીપણ ચ્યુત થતા નથી એ-ટલે તેથી ન્યારા નથી તે અચ્યુત સર્વદા પ્રસીપણાથી પ્રથીત સર્વમાં ચેષ્ટાકરનાર તે પ્રાણ ભક્તોને સામર્થ આપતે પ્રાણદ વાસવજે ઈંદ્ર તેનો અનુજ વાસવાનુંજ સક્ષદ્રરૂપથી આપાનીધી જગદાધાર-પણાથી અધીષ્યન સદા સાવધાનપણાથી અપ્રમત્ત સર્વ જનમાં સ્થીતપણાથી પ્રતિષ્ટિત અથવા સર્વમાં પ્રતિષ્ટિત થવાથી પ્રતિત. ॥ ૩૫ ॥

स्कंदःस्कंदधरोधुर्योवरदोवायुवाहनः ॥
वासुदेवोबृहद्भानुरादिदेवःपुरंदरः ॥३६॥

ટીકા-સ્કંધ એટલે સર્વમાં પ્રાપ્ત થાય તે સ્કં-ધ જે વાયુ તેને ધરનાર સ્કંદધર જગતઉત્પાદીક ધુર ચલાવાથી ધુર્ય વર આપવાથી વરદ વાયુરૂપ વેગવાન ગરૂડ વાહન થવાથી વાયુવાહન વસુદેવના પુત્ર વાસુદેવ મોહોટા કીરણ એટલે ભાનુ ચંદ્રમાથી મોટા કીરણ તેબૃહદ્ભાનું દેવના આદિદેવ શ-

ત્રુદારણ કરનાર પુરંદર. ॥ ૩૬ ॥

अशोकस्तारणस्तारःशूरःशौरिर्जनेश्वरः ॥
अनुकूलःशतावर्त्तःपद्मीपद्मनिभेक्षणः ॥३७॥

ટીકા-શોક રહીત અશોક, ભકતોને તરવાથી તારણ, શત્રુનેપણ તારે તે તાર શુરપણાથી શુર શુરવંશમાં જન્મવાથી શૌરીજનોના ઇશ્વર જને-શ્વર સર્વને અનુકુળ તે અનુકુળ અપરીમીત અવ-તારથી શતાવર્ત પદ્મ હાથમાંછે તેથી પદ્મી પદ્મના સરખાં નેત્ર તે પદ્મનીભેક્ષણ. ॥ ૩૭ ॥

पद्मनाभोऽरविंदाक्षःपद्मगर्भःशरीरभृत् ॥
महर्द्धिर्ऋद्धोवृद्धात्मामहाक्षोगरुडध्वजः ॥३८॥

નાભીમાં પદ્મ હોવાથી પદ્મનાભ, અરવિંદ સરખાં નેત્ર અરવિંદાક્ષ બ્રહ્મારૂપથી પદ્મગર્ભ સર્વ શરીરોનું ભરણપોષણ કરે તે શરીરભુત મોહોટી એટલે બહુ સમૃદ્ધીવાળા તે મહર્ધી સંસારરૂપ વ-ધવાથી રૂદ્ધ જ્ઞાન વધારનાર વ્રદ્ધાત્મા સારી ઈંદ્રિય-વાન તે મહાક્ષ ગરૂડની મુરતી છે ધજામાંતે જેની

તે ગરૂડ ધ્વજ. ॥ ૩૮ ॥

अतुलःशरभोभीमःसमयज्ञोहविर्हरिः ॥
सर्वलक्षणलक्षण्योलक्ष्मीवान्समितिंजयः॥३९

ટીકા-જેની તુલા એટલે ઉપમા તોલી શકાય નહી તે અતુલ શરજે બાણ તેથી પ્રકાશે તે શરવ જેનાથી શત્રૂ ભય પામે તે ભીમ સર્વના શમયને જાણે તે સમયજ્ઞ હવિ (અગ્નીમાં હોમવાનો પદાર્થને હરે તે હવિર્હરી સર્વ લક્ષણકરી લક્ષણ કરવા યોગ્ય તે સર્વ લક્ષણ લક્ષણ્ય જેને નીત્ય લક્ષ્મી છે તે લક્ષ્મીમાન સંગ્રામ જીતે તે સમિતીંજય. ॥ ૩૯ ॥

विक्षरोरोहितोमार्गोहेतुर्दामोदरस्सहः ॥
महीधरोमहाभागोवेगवानमिताशनः ॥४०॥

ટીકા-ક્ષર જે નાશ રહીત તે વિક્ષર મત્સરૂપ તે રોહીત માર્ગ જે વેદ તેનું કારણ તે માર્ગ હેતુ દામ જે દોરી તે ઉદરમાં યશોદાની બાંધેલી તેથી દામોદર માર્ગશિર્ષમાસથી સહ મહીધરે તે મહીધર

મહાભાગ્યથી મહાભાગ વધારે વેગ તે વેગવાન અવેત અશન એટલે અહારપ્રમાણ નહી તે. ॥૪૦॥

उद्भवःक्षोभणोदेवःश्रीगर्भःपरमेश्वरः ॥
करणंकारणंकर्ताविकर्तागहनोगुहः ॥४१॥

ટીકા-સંસારના ઉદ્ભવપણાથી ઉદ્ભવ ક્ષોભકરવાથી ક્ષોભણ ક્રીડા કરવાથી દેવ શ્રી જે જગતરૂપ સંપદા તેનો ગર્ભ શ્રી ગર્ભ સર્વોત્તમ ઈશ્વર તેથી પરમેશ્વર સાધનરૂપથી કરણ જગતનું મુળ કારણ કરનાર કર્તા વિવિધ કર્તા વિકર્તા જાણવામાં ન આવે તે ગહન શરીર ગુપ્ત કરવાથી ગુહ્ય. ૪૧

व्यवसायोव्यवस्थानःसंस्थानःस्थानदोध्रुवः॥
परर्धिःपरमःस्पष्टस्तुष्टःपुष्टःशुभेक्षणः ॥४२॥

ટીકા-નિશ્ચયપણાથી વ્યવસાય વ્યવસ્થા સ્થાનરૂપથી સંસ્થાન ભકતોને સ્થાન આપનાર સ્થાનદ અચળ તે ધ્રુવ શ્રેષ્ટ બુદ્ધિવાળા પરર્ધિ સર્વોત્તમ તે પરમ સ્વપ્રકાશ રૂપજ્ઞાન તે સ્પષ્ટ પરમાનંદ તે તુષ્ટ પુરણપણાથી પુષ્ટ સુંદર અવલોકન તે સુ-

ભેક્ષણ. ॥ ૪૨ ॥

रामोविरामोविरजोमार्गोनेयोनयोऽनयः ॥
वीरःशक्तिमतांश्रेष्ठोधर्मोधर्मविदुत्तमः॥४३॥

ટીકા-સર્વમાં રમેછે તે રામ જેમાં જગત વિશ્રામ પામે તે વિરામ રજરહીત તેવીરજ માર્ગ બતાવે તે માર્ગ ભકતોના હૃદયમાં લેવાયોગ્ય નેતા ભકતોનું થોડું પુજન લેવાથીનય અભકતનું પુજન ન લેવાથી અનય યુધદાન દેવામાં શુર તે વીરશકતીવાળામાં શ્રેષ્ટ શકતીમતાં શ્રેષ્ટ ધર્મ કહેવાથી ધર્મ ધર્મ જાણનારમાં ઉત્તમ ધર્મ વિદુત્તમ. ॥૪૩॥

वैकुंठःपुरुषःप्राणःपाणदःप्रणवःपृथुः ॥
हिरण्यगर्भःशत्रुघ्नोव्याप्तोवायुरधोक्षजः॥४४॥

ટીકા-નિશ્ચય થઇછે કુંઠ પ્રતિઘાત એવા ભક્તજન સબંધી જે છે, વૈકુંઠ પુરૂ જે જે નાના પ્રકારના તેમાં વસવાથી પુરૂશ પ્રકૃષ્ટ છે, વેદરૂપ અણુ નામશબ્દ જે ઇશ્વરથી છે, તે પ્રાણ પ્રાણશકતી દેનાર પ્રાણદ દેવતા જેને પ્રકૃષ્ટકરોને નમન કરેછે

તે પ્રણવ પૃથુરાજા રૂપ તે પૃથુ હીરણ્યરૂપ વડના
પત્ર ઉપર બાળ થયા તેથી હીરણ્યગર્ભ શત્રુ નામાં
કરનાર શત્રુઘ્ન સર્વમાં વ્યાપ્તછે, તે વ્યાપ્ત સઘળે
પ્રાપ્ત થવાથી વાયુ અક્ષ જે જ્ઞાનઈંદ્રીય તેનાથી ઉ
ત્પન્ન થયું જ્ઞાન તે બીજાનું જ્ઞાન તેથી નીચછે અ-
ર્થાત સર્વોત્તમ જ્ઞાનવાન અધોક્ષજ. ॥ ૪૪ ॥

ऋतुःसुदर्शनःकालःपरमेष्टीपरिग्रहः ॥
उग्रस्संवत्सरोदक्षोविश्रामोविश्वदाक्षिणः।४५॥

ટીકા-વસંતરૂપછે તેથી રૂતુ સુદર્સન સદા
ચલાવેથી કાળ વૈકુંઠમાં રેહે તે પરમેષ્ટી મુમુક્ષુના
પરીગૃહ ઉત્તમ હોય તેને ગીરન એટલે ભક્ષણ કરે
તે ઉગ્ર સમગ્ર સર્વ કાળમાં કર્મના કાળરૂપથી વ-
સે તે સંવત્સર સત્કામમાં ચતુર તે દક્ષ જગતને
વિશ્રામ આપે તે વિશ્રામ વિશ્વમાં ચતુર તે વિશ્વ
દક્ષીણ. ॥ ૪૫ ॥

विस्तारःस्थावरःस्थाणुःप्रमाणंबीजमव्ययम्॥
अर्थोऽनर्थोमहाकोशोमहाभोगोमहाधनः।४६

ટીકા-જેમાં જગત વિસ્તારેલું છે તે વિસ્તાર સ્થાવરમાં પણ સ્થીતી તે સ્થાવરસ્થાણું નીત્ય મર્યાદારૂપ પ્રણામ સર્વનું અવીનાશી બીજ બીજ અવ્યય પ્રયોજનરૂપ તે અર્થરહીત અનર્થ આનંદમયરૂપ જેનું કામ તે મહાકોશ શ્રેષ્ટ સુખવાળો માહાભાગ માહાન થયુંછે અધન જેને તે માહાધન.

अनिर्विण्णःस्थविष्ठोभूर्धर्मयूपोमहामखः ॥
नक्षत्रनेमिर्नक्षत्रीक्षमःक्षामःसमीहनः॥४७॥

ટીકા-ભક્તોનું કાર્ય કરવામાં નિર્વેદ તે અનિર્વિણ અતિ સ્થુળ સ્થવિષ્ટ ન હોવાથી અભૂ ધર્મના સ્થંભ તે ધર્મરૂપ જેનું સર્વોત્તમ પુજનછે તે માહામખ ચંદ્રની પેઠે આનંદ દાયકતાથી નક્ષત્રનેમી જેના સમાન બીજો ક્ષત્રી નહી તે નક્ષત્રી મોટા અપરાધ ખમે તે ક્ષમ અસુરોને દુર્બળ કરે તેક્ષામ સમગ્ર જે ચેષ્ટવાન તે સમીહન. ॥ ૪૭ ॥

यज्ञइज्योमहेज्यश्चक्रतुःसत्रंसतांगतिः ॥
सर्वदर्शीविमुक्तात्मासर्वज्ञोज्ञानमुत्तमम्॥४८॥

ટીકા-યજ્ઞરૂપ તે યજ્ઞ પુજનત્વપણાથી ઇજય નાના પ્રકારની ક્રીયાથી ક્રતુ, સદપુરૂશોના ત્રાતા તે સત્રં સજ્જન પુરૂશોને પ્રાપ્ત થવાનું તે સતાંગતિ સર્વને દેખનાર તે સર્વદર્શી વિશેષકરીને જેનાથી આત્મા મુકતથાય તે વિમુકતાત્મા સર્વને જાણે તે સર્વજ્ઞ ઉત્તમજ્ઞાન જે ભકતીરૂપપણાથી જ્ઞાન મુત્તમ.

सुव्रतःसुमुखःसूक्ष्मःसुघोषःसुखदःसुहृत् ॥
मनोहरोजितक्रोधोवीरबाहुर्विदारणः॥४९॥

ટીકા-શરણાંગત રૂપરક્ષણ સુંદરવ્રત તે સુવ્રત સુંદરમુખ તે સુમુખ દુર્વિજ્ઞેયપણાથી સુક્ષ્મ સુંદર ઘોસ (શબ્દ) તે સુઘોષ સુખદાયક તે સુખદ પ્રત્યુ-કાર ન ચાહતાં ઉપકાર કરેતે સુહ્દ મનને હરનાર મનોહર જેણે ક્રોધ જીત્યો છે તે જીતં ક્રોધ વિરછે બાહુ જેના તે વીરબાહુ નૃસીંહથી વિદારણ કર્યું શ-ત્રુનું વિદારણતે માટે વિદારણ. ॥ ૪૯ ॥

स्वापनःस्ववशोव्यापीनैकात्मानैककर्मकृत् ॥
वत्सरोवत्सलोवत्सीरत्नगर्भोधनेश्वरः॥५०॥

ટીકા-પ્રાણીના આત્મસંબોધથી ભ્રષ્ટકરી મા યાવડે તે સ્વાપન સ્વતંત્ર તે સ્વવશ આકાશ પેઠે વ્યાપે તે વ્યાપી જગત ઉત્પતિરૂપ તે નૈકાત્મા જગત ઉત્પતિ સંપત્તિ વિપત્તિ કર્મો ન કરે તે નૈકકર્મકૃત વત્સનને ગોવાળીયાને રાત્રેઆપ્યાં તેથી વત્સર ભક્તોને સ્નેહ કરે તે વત્સલ જેમાં સ્નેહ હોય તે વત્સલ વા જગતને બાળકરૂપનો પીતા તુલ્ય પાલણ કરેછે તે વત્સી રત્નનો સમુદ્ર તે રત્નગર્ભ ધનનો ઇશ્વર ધનેશ્વર. ॥ ૫૦ ॥

धर्मगुब्धर्मकृद्धर्मीसदसत्क्षरमक्षरम् ॥
अविज्ञातासहस्त्रांशुर्विधाताकृतलक्षणः॥५१॥

ટીકા-ધર્મનું રક્ષણ કરે તે ધર્મગુપ, ધર્મમર્યાદા સ્થાપન કરે તે ધર્મકૃત; ધર્મને ધારણ કરેછે તે ધર્મી અવિતથ પરબ્રહ્મ સત્ય, અપર પ્રપંચરૂપ સર્વે અસત્ય ક્ષરમાન નાશવાન અક્ષર કુટસ્થ જેનો નાશ નહી વિજ્ઞાતા જેના સમાન બીજો નથી તે અવિજ્ઞાતા સહસ્ત્રકીરણ છે સહસ્ત્રાંશું વિશેષકરીને જગ

ત ધારણકરે તે વિધાતા શ્રીવત્સલક્ષણ ચિન્હ વ.
ક્ષસ્થળમાં પોતે કરેલું છે તે કૃતલક્ષ. ॥ ૫૧ ॥

गभस्तिनेमिःसत्वस्थःसिंहोभूतमहेश्वरः ॥
आदिदेवोमहादेवोदेवेशोदेवभृद्गुरुः ॥५२॥

ટીકા-સુર્યચક્રના મધ્યે સ્થીતછે તેથી ગભસ્તી
નેમી સત્વગુણમાં સ્થીત તે સત્વસ્થ અસર માર-
વામાં સીંહસમાન પ્રાક્રમ તેથી સીંહ ભુતાના મહ
એટલે ઉત્સાહના ઇશ્વર તે ભુતમહેશ્વર આદીકાર
ણરૂપ તેથી આદી દેવ જ્ઞાનયોગ ઐશ્વર્ય ભોગવેછે
તેથી મહાદેવ દેવોના ઇશ તે દેવેશ દેવોનું ભરણ
પોષણ કરેછે તેથી દેવભૃત, દેવભૃત જે ચક્ર (ઇંદ્ર)
તેનાગુરૂ તે દેવભૃર્ગુરૂ. ॥ ૫૨ ॥

उत्तरोगोपतिर्गोप्ताज्ञानगम्यःपुरातनः ॥
शरीरभूतभृद्भोक्ताकपींद्रोभूरिदक्षिणः ॥५३॥

ટીકા-સર્વથી ઉત્તમ જે ઇંદ્ર ઉત્તર ગાયોના
પાળનાર ગોપવેશધર તે ગોપતિ સર્વનું રક્ષણ ક-
રનાર ગોપ્તા જ્ઞાનથી ગમ્ય તે જ્ઞાનગમ્ય પ્રાચીન-

પણાથી પુરાતન શરીરરૂપકરી આકાશાદી ભુતોને ધારણ કરવાથી શરીર ભુતભૃત સર્વના પાલક તે ભોકતા. સુગ્રીવરૂપ વાનરોના ઈંદ્ર તે કપીંદ્ર વા રામચંદ્ર રામાદીક અવતારોમાં યજ્ઞ દક્ષણા આપે તે ભુરી દક્ષિણ. ૫૩

**सोमपोऽमृतपस्सोमः पुरुजित्पुरुषोत्तमः ॥ विनयोजयस्सत्यसंघोदाशार्हस्सात्वतांपतिः ॥५४॥**

ટીકા-યજ્ઞમાં સોમપીયે તે સોમપ અમૃત જે દેવતા, તેમના પાલક અમૃતપ કીર્તીરૂપ ઉમાસહીત શિવ બહુ પુરૂશોને જીતે તે પુરૂજીત પુરૂમાં શ્રેષ્ટ તે પુરૂષોત્તમ દુષ્ટોને દંડદેનાર વિનય સમગ્ર ભુતોનો જયકરે જીતેછે તે જય સત્ય પ્રતિજ્ઞાવાળો તે સત્યસંધ દાનને યોગ્ય તે દાશાર્ણ ભકતજનના પતિ સાત્વતાંપતી. ॥ ૫૪ ॥

**जीवोविनयितासाक्षीमुकुंदोऽमितविक्रमः ॥ अंभोनिधिरनंतात्मामहोदधिशयोंतकः ॥५५॥**

ટીકા-પ્રાણનેક્ષેત્રજ્ઞરૂપ ધારણ કરે તે જીવ વિ

નયથી સર્વનો સાક્ષી તે વિનયિતા સાક્ષી મુક્તિદાતા મુકુંદ અમીત પરાક્રમવાળો અમીત પરાક્રમ અંભસ જે દેવમનુષ્ય પીત્રુ અને અસુર તેમના આધાર તે અંભોનિધી અનંત જે બળરામ તેમનામાં જેનો આત્મા છે તે અનંતાત્મા સાગરમાં સુનાર મહોદધીશાય નાશ કરનાર અંતક. ॥૫૫॥

**अजोमहार्हःस्वाभाव्योजितामित्रःप्रमोदनः॥**
**आनंदोनंदनोनंदःसत्यधर्मात्रिविक्रमः॥५६॥**

ટીકા-જેનો જન્મ નહી તે અજ મહા પુજાને યોગ્ય તે મહાર્હ ભક્તોએ ભાવના કરવા યોગ્ય તેથી સ્વભાવ્ય અમીત્ર આભ્યંતર રાગદ્વેશાદીક વા બાહર રાવણાદીકને જીતનાર જીતામીત્ર શ્રેષ્ટમોદને પ્રાપ્ત તે પ્રમોદન સુખરૂપથી આનંદ આનંદકારક તે નંદન સમૃધીવાન નંદ જેનો સત્યધર્મ તે સત્યધર્મ ત્રણ લોકમાં વેગથી ગમન કરનાર ગરૂડ સહીત તે ત્રીવિક્રમ. ॥ ૫૬ ॥

**महर्षिःकपिलाचार्यःकृतज्ञोमेदिनीपतिः ॥**

**त्रिपदस्त्रिदशाध्यक्षोमहाशृंगःकृतांतकृत्।५७**

ટીકા-મહારૂષી કપીલાચાર્ય તે મહર્ષિ કપીલાચાર્ય કરેલા ઉપકારને જાણે તે કૃતજ્ઞ મેદની જે પૃથ્વિ તેના પતિ મેદનીપતિ જેને ત્રણ પદ છે તે ત્રીપદ, ત્રીદશા જે દેવતા તેમના અધ્યક્ષ ત્રીદશાધ્યક્ષ મત્સરૂપમાં સીંગ હતું તેથી મહાશૃંગ સીદ્ધાંત કરનાર કૃતાંત કૃત વા કાળનો પણ અંત કરનાર કૃતાંતકૃત. ॥ ૫૭ ॥

**महावराहोगोविंदःसुषेणःकनकांगदी ॥**
**गुह्योगंभीरोगहनोगुप्तश्चक्रगदाधरः ॥५८॥**

ટીકા-મહાન લોકથી વિલક્ષણ વરાહ તે મહાવરાહ ગાય ચરાવા વનમાં ગયા તેથી ગોવીંદ વા ગોજેવાણી તેથી વેદાંત વાકયને જાણે તે ગોવીંદ શોભાયમાન શેના જેની તે સુષેણ કનકમય અંગદ જેનો છે કનકાંગદી -હૃદયાકાશમાં રહેલા તેમ ગુહ્ય ગુઢ અભીપ્રાય જેનોછે તે ગંભીર. અભકતને દુ-ખાય તે ગહન ઈંદ્રીયોથી અગ્રાહ્ય તેથી ગુપ્ત, ચક્ર,

ગદા ધારણ કરેતે ગુપ્તશ્ચક્રગદાધાર. ॥ ૫૮ ॥

**वेधाःस्वांगोजितःकृष्णोदृढःसंकर्षणोच्युतः॥**
**वरुणोवारुणोवृक्षःपुष्कराक्षोमहामनाः॥५९॥**

ટીકા-ભકતના હીતને વિશેષ ધારણ કરે તે વેધા. સ્વકીય ભકત અંગ પેઠે તે સ્વાંગ શત્રુએક-રી ન જીતાએલો તે અજીત. કૃષ્ણ વર્ણથી કૃષ્ણ સામર્થ્યથી દઢ ભકતના દુઃખને ખેંચે તે સંકર્ષણ પ્રલય રૂપમાંપણ પોતાના ભકતોનું પડવું નહી તે થી અચ્યુત શંકર્ષણોચ્યુત ( શંકર્ષણનું વિશેષણ ) આપણી પ્રાપ્તીને માટે ચાહે તે વરૂણ વરૂણના પુત્ર વાલ્મીકરૂપ થયા તેથી વારૂણ ભકતોના કલ્પવૃક્ષ તેથી વૃક્ષ પુષ્કર જેવા નેત્ર તેથી પુષ્કરાક્ષ મહાન છે મન જેનું તે મહામના. ॥ ૫૯ ॥

**भगवान्भगहानंदीवनमालीहलायुधः॥आदि**
**त्योज्योतिरादित्यःसहिष्णुर्गतिसत्तमः॥६०॥**

ટીકા-ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રીય વૈરાગ્ય, જ્ઞાન એ છ ભગ સમગ્ર જેને છે તે ભગવાન સંહાર

સમયે ઐશ્વર્યાદિક ભગને સંહારે છે તે ભગહા ભકતોને આનંદ આપનાર તે આનંદી, વનમાલા છે જેને તે વનમાળી, હળ શત્રુને વિદારણ નાશ કરવાનું આયુધ તે હળાયુધ, અદીતીપુત્ર આદીત્ય, સવિત્ર મંડલમાં જ્યોતિરૂપ પ્રકાશકારક જયોતીરાદીત્ય, અપરાધ સહન કરેતે સહીષ્ણુ વા ટાઢ તડકાનું સહન કરવું તે સહીષ્ણુ, ગતી જેની ઉત્તમ છે તે ગતીસત્તમ ॥ ૬૦ ॥

सुधन्वाखंडपरशुर्दारुणोद्रविणप्रदः ॥ दिव स्पृक्सर्वदृग्व्यासोवाचस्पतिरयोनिजः॥६१॥

ટીકા- સારૂં છે ધનુષ્ય તે સુધન્વા, શત્રુને ખંડવા, પરશુરામ રામ અવતારમાં ફરશીવાળા તે-મના ખંડ પરશુખંડની મન્દશ્રીકત અસુરને ભયંકર દારૂણ ભકતોને દ્રવીણ આપનાર દ્રવીણપ્રદ વિ-શ્વરૂપ આકાશ જે ચંદ્ર તેને સ્પર્શ કર્યા તે દીવસ્પૃ ક સર્વદર્શરૂપ વ્યાસ થયા તે સર્વ દ્રગવ્યાસ વીદ્યાના પતિ તે વાચસ્પતિયોની વીના પ્રગટતિ અયોની

त्रिसामासामगःसामानिर्वाणंभेषजंभिषक् ॥
संन्यासकृच्छमःशांतोनिष्ठाशांतिःपरायणः ॥

ટીકા-ત્રૈણે કાળમાં સમ છે શાન્તી તે ત્રી-સામા સામવેદ, ગાયક, સામગ, પરમાનંદરૂપથી નિર્વાણ સંસારરૂપ રોગનાશપામે તેવું ઔાષધ ધન્વન્તરીરૂપથી ભીષક સર્વ કર્મફળ ત્યાગ સંકલ્પ ત્યાગ મોક્ષ સાધન કારણ તે સંન્યાસકૃત શમતાવાળા તે શમ સદા શાંતપણાથી શાન્ત, નિષ્ટા જે શ્રેષ્ટ શ્રદ્ધા શાંતીથી જેની ચીત્તથતી સ્થીરતા તેથી પર ઉત્તમ અયન તે નિષ્ટાશાન્તી પરાયણ. ॥ ૬૨ ॥

शुभांगःशांतिदःस्त्रष्टाकुमुदःकुवलेशयः
गोहितोगोपतिर्गोप्तावृषभाक्षोवृषप्रियः।६३।

ટીકા-સર્વ અંગ શુભ તે શુભગ, શાન્તી દાતા તે શાન્તીદા સર્વેને સૃજવાથી સ્ત્રષ્ટા પૃથ્વીમાં મોદ આનંદ પામે તે કુમુદ, કુતેપૃથ્વી, વલ્રતિ એટલે ચાલતી તે કુબળ કુબળ જે જળ તેમાં શયન કરતા તે કુવળેશય ગો જે પૃથ્વી તેનું હીત તે ગોહીત, તથા

ગાનાપાળક ગૌપતિ, જગતને રક્ષણ કરતા તે ગોપ્તા ધર્મ છે નેત્ર જેને તે વૃષભાક્ષ ધર્મ જેને પ્રીય તે વૃષપ્રીય.

**अनिवर्तीनिवृत्तात्मासंक्षेप्ताक्षेमकृच्छिवः ॥**
**श्रीवत्सवक्षाःश्रीवासःश्रीपतिःश्रीमतांवरः६४**

ટીકા-લોક સંગૃહાર્થે કર્મથી નિવૃત્ત થએલા તે અનિવર્ત્તી વિષયથી નીવૃત્ત ચીત્ત છે જેનું નિવૃતાત્મા, વિસ્તાર પામેલા જગતને સંહારમાં સુક્ષ્મ રાખોછો તેથી સંક્ષિપ્ત પ્રાપ્ત થયાનું રક્ષણ કરવું તે ક્ષેમકૃત, નામસ્મરણથી પાવન કરે તે શીવ (અહીંઆ ૬૦૦ નામ થયા) જેની વૃક્ષસ્થળમાં શ્રીવાસ ચીન્હ છે તે શ્રીવત્સ વક્ષા શ્રી જેમાં રહેછે તે શ્રીના પતિ તે શ્રીપતિ શ્રીમંતોમાં શ્રેષ્ટ શ્રીમતાંવર.

**श्रीदःश्रीशःश्रीनिवासःश्रीनिधिःश्रीविभावनः**
**श्रीधरःश्रीकरःश्रेयःश्रीमाँल्लोकत्रयाश्रयः ६५**

ટીકા-ભકતોને શ્રી આપનાર શ્રીદ, શ્રીના ઇશ તે શ્રીઇશ, શ્રીનો નિવાશ જેમાં છે તે શ્રીનીવાસ, શ્રી જે શ્રીમંત તેના આધાર શ્રીનીધી

કર્માનુંરૂપ વિવીધ પ્રકારે શ્રીયની ભાવના કરે તે શ્રી વિભાવન, શ્રી જે લક્ષ્મી તેને ધારે તે શ્રીધર સ્મર્ણ માત્રથી શ્રીમાન કરેતે શ્રીકર મુક્તીરૂપ કલ્યાણકારક શ્રેય જેને સર્વ પ્રકારની શ્રીય હોયછે તે શ્રીમાન, ત્રણ લોકના આશ્રય કરનાર તે લોકત્રયાશ્રય. ॥ ૬૫ ॥

स्वक्षःस्वंगःशतानंदोनंदिर्ज्योतिर्गणेश्वरः॥
विजितात्माविधेयात्मासत्कीर्तिश्छिन्नसंशयः।

ટીકા-સુંદર છે નેત્ર જેનાં તે સ્વક્ષ, જેનું અંગ સુંદર તે સ્વગ, એક પરાત્માને ઉપાધીથી શતધા તેથી સતાનંદ પરમાનંદ વિગ્રહ તે નંદી, જ્યોતી ગણના ઈશ્વર જ્યોતીગણેશ્વર, વિશેષે કરી જીત્યું છે મન આત્મા તે જેણે તે વિજીતાત્મા જેની આજ્ઞાથી સર્વ વર્તેછે વિધેયાત્મા સાચીકીર્તિ તે સત્કીર્તિ નષ્ટ થયા છે સંશય તે છીનસંશય. ॥૬૬॥

उदीर्णःसर्वतश्चक्षुरनीशःशाश्वतःस्थिरः ।
भूशयोभूषणोभूतिर्विशोकःशोकनाशनः।६७।

ટીકા-સર્વથી અધીક તે ઉદીર્ણ સર્વ તરફ છે ચક્ષુ તે સર્વત ચક્ષુ, એના શીવાય ઇશ નથી અ-નીશ કદાપી વિક્રીયા ન પ્રાપ્ત થાય તે શાશ્વત સ્થીર લંકામાં પ્રવેશ કરતી વખતે સમુદ્ર તીરેભુમી ઉપર સુતા તેથી ભુશય જગતને ભુશીત કરવાથી ભુશણ સંપદારૂપ તે ભુતિ શોક રહીત વિશોક શોકનાશક તે શોકનાશન. ॥ ૬૭ ॥

**अर्चिष्मानार्चितःकुंभोविशुद्धात्माविशोधनः॥**
**अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमितविक्रमः६८**

ટીકા-સુર્ય આદીકમાં રહેલી તે અર્ચી તેજ જેમાં છે તે અર્ચિષ્માન સર્વ પ્રકારે પુજનીય છે તે અર્ચીત સર્વ જીવને માયાએ કરી આચ્છાદનકરે તે કુંભ જીવ જેના ભજેથી શુદ્ધ થાય છે તે વિશુદ્ધાત્મા જીવોના પાપોને શોધન કરે તે વિશોધન, કંઇપણ રૂંધન હોય તે અનીરૂદ્ધ જેના આગળ પાછળ નહી તે અપ્રતિરથ પ્રકૃષ્ટ છે દયુમ્ન ધન પ્રદયુમ્ન જે-ના પરાક્રમનો પાર નહી તે અમીત વિક્રમ. ।૬૮।

**कालनेमिनिहावीरःशौरिःशूरजनेश्वरः ॥**

त्रिलोकात्मात्रिलोकेशःकेशवःकेशिहाहरिः६९

ટીકા-કાળનેમી અસુરને માર્યા તેથી કાળનેમીહા શુરો તે વીર શુરાના કુળમાં થયો તે શૌરી શુરાજનોનોપણ ઇશ્વર તે શુરજનેશ્વર ત્રણલોકના આત્મા ત્રીલોકાત્મા ત્રણ લોકના ઇશ તે ત્રીલોકેશ જે કેશ સંજ્ઞીત સુર્ય તેને પ્રકાશ કરેછે તે કેશવ બ્રહ્મા વિષ્ણુ, શીવ, શકતી તે કેશવસંજ્ઞા કેશી અસુરને મારનાર કેશીહા સ્મર્ણ કરવાથી પાપોને હરે તે હરી. ॥ ६९ ॥

कामदेवःकामपालःकामीकांतःकृतागमः ॥
अनिर्देश्यवपुर्विष्णुर्वीरोऽनंतोधनंजयः॥७०॥

ટીકા-ભકતોની કામના પ્રાપ્તી કરે તે કામદેવ તેમની કામનાને પાળે તે કામપાળ, જેને ભકતની કામના છે તે કામીક ને બ્રહ્મા તેનો જે અંત કાંત કર્યાછે વેદ આગમ જેણે કૃતાગમ સર્વ ચેતન અચેતનથી વિલક્ષણ શરીર જેનુંછે તે અનિર્દેશ્યવપુ સર્વ વ્યાપી તે વિષ્ણુ શ્રેષ્ટ યોધાતોવપુ જેના ગુણોનો

પાર નહી તે અનંદ અર્જુન રૂપથી ધનંજય ૭૦

ब्रह्मण्योब्रह्मकृद्ब्रह्माब्रह्मब्रह्मविवर्द्धनः॥

ब्रह्मविद्ब्राह्मणोब्रह्मीब्रह्मज्ञोब्राह्मणप्रियः ७१॥

ટીકા-તપ આદીક બ્રંહ્મ તેમનું હીત બ્રહ્મણ્ય બ્રહ્મી જે વેદ તેના કર્તા બ્રહ્મકૃત સૃષ્ટીના માટે બ્રહ્મા થયા તેથી બ્રહ્મા સર્વેશ્વરપણાથી બ્રહ્મ તપ આદીક બ્રહ્મના વર્ધક બ્રહ્મવિવર્ધન બ્રહ્મ જે વેદ તેને જાણે તે બ્રહ્મવિત્ બ્રહ્મ જે વેદ તેને પ્રવર્ત કરે તે બ્રાહ્મણ બ્રહ્મવેદ જેમાં છે તે બ્રહ્મી બ્રહ્મને એટલે વેદને જાણે તે બ્રહ્મજ્ઞ જેને બ્રાહ્મણ પ્રીય તે બ્રાહ્મણપ્રીય.

महाक्रमोमहाकर्मामहातेजामहोरगः ॥

महाक्रतुर्महायज्वामहायज्ञोमहाहविः॥७२॥

ટીકા-પગોને ઉંચા મુકવા રૂપ ક્રમછે જેને તે મહાક્રમ મહાનછે કર્મ જેનાં તે મહાકર્મા મહાન તેજયુકત મહાતેજા વાસુકીરૂપ મહોરગ અશ્વમેધાદીક તેથી મહાક્રતુ મહાયજ્ઞના કર્તા મહાયજવા જપયજ્ઞરૂપ મહાયજ્ઞ બ્રહ્માર્પણ હવીરૂપ તે મહાહવી.

**स्तव्यःस्तवप्रियःस्तोत्रंस्तुतिःस्तोतारणप्रिय**
**पूर्णःपूरयितापुण्यःपुण्यकीर्तिरनामयः ॥७३॥**

ટીકા-સ્તુતિકરવા યોગ્ય તે સ્તવ્ય સ્તુતિ જેને પ્રીય છે તે સ્તવીપ્રીય ગુણપ્રતિપાદકરૂપથી સ્તોત્ર પુરણ કીરતન ક્રીયારૂપ તેથી સ્તુતિ સ્તુતિનો કર્તા સ્તોતારણ પ્રીયછે તેથી રણપ્રીય અનંત કલ્યાણ ગુણપણાથી પુર્ણ ભકતોની કામના પુરી કરવાનો સ્વભાવ તે પુરયિતા મનોાહરત્વથી પુણ્ય પુણ્યકારક જેની કીર્તી તે પુણ્ય કીર્તી રોગ રહીત અનામય. ॥ ૭૩ ॥

**मनोजवस्तीर्थकरोवसुरेतावसुप्रदः ॥**
**वसुप्रदोवासुदेवोवसुर्वसुमनाहविः ॥७४॥**

ટીકા-મનના બરોબર વેગવાળુ તે મનોજવ પવિત્રકારકતાથી તિર્થંકર વસુવર્ણરેત એટલે વિર્ય તે વસુરેતા પ્રકર્ષયુકત ધન આપનાર તે વસુપ્રદ વસુ જે ભીષ્મ તેને ઉત્તમ મોક્ષ આપનાર વસુપ્રદ વસુદેવના પુત્ર વાસુદેવ સર્વમાં વસેછે તથા વસુ

સર્વત્ર વસવામાં મનછે તે વસમના ૭૦૪૩૫ તેથી હવિ. ॥ ૭૪ ॥

सद्गतिःसत्कृतिःसत्तासद्भूतिःसत्परायणः ॥
शूरसेनोयदुश्रेष्ठःसन्निवासःसुयामुनः ॥७५॥

ટીકા-સત્પુરૂશોને પ્રાપ્ત થવાને યોગ્ય તે સદ્ગતી સત્પુરૂશોને માટે કૃતિછે તે સતકૃતિ ૭૦૦ નામ થયા. સર્વત્ર અસ્તીપણાથી સત્તા સત્પુરૂશોને ભુતિ સંપદા જેનાતે સત્ભુતિ સત્યભકતના અભીષ્ટરૂપ સત્યપરાયણ હનુમાનાદીક સૂરસેન્યાછે તેથીશુરસેન યાદવમાં શ્રેષ્ટ યદુશ્રેષ્ટ સત્પુરૂશોનો નિવાજ સન્નિવાસ સુંદર યમુનાનું જળ વિષરહીત થયું તેથી સુયામુન. ૭૫

भूतावासोवासुदेवःसर्वासुनिलयोऽनलः ॥
दर्पहादर्पदोदृप्तोदुर्धरोऽथापराजित ॥७६॥

ટીકા-ભુતોનો આવાસ તે ભુતાવાસ, વિશુધ્ધ સત્વમાં પ્રતિત થનાર તે વાસુદેવ, સર્વ પ્રાણના આશ્રમ સર્વાસુનિલય જનોને પ્રકાશ કરેછે તેથી અનલ દુષ્ટોના ભયને હણે તે દર્પહા, અસુરોને ભય

દેનાર તે દર્પદ નિજાનંદ અનુભવ તેથી દ્રપ્ત દુઃ
ખથી ધારવામાં ન આવે તે દુર્ધર, સત્રૂથી ન જી-
તાય તે અપરાજીત. ॥ ૭૬ ॥

विश्वमूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान् ॥
अनेकमूर्तिरव्यक्तःशतमूर्तिःशताननः ॥७७॥

ટીકા-વિશ્વ છેમુર્તી જેની તે વીશ્વમુર્તી, મ-
હુતિ પુજ્ય મુર્તી જેની તે મહામુર્તી, પ્રકાશમાન મુ
ર્તી તે દીપ્તમુર્તી, જેના સમાન મુર્તીમાન નથી તે
અમુર્તીમાન, ભક્તોની ઇચ્છારૂપ અનેકરૂપ તે અ-
નેકમુર્તી, એ એમજ છે તે જાણવામાં ન આવે તે
થી અવ્યક્ત, અસંખ્યમુર્તિ તેથી સતમુર્તિ સતમુ-
ર્તી તેથી શતાનન. ॥ ૭૭ ॥

एकोनैकःसवःकःकिंयत्तत्पदमनुत्तमम् ॥
लोकबंधुर्लोकनाथोमाधवोभक्तवत्सलः ॥७८॥

ટીકા-સુક્ષ્મજગતરૂપથી એક સ્થુલથી અનેક
સંતાનરૂપથી સવ, સુખરૂપથી કઃ વિચારરૂપથી કિ
જેને ભક્ત ચાહાયછે ને તે થાયછે; યત્તત્ ભક્તો-

ની પ્રતિષ્ટારૂપ પદ જેના સમાન ઉત્તમ નહી તે, અ-
નુત્તમ લોકના બંધુ લોકબંધુ લોકોનાનાથ લોક-
નાથ, લક્ષ્મી તેનાપતિ માધવ, જેનો પ્યાર ભકતો-
પર છે તે ભકતવત્સલ. ॥ ૭૮ ॥

**सुवर्णवर्णोहेमांगोवरांगश्चंदनांगदी ॥**
**वीरहाविषमःशून्योघृताशीरचलश्चलः ॥७९॥**

ટીકા-સુવર્ણ સરખો વર્ણ તે સુવર્ણવર્ણ હેમ
ના જેવું અંગ તે હેમાંગ શ્રેષ્ટ અંગ છે તેથી વરાંગ
ચંદન અને અંગદ છે તે ચંદનાંગદી અસુર વીરોને
મારવાથી, વિરહા જેના બરાબર નહી તે વિષમ,
આકાશરૂપતાથી શુન્ય ભકતોના આશીર્વાદ ધાર-
ણ કર્યા છે તે ઘૃતાશી સ્વરૂપથી ન ચળે તે અચળ,
સર્વપ્રાણી ચળવાથી ચળ. ॥ ૭૯ ॥

**अमानीमानदोमान्योलोकस्वामीत्रिलोकधृक्**
**सुमेघामेघजोजन्यः सत्यमेघाधराधरः॥८०॥**

ટીકા-દેહ અભિમાન રહીત અમાની ભકતો
નેમાન આપનાર માનદ સર્વને માનવાયોગ્ય માન્ય

લોકોના સ્વામી લોકસ્વામી ત્રણે લોકને ધારણ કરનાર ત્રીલોકધૃક સુંદર મેધા એટલે પ્રજ્ઞા છે તે સુમેધા ધરાજે પૃથ્વિને ધારણ કરે તે ધરાધર ॥૮૦॥

**तेजोवृषोद्युतिधरःसर्वशस्त्रभृतांवरः ॥**
**प्रग्रहोनिग्रहोव्यग्रोनैकशृंगोगदाग्रजः ॥८१॥**

ટીકા-સુર્ય રૂપ તેજથી વર્ષાકરે તે તેજોવૃષ દુતિના ધરવાથી દ્યુતિધર સર્વ શસ્ત્રધારીયોમાં શ્રેષ્ટ તે સર્વ શસ્ત્રભૃતાંવર ભકતોનું પુજન ગ્રહણકરે તેથી પ્રગૃહ દુષ્ટજનોના નીગ્રહથી નિગ્રહ વિવિધ જીવોના અગ્રજ ગદાગ્રજ. ॥ ૮૧ ॥

**चतुर्मूर्तिश्चतुर्बाहुश्चतुर्व्यूहश्चतुर्गतिः ॥**
**चतुरात्माचतुर्भावश्चतुर्वेदाविदेकपात् ॥८२॥**

ટીકા-રામ લક્ષમણ, ભરત, શત્રુઘ્ન એ અવતાર તેથી ચતુર્મુર્તી જેને ચ્યાર બાહુ તે ચતુર્બાહુ વાસુદેવ સંકર્ષણ પ્રદ્યુમ્ન, અનીરૂદ્ધ એ ચ્યાર ચતુર્વ્યુહ એ ચ્યાર આશ્રમોને આશ્રય તે ચતુર્ગતિ ચ્યારવેદ જાણે તે ચતુર્વેદવિત આ જગત જેનું એક પાદ છે તેથી એક પાદી. ॥ ૮૨ ॥

समावर्त्तोविवृत्तात्मादुर्जयोदुरतिक्रमः ॥
दुर्ल्लभोदुर्गमोदुर्गोदुरावासोदुरारिहा ॥८३॥

ટીકા-સંસાર ચક્રનું સમાવર્તન કરેથી સમાવર્ત સંસારથી આત્મા નીવૃતછે તે નીવૃતાત્મા દુઃખથી પણ ન જીતાય તે દુર્જય દુઃખથી અતિક્રમણ ન થાય તે દુરાતિક્રમ ભકતીયેકરી મળવો દુર્લભ તે દુર્લભ જ્ઞાનીને પ્રાપ્ત થાય તેથી દુર્ગમ સર્વને દુઃખથી પણ ન મળીશકે તે દુર્ગ દુઃખથી ધ્યાનમાં વસી શકે તે દુરાવાસ દુષ્ટોને મારે તે દુરારીહા. ॥૮૩॥

शुभांगोलोकसारंगःसुतंतुस्तंतुवर्द्धनः ॥
इंद्रकर्मामहाकर्माकृतकर्माकृतागमः ॥८४॥

ટીકા-શુભ અંગ જેનોછે તે શુભોગ લોકના અલંકારરૂપ તેથી લોક સારંગ સુંદર તેનું આ સંસાર તે સૂ તંતુ એનેજ વધારનાર તંતુવર્દ્ધન શ્રેષ્ટ કર્મછે જેના તે ઈંદ્રિકર્મા મહાકર્મ જેનાં છે તે મહાકર્મા કર્યાછે કર્મ જેણે તે કૃતકર્મા જેણે આગમ શાસ્ત્ર કર્યુંછે તે કૃતાગમ. ॥ ૮૪ ॥

**उद्भवःसुंदरःसुंदोरत्ननाभःसुलोचनः ॥**
**अर्कोवाजसनःशृंगीजयंतस्सर्वविज्जयी ॥८५॥**

ટીકા-જેનાથી જગત ઉત્પન્ન તે ઉદ્ભવ અતી શોભીત સુંદર લોકને સોભાયમાન કરે તે સુંદરત્ન ભુતવંશછે. જેને તે રત્નનાભ સારાં લોચનછે જેનાં તે સુલોચન લોકમાં અર્ચીત તે અર્ક, વાજ અનંત લોકોને આપે તે વાજસન મત્સાવતારમાં સૃંગ ધારણ કર્યું તેથી શૃંગી જીતે તે જયંત સર્વને જાણે ને જીતે તે સર્વ વિજજયી. ॥ ૮૫ ॥

**सुवर्णबिंदुरक्षोभ्यःसर्ववागीश्वरेश्वरः॥**
**महाऱ्हदोमहागर्तोमहाभूतोमहानिधिः॥८६॥**

ટીકા-સુંદર વર્ણ બિંદુ એટલે અંગ જેનું તે સુવણબીન્દુ (આડસે નામ થયાં) જે ક્ષોભને પ્રાપ્ત થાય તે અક્ષોભ સર્વ વાણીના ઇશ્વરેશ્વર વાગીશ્વરેશ્વર યોગીંદ હૃદય તે મહાહૃદય વા મોટું હૃદયછે જેનું તે મહા-હૃદ જ્યારે ગોવર્ધન ઉચકયો અને તેની નીચે ગરદમાં વા ઘેરાવામાં ગોવાળ અને ગા-

યો પેસારી રક્ષણ કર્યું ત્યારે મહાગર્ત મહાભુત થ-
યા તેથી મહાભુત મહા આધાર તે મહાનિધી. ૮૬

कुमुदःकुंदरःकुंदःपर्जन्यःपावनोनिलः॥
अमृतांशोऽमृतवपुःसर्वज्ञःसर्वतोमुखः ॥८७॥

ટીકા-કુ જે પૃથ્વિ તેનો ભાર ઉતારી હર્ષ ક-
રનાર તે કુમુદ કુત્સીત જે દુરજન માણસ તેને મા
રવાથી કુંદર અથવા કું જે ધરા તે ફાડનાર હીર-
ણ્યાક્ષને મારવા વારાહરૂપ ધર્યું તે કુંદર કું જે પૃ-
થ્વિ કસ્યપને આપી તેથી કુંદ વર્ષાની માફક તાપ
નાશક પર્જય વાયુ સમવેગ તે પવન એટલે પરક
કોઇ નહી તે અનીલ દેવતાઓને અમૃત ખવરાવે
તે અમૃતાશ મરણ રહીત શરીર તે અમૃતવપુ સર્વને
જાણે તે સર્વજ્ઞ સર્વના તરફ મુખ તે સર્વમુખ. ૮૭

सुलभःसुव्रतःसिद्धःशत्रुजिच्छत्रुतापनः ॥
न्यग्रोधोदुंबरोश्वत्थश्चाणूरांध्रनिषूदनः ॥८८॥

ટીકા-સહેજ નામ ભકતી કીર્તનાદીકથી પ્રાપ્ત
થાય તે સુલભ સુંદર વરદાયક વ્રત તે સુવ્રત પોતે

સમર્થ તે સિદ્ધ શત્રુ જીતવાથી શત્રુજીત શત્રુને તપા
સવાથી શત્રુતાપન સર્વ પ્રાણિનો અવરોધન કરે તે
ન્યગરોધ अर्व्वाअन्नाद्यमुदंबरइतिश्रुते. એથી પ્રમાણથી
ઓદુંબર જે અન્નાદીક વસ્તુ તેથી કરી જગતનું
પોષણ કરે તે ઉદુંબર સંસાર વૃક્ષરૂપથી અશ્વત્થા
ચાણુર નામ અંધ્રદેશવાશી મદત્રરૂપ અસૂરને મા-
રવાથી ચાણુરાંધ્રનિસૂદન. ॥ ८८ ॥

## सहस्त्रार्चिःसप्तजिव्हःसप्तैधाःसप्तवाहनः ॥
## अमूर्तिरनघोऽचिंत्योभयकृद्भयनाशनः ॥८९॥

ટીકા-સહસ્ત્ર છે અર્ચી એટલે કીરણ જેનેછે
તે સહસ્ત્રર્ચી જે અગ્નિની, કાલી, કરાલી, મનોજ-
વા, સુલોહીના, સૂધુમ્ર, વર્ણાસ્ફુલીંગની અને વિ-
શ્વરૂચી એસાતજીંવ્હા તે સપ્તજીંવ્હા તેજરૂપ જે સા-
ત સમીધીયો સપ્તૈધા સાતઘોડેવાહન સુર્યરૂપછે તે
સપ્તવાહન (એક ઘોડો સાત ઘોડાનું વાહનછે એ
સૃતિછે) જેની મુર્તિ નથી તે અમુર્તી, પાપરહીત
અનઘ ચીંતવનાંમ ન આવે તે અચીંત્ય ભકિતહી-

ણ પુરૂશોને ભયકારક તેથી ભયકૃત ભકતનો ભ-
યનાશક તે ભયાનાશન. ॥ ૮૯ ॥

**अणुर्बृहत्कृशःस्थूलोगुणभृन्निर्गुणोमहान् ॥**
**अधृतःस्वधृतःस्वास्यःप्राग्वंशोवंशवर्धनः९०**

ટીકા-સુક્ષ્મરૂપથી અણુ સ્થુલરૂપથી બ્રહત (ઘણા મ્હોટા) કૃશરૂપથી સ્થુલરૂપથી સ્થુલ કલ્યા-
ણ ગુણોને ધારણ કરે તે ગુણભૃત ગુણરૂપ જેસુખ-
દુઃખાદીકથી રહીત નિર્ગુણ સર્વના પુજ્ય તેથી મ-
હાન પૃથ્વી આદીને ધારણ કરનારને પણ ધારણ
ર્યુંછે તેથી અધૃત અર્થાત બીજાએ ન ધારણ
થાય એવું ત્યારે કોઇ શંકા કહે આ શી રીતે
હમણાં ધારણ કરી કહ્યુછે? તો સ્વધૃત અર્થાત
પોતે ધારણ કર્યુંછે તેથી સ્થીર જેનો સ્વાસ રૂગ-
વેદ આદીક સૃતિરૂપ તેથી સ્વાસ્ય પ્રથમ એટલે
પુર્વ બ્રહ્માદીકવંશ તે પ્રાગવંશ વંશનો વૃદ્ધી કરે
તે વંશવર્દ્ધન. ॥ ૯૦ ॥

**भारभृत्कथितोयोगीयोगीशःसर्वकामदः ॥**

**आश्रमः श्रमणः क्षामः सुपर्णो वायुवाहनः ।९१॥**

ટીકા-શેષરૂપકરી ભુભાર ધારણ કર્યો તેથી ભારભૃત વેદોએ કરી કહેવામાં આવે તે કથીત જેને યોગછે તે યોગી યોગીના ઇશ યોગીશ સર્વ કામના આપે તે સર્વકામદ સંસારમાં ભમતા જનોને વિ-શ્રામ સ્થાનરૂપ તેથી આશ્રય અભકતોને શ્રમ પ્રાપ્ત કરે તે શ્રમણ પ્રલયકાળમાં પ્રજાને દુર્બળ કરે તેથી ક્ષામ સંસાર વૃક્ષરૂપ તેનાં વેદરૂપ સુંદરપર્ણ તેથી સુપર્ણ છંદ જેના પાંદડાંછે ઇત્યાદી સૃતિ પ્રમાણથી વાયુને ચલાવે તે વાયુવાહન. ॥ ૯૦ ॥

**धनुर्धरो धनुर्वेदो दंडो दमयिता दमः ॥**
**अपराजितः सर्वसहो नियंता नियमो यमः ।९२।**

ટીકા-ધનુષને ધરે તે ધનુર્ધર ધનુષના ગુણ-દોશોને જાણે તે ધનુર્વેદ લોકોને દમન કરે તે દંડ મ-નુઆદીક પત દમન કરાવ્યું તેથી દમયીતા જે દંડનુ ફળ તે પણ આપ તેથી દમ અપરાજે ગોપી તેનાથી જીતાયા તે અપરાજીત સર્વને સહન કરેછે તેથી સ

र्वसहु પોતપોતાના અધીકાર નીયમિત કરે તે ના-
યંતા જેમાં અન્યકૃત્ય નીયમ નહી તે નીયમ જેનું
મૃત્યુનહી તે યમા. ॥ ૯૨ ॥

**सत्ववान्सात्विकःसत्यःसत्यधर्मपरायणः ॥**
**अभिप्रायःप्रियार्होर्हःप्रियकृत्प्रीतिवर्धनः।९३।**

ટીકા-શુદ્ધ સત્વ જેમાં તે સત્વવાન સત્વગુ-
ણ પ્રધાન તે સાત્વિક સત્યસ્વરૂપ સત્ય સત્યધર્મમાં
તત્પર તે સત્ય ધર્મ પરાયણ સર્વ પુરૂશાર્થ ચાહા-
નાર તે અભીપ્રંતરૂપ તે અભીપ્રાય પ્રીયવસ્તુના
યોગ્ય તે પ્રીયાર્હ પુજાને યોગ્ય અર્હપ્રીય જે સુખતે
કરે તે પ્રીયકૃત પ્રીતીને વધારે તે પ્રીતિવર્ધન. ૯૩

**विहायसगतिर्ज्योतिःसुरुचिर्हुतभुग्विभुः ॥**
**रविर्विरोचनःसूर्य्यःसवितारविलोचनः ॥९४॥**

ટીકા-વિહાયસ જે ગરૂડ તે ઉપર ગતી છે તે-
થી વિહાયસ પ્રકાશમાન તેથી જ્યોતી સુંદર કાંન્તી
છે તેથી સુરીચી, સર્વ દેવના નીમીત હુત પદાર્થ-
ને આપ ભોગે તે હુતભુક્, સામર્થતાથી વીભુ

સૂર્યરૂપ રવી વિશેષકરી પ્રકાશ કરે તે વિરોચન, સુ
ર્યના અંતરયામી તેથી સૂર્ય જેથી જગત પ્રસવ થા
ય તે સવિતા ભાનુંછે લોચન આંખ જેને તે રવિ
લોચન. ॥ ૯૪ ॥

**अनंतोहुतभुग्भोक्तासुखदोनैकजोऽग्रजः ॥**
**अनिर्विण्णःसदामर्षीलोकाधिष्ठानमद्भूतः९५**

ટીકા-જેનો અંત નહી તે અનંત અગ્નીરૂપથી
હુત ભોગે તે હુતભુગ, સર્વ વસ્તુ ભોગવે તે ભોક્તા,
સૂખ આપે તે સુખદ, અનેક રૂપથી પ્રગટ માટે અ-
નેકજ બ્રહ્મારૂપ સૃષ્ટીથી અગ્રજ માટે અગ્રજ સાધ-
નપણાથી અનિર્વિણ્ણ સદા સહનશીળ સદામર્ષી
લોકોના આધાર માટે લોકોધીષ્ટાન અનેક શકિત-
પણેથી અદ્ભુત. ॥ ૯૫ ॥

**सनात्सनातनतमःकपिलःकपिरव्ययः ॥**
**स्वस्तिदःस्वस्तिकृत्स्वस्तिःस्वस्तिभुक्स्व**
**स्तिदक्षिणः ॥९६॥**

ટીકા-સન જે સર્વ દત્ત જે પદાર્થ જેને પ્રાપ્ત થાય સનાત અતિશય સનાતન તે સનાતમ કપીલ અવતારથી કપીલ વરાહ અવતારથી કપી પ્રલયરૂપથી અવ્યય ૯૦૦ નામ થયાં ભકતોને સ્વસ્તિ આપેતે સ્વસ્તીદ લોકની સ્વસ્તિ કરવાથી સ્વસ્તીકૃત કલ્યાણરૂપથી સ્વસ્તિ ભકતોનું મંગળ પાલણ કરે સ્વસ્તિભુક સ્વસ્તિ જે કલ્યાણ તેમાં દક્ષીણ ચતુર સ્વસ્તી દક્ષિણ. ॥ ૯૬ ॥

**अरौद्रःकुंडली चक्रीविक्रम्यूर्जितशासनः ॥**
**शब्दातिगःशब्दसहःशिशिरःसर्वरीकरः॥९७॥**

ટીકા-રોદ્ર કર્મ જેને નથી તે અરોદ્ર જેને કુંડળછે તે કુંડળી જેને ચક્રછે તે ચક્રી વિક્રમ જેનેછે તે વિક્રમી જેનું શાસન તે ઉર્જીત શબ્દનું પણ ઉલંઘન કરે તે શબ્દાતીગ શબ્દ જે વેદ સહ એટલે પરાક્રમ તે શબ્દ સહ જ્ઞાનીને સંસારરૂપ રાત્રી કરે છે તે સર્વરીકર ॥ ૯૭ ॥

**अक्रूरःपेशलोदक्षोदाक्षिणःक्षमिणांवरः ॥**

विद्वत्तमोवीतभयःपुण्यश्रवणकीर्त्तनः ॥९८॥

ટીકા-જે ક્રૂર નહી તે અક્રૂર. જે સર્વદારૂચીર તે પેશળ શીઘ્ર કાર્ય કરનાર દક્ષ જે સરળ ઉદાર તે દક્ષીણ ક્ષમાવાનમાં શ્રેષ્ઠ તે ક્ષમીણાંવર અતિશય વિદ્વાન તે વિદ્વત્તમ ભય રહીત વીતભય પુણ્ય શ્રવણ કીત જેનેછે તે પુણ્ય શ્રવણ કીર્તન. ॥૯૮॥

उत्तारणोदुष्कृतिहापुण्योदुःस्वप्ननाशनः ॥
वीरहारक्षणः संतोजीवनःपर्यवास्थितः ॥९९॥

ટીકા-સંસારથી તારે તે ઉત્તારણ દુઃષ્ટકૃતિ-ને હણે તે દુષ્કૃતિહા પુણ્ય કરે અને કહે તે પુણ્ય દુઃસ્વપ્ન નાશ કરે તે દુઃસ્વપ્નનાશન વિવિધ પ્રકારે સંસારીને ગતિ મુકતી આપે ને અજ્ઞાન હણે તે વિ-રહા રક્ષણ કરેતે રક્ષણ, સત્માર્ગવર્તી તે સંત પ્રા-ણીઓને જીવાડે તે જીવન પરીત એટલે સંસારમાં વ્યાપી અવસ્થીત તે પર્યવસ્થીત. ॥ ૯૯ ॥

अनंतरूपोनंतश्रीर्जितमन्युर्भयापहः ॥
चतुरस्त्रोगभीरात्माविदिशोव्यादिशोदिशः ॥

ટીકા-અનેકરૂપવાળો તે અનંત સંપદા જેને છે તે અનંત શ્રી જેણે ક્રોધ જીત્યોછે તે તે ક્રોધમન્યુ ભય હણે તે ભયાપહ ચ્યારે વેદ અસ્ર ચતુષ્કોણ જેનાંછે તે ચતુરસ્ર ગભીર છે આત્મા જેનો તે ગભીરાત્મા ભક્તોને વિવિધ ફળ આપે તે વિદીશ વિશેષ ઉપદેશ કરે તે વ્યાદીશ વેદરૂપથી કર્મ ફળનો ઉપદેશ કરે દીશ. ॥ ૧૦૦ ॥

अनादिर्भूर्भुवोलक्ष्मीःसुवीरोरुचिरांगदः ॥
जननोजनजन्मादिर्भीमोभीमपराक्रमः।१०

ટીકા-જેનું આદીકારણ નહી તે અનાદી ભુમી જે પૃથ્વી સરખા સવના આધાર તે ભુ, ભુલોકની લક્ષ્મી શોભારૂપ તેથી કરી ભુવોલક્ષ્મી સુંદર વિર એટલે પુજેછે જેને તે વીર રૂચીર છે અંગદ જેનો તે રૂચીરાગદ પ્રદ્યુમ્નાદીકને પેદા કરવાથી જનન જનોના જન્મ આદી કારણ તેથી જન જન્માદી ભયનાકારથી ભીમ ભયંકર પરાક્રમ તે ભીમ પરાક્રમ. ॥ ૧૦૧ ॥

आधारानिलयोधातापुष्पहासःप्रजागरः॥
ऊर्ध्वगःसत्पथाचारःप्राणदः प्रणवःपणः १०२

ટીકા-આધાર જે દેહ તેનું લય એટલે સ્થાન તે આધારની લય જેનો ધાતા ધારણ કરનાર બીજો કોઇ નથી તે અધાતા પુષ્પ સદ્રશ આનંદકારક જેનું હાશ્યછે તે પુષ્પહાસ પ્રકર્ષ કરીને જાગરહ જેનું એટલે અખંડ જ્ઞાની પ્રજાગર સર્વેના ઉપર વૈકુઠ તે ઉર્ધ્વગ સત્પુરૂષોને સત્ય આચારણ કરાવે સત્હથાચાર પ્રાણ આપનાર પ્રાણદ જેની જન માણસો સ્તુતિ કરે પ્રણવ વ્યવહાર કરે તે પણ. ॥ ૧૦૨ ॥

प्रमाणंप्राणनिलयःप्राणभृत्प्राणजीवनः ॥
तत्त्वंतत्त्वविदेकात्माजन्ममृत्युजरातिगः १०३

ટીકા-યાદવને મર્યાદારૂપ તેથી પ્રમાણ પ્રાણ જે જીવ તેનો આધાર પ્રાણનીલય કરીને પ્રાણનું પોષણ કરેતે પ્રાણભૃત પ્રાણને જીવાડનાર પ્રાણજીવન તત્વરૂપથી તત્વ તત્વને જાણે તે તત્વવિદ (તત્વ એક વાચી શબ્દ છે.) માટે એકાત્મા જન્મ મૃત્યુ વૃધાવસ્થાને ઉલંઘન કરે તે જન્મ મૃત્યુ જરાતિગ.

भूर्भुवःस्वस्तरुस्तारःसपिताप्रपितामहः ॥
यज्ञोयज्ञपतिर्यज्वायज्ञांगोयज्ञवाहनः॥१०४॥

ટીકા-ભુલોક ભુવર્લોક અને સ્વર્ગ લોક ને કલ્પતરૂપ ઇચ્છીત દાયક ભૂર્ભુવઃસ્વસ્તરૂ ભક્તોને તારક તે તાર સાધારણ સર્વના પીતા તે પીતા પીતામહના પણ પીતા તેથી પ્રપીતામહ જેયજન કરવામાં આવે તે યજ્ઞ યજ્ઞના પાલક તે યજ્ઞપતિ યજ્ઞ કરનાર યજવા યજ્ઞ જેનું અંગછે તે યજ્ઞાંગ યજ્ઞ જે પુજન તે વાહન પ્રાપ્તી કારક જેનું તે યજ્ઞવાહન.

यज्ञभृद्यज्ञकृद्यज्ञीयज्ञभुग्यज्ञसाधनः ॥
यज्ञांतकृद्यज्ञगुह्यमन्नमन्नादएवच ॥१०५॥

ટીકા-સૃષ્ટીની આદીમાં યજ્ઞને ધાર કરવાથી યજ્ઞભૃત સૃષ્ટીની આદી અંતમાં યજ્ઞ કરેતે યજ્ઞકૃત યજ્ઞ અવતાર છે તે યજ્ઞી યજ્ઞમાં સર્વ દેવરૂપથી ભોજ કરવાથી યજ્ઞ ભુક યુધીષ્ટરનો યજ્ઞ સાધવાથી યજ્ઞસાધન યજ્ઞનો અંત જે ફળના કર્તા તે યજ્ઞતકૃત યજ્ઞ કરીને ગુહવામાં જોવામાં આવે વા મળે તે યજ્ઞગુહ્ય

જેને જન ખાય છે તે અન એ અંનને ખાય તે અન્નાદ એ વચ એટલે ( એક પુરૂશ વા સ્ત્રી છે ) અર્થાત એક બ્રહ્મ. ॥ ૧૦૫ ॥

**आत्मयोनिःस्वयंजातोवैखानःसामगायनः ॥**
**देवकीनंदनःस्त्रष्टाक्षितिशःपापनाशनः॥१०६॥**

ટીકા-પોતે પોતાનું કારણ તેથી આત્મયોની સ્વયં જન્મવાથી સ્વયંજાત પૃથ્વિ ખોદી પાતાળમાં જઇ હીરણ્યાક્ષનો વધ કર્યો તેથી વૈખાન સામવેદ જેનું ગાન કરે તે સામ ગાયન દેવકીના પુત્ર દેવકી નંદન પ્રજા ઉત્પન કરવાથી શ્રષ્ટા ક્ષીતી જે પૃથ્વ તેના ઇશ તે ક્ષીતિશ એવા રામચંદ્રનું કીર્તન પુ-જન ધ્યાન સ્મર્ણ પાપરાશીને નાશકારક છે માટે પાપનાશન. ॥ ૧૦૬ ॥

**शंखभृन्नंदकीचक्रीशार्ङ्गधन्वागदाधरः ॥**
**रथांगपाणिरक्षोभ्यःसर्वप्रहरणायुधः॥१०७॥**

ટીકા-શંખને ધારણ કરવાથી શંખભૃત નંદક જે ક્રૃષ્ણ તે નદકી જેને ચક્રછે તે ચક્રી શાર્ઙ્ગ ધ-

નુષ જેનેછે તે શાર્ઙ્ગ ધન્વા ગદા ધારણથી ગદાધર રથાંગ જે ચક્ર જેના હાથમાં છે રથાંગપાણી શત્રુએ કરીને જેને ઉદ્વેગ નહી તે અક્ષોભ્ય સર્વ હથીયાર પ્રહાર યોગ્ય છે માટે સર્વ પ્રહરણ યુધ હજાર નામ પુરાં થયાં. ॥ ૧૦૭ ॥

॥ सर्वप्रहरणायुधोंतमइति ॥

इतिदंकीर्त्तनीयस्यकेशवस्यमहात्मनः ॥
नाम्नांसहस्त्रंदिव्यानामशेषेणप्रकीर्तितम् ॥

ટીકા-એ પ્રકારે આ કેશવનું મહાત્મ્ય કીર્તન કરવાને યોગ્ય દીવ્ય સહસ્રનામ અશેષ કરીને મેં કહ્યાં. ॥ ૧૦૮ ॥

यइदंशृणुयान्नित्यंयश्चापिपरिकीर्त्तयेत् ॥
नाशुभंप्राप्नुयात्किंचित्सोऽमुत्रेहचमानवः ॥

ટીકા-અહસ્રનામ જે માણસ નિત્ય શ્રવણકરે કીર્તન કરે તે આ લોકમાં પરલોકમાં દુર્ગતિ પામતો નથી. ॥ ૧૦૯ ॥

वेदांतगोब्राह्मणःस्यात्क्षत्रियोविजयीभवेत् ॥
वैश्योधनसमृद्धःस्याच्छूद्रःसुखमवाप्नुयात् ॥

ટીકા-આ સહસ્રનામ ભણવાથી સાંભળવાથી બ્રાહ્મણ વેદનું સિદ્ધાંત જાણનારો થાએ ક્ષત્રી વિજયી થાય વૈશ્ય ધનવાન થાય સુદ્ર સુખને પ્રાપ્ત થાય.

धर्मार्थीप्राप्नुयाद्धर्ममर्थार्थिचार्थमाप्नुयात् ॥
कामानवाप्नुयात्कामीप्रजार्थीप्राप्नुयात्प्रजा ॥

ટીકા-આ સહસ્રનામથી ધર્માર્થી ધર્મને અર્થાર્થી અર્થને કામાર્થી કામનાઓને પ્રજાર્થિ પ્રજાને પ્રાપ્ત થાય

भक्तिमान्यःसदोत्थायशुचिस्तद्गतमानसः ॥
सहस्त्रंवासुदेवस्यनाम्नामेतत्प्रकीर्तयेत् १२
यशःप्राप्नोतिविपुलंज्ञातिप्राधान्यमेवच ॥
अचलांश्रियमाप्नोतिश्रेयःप्राप्नोत्यनुत्तमम् ॥
नभयंक्वाचिदाप्नोतिवीर्यंतेजश्चाविंदाति ॥

भवत्यरोगोद्युतिमान्बलरूपगुणान्वितः ११४

ટીકા-સાવધાન અને પવિત્ર થએલો ભક્તીમાન પુરૂષ નિરંતર ઇશ્વરમાં મન લગાડે વા સહસ્રનામ કીર્તન કરે તો જગતમાં વિપુળ યશ પ્રધાનતા અચળ સંપદા મુક્તી ઉત્તમ પ્રકારે પ્રાપ્ત થાય વળી કદી કોઈ કાળમાં ભય નહી તથા પરાક્રમ બળ તેજ અરોગકાન્તીમાન ભાગ્ય, રૂપ ને ગુણયુક્ત થાય.

रोगार्त्तोमुच्यतेरोगाद्बद्धोमुच्येतबंधनात् ॥
भयान्मुच्येतभीतस्तुमुच्येतापन्नआपदः।१॥

ટીકા-રોગથી પીડાએલો, બંધાએલો, ભય પામેલો આપદા પામેલો, આ સહસ્રનામના કીર્તન શ્રવણથી છુટે. ॥ ૧૧૫ ॥

दुर्गाण्यतितरत्याशुपुरुषःपुरुषोत्तमम् ॥
स्तुवन्नामसहस्रेणनित्यंभक्तिसमन्वितः ११६

ટીકા-જે પુરૂષ નિત્ય ભકિતયુકત પુરૂશોતમને ભજે સ્તુતિ કરે તે અતિ સંકટોમાંથી સીધ્ર છુટી જાય તરી જાય. ॥ ૧૧૬ ॥

वासुदेवाश्रयोमर्त्योवासुदेवपरायणः ॥
सर्वपापविशुद्धात्मायातिब्रह्मसनातनम् ११७

ટીકા-જે માણસ વાસુદેવનો આશ્રમ વાસુદેવ પરાયણ છે તે સર્વ પાપ રહીત સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાયછે. ॥ ૧૧૭ ॥

नवासुदेवभक्तानामशुभंविद्यतेक्वचित् ॥
जन्ममृत्युजराव्याधिभयंनैवोपजायते ।११८।

ટીકા-વાસુદેવના ભકતને કદ અશુભ જન્મ મૃત્યુ જરા અને રોગ તેનો ભય થતો નથી.। ૧૧૮।

इमंस्तवमधीयानःश्रद्धाभक्तिसमन्वितः ॥
युज्येतात्मसुखक्षांतिश्रीधृतिस्मृतिकीर्त्तिभिः

ટીકા-આ સહસ્રનામ શ્રદ્ધા ભકતી સંયુકત પાઠ કર્યા કરેતો આત્મ સૂખ ક્ષમા સંપદા ધૈર્યધારણા સ્મણશકતી અને કીર્તીથી યુકત થાય (જોડાય) છે.

नक्रोधोनचमात्सर्यंनलोभोनाशुभामतिः ॥
भवंतिकृतपुण्यानांभक्तानांपुरुषोत्तमे ॥१२०॥

ટીકા-જે પુરૂશોતમના ભકતછે તેમને ક્રોધ, ઇર્ષા, લોભ, અસુભમતિ થતી નથી કારણ કે તેણે બહુ પુણ્ય કર્યુંછે તેથી ભકતી થઇ છે. ॥ १२० ॥

द्योस्सचंद्रार्कनक्षत्राखंदिशोभूर्महोदधिः ॥
वासुदेवस्यवीर्येणविधृतानिमहात्मनः॥१२१॥

ટીકા-સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, અંતરીક્ષ, આકાશ, સર્વદીશા, પૃથ્વિ સમુદ્ર એ સઘળું માહાત્મા વાસુદેવના પરાક્રમ કરી ધારણ કરે છે.॥ १२१ ॥

ससुरासुरगंधर्वंसयक्षोरगराक्षसम् ॥
जगद्वशेवर्त्ततेदंकृष्णस्यसचराचरम्॥१२२॥

ટીકા-દેવતા, દૈત્ય, ગંધર્વ, યક્ષ, સર્પઆદીથી સહીત ચરાચર જગત શ્રીકૃષ્ણને વશવર્તીરહ્યું છે.

इंद्रियाणिमनोबुद्धिःसत्वंतेजोबलंधृतिः ॥
वासुदेवात्मकान्याहुःक्षेत्रंक्षेत्रज्ञएवच॥१२३॥

ટીકા-ઈંદ્રીયો, મન, બુદ્ધી, સત્વ, બલ, ધૈર્ય ધારણા શરીર, (ક્ષેત્ર) શરીર જાણે તે જીવ (ક્ષેત્રજ્ઞ

એ સઘળા વાસુદેવના આધારેછે એમ વેદમા કહ્યુછે.

सर्वागमानामाचारःसत्वंतेजोबलंधृतिः ॥
आचारप्रभवोधर्मोधर्मस्यप्रभुरच्युतः।१२४॥

ટીકા-સર્વે શાસ્ત્રમાં આચરણ એટલે શુચિતા પ્રથમ કહીછે તે શુદ્ધતાથી ધર્મથી પ્રભુ પરમાત્માછે.

ऋषयःपितरोदेवामहाभूतानिधातवः ॥
जंगमाजंगमंचेदंजगन्नारायणोद्भवम्॥ १२५॥

ટીકા-રૂશી પિતૃદેવ મહાભુત કાંચન આદી ધાતુ સ્થીર ચર આ જગત નારાયણથી થયુંછે.

योगोज्ञानंतथासांख्यंविद्याःशिल्पादिकर्मच ॥
वेदाःशास्त्राणिविज्ञानमेतत्सर्वंजनार्दनात् ॥

ટીકા-યોગ, જ્ઞાન, સાંખ્ય સર્વે વિદ્યા, શિલ્પાદીક કર્મ સર્વ વેદશાસ્ત્ર અને વિજ્ઞાન એ સર્વે જનાર્દનથી ઉત્પન થયુંછે. ॥ ૧૨૬ ॥

एकोविष्णुर्महद्भूतंपृथग्भूतान्यनेकशः ॥
त्रीन्लोकान्व्याप्यभूतात्माभुंक्तेभुगव्ययःप्रभुः

ટીકા-પ્રથમ એક મહાભુત ફરી શરીર ભેદથી ન્યારા ન્યારા અનેકમાં વ્યાપ્ત થયા એવા સર્વ પ્રાણીના અંતરયામી ત્રેણે લોકમાં વ્યાપક થઇને અવિનાશી ભગવાન વિશ્વને ભોગવેછે તાત્પર્ય એ છે કે સર્વત્ર છે એમની ઉપાસનામાં શું પરીશ્રમછે.

इमंस्तवंभगवतोविष्णोर्व्यासेनकीर्त्तितम् ॥
पठेद्यइच्छेत्पुरुषःश्रेयःप्राप्तुंसुखानिच।१२८

ટીકા-આ વિષ્ણુ પરમાત્માનું સ્તોત્ર વ્યાસથી કીર્તીત છે. નીત્યુ આ ભગુનથી પાઠ કરવાથી પુરૂશ સુખ અને શ્રેય જે અતિ ઉત્તમ મોક્ષ તેને પ્રાપ્ત થાય છે ॥ १२८ ॥

विश्वेश्वरमजंदेवंजगतःप्रभवाप्ययम् ॥
भजंतियेपुष्कराक्षंनतेयांतिपराभवम्॥१२९॥

ટીકા-જે પુરૂશ વિશ્વના ઇશ્વર અજન્મા સર્વના પ્રકાશક જગતને ઉત્પન્ન રક્ષણ પ્રલયરૂપ કમળનયન વિષ્ણુને ભજે છે તે સંસારમાં ફરી પ્રાપ્ત થતા નથી. ॥ १२९ ॥

॥ अर्जुन उवाच ॥

पद्मपत्रविशालाक्षपद्मनाभसुरोत्तमम् ॥
भक्तानामनुरक्तानांत्राताभवजनार्दन॥१३०॥

॥ श्रीभगवानुवाच ॥

योमांनामसहस्त्रेणस्तोतुमिच्छतिपांडव ॥
सोहमेकेनश्लोकेनस्तुतएवनसंशयः ॥१३१॥
नमोऽस्त्वनंतायसहस्त्रमूर्तयेसहस्त्रपादाक्षिशि
रुबाहवे ॥ सहस्त्रनाम्नेपुरुषायशाश्वतेसहस्त्र
कोटीयुगधारिणेनमः ॥१३२॥
नमःकमलनाभायनमस्तेजलशायिने ॥
नमस्तेकेशवानंतवासुदेवनमोस्तुते ॥१३३॥
वासुनाद्वासुदेवस्यवासितंभुवनत्रयम् ॥
सर्वभूतनिवासोसिवासुदेवनमोस्तुते॥१३४॥
नमोब्रह्मण्यदेवायगोब्राह्मणाहितायच ॥

जगद्धितायकृष्णायगोविंदायनमोनमः।१३५।
आकाशात्पतितंतोयंयथागच्छतिसागरम् ॥
सर्वदेवनमस्कारःकेशवंप्रतिगच्छति ॥१३६॥
एषानिष्कंटकःपंथायत्रसंपूज्यतेहरिः ॥
कुपथंतंविजानीयाद्गोविंदरहितागमम् १३७।
सर्ववेदेषुयत्पुण्यंसर्वतीर्थेषुयत्फलम् ॥
तत्फलंसमवाप्नोतिस्तुत्वादेवंजनार्दनम्।३८।
योनरःपठतेनित्यंत्रिकालंकेशवालये ॥
द्विकालमेककालंवाक्रूरंसर्वंव्यपोहति ॥१३९॥
दह्यंतेरिपवस्तस्यसौम्याःसर्वेसदाग्रहाः ॥
विलीयंतेचपापानिस्तवेह्यस्मिन्प्रकीर्तिते ४०
नध्यातःश्रुतोयेनयेनायंपठितःस्तवः ॥
दत्तानिसर्वदानानिसुराःसर्वेसमर्चिताः।१४१।

इहलोकेपरेवापिनभयंविद्यतेक्वचित् ॥
नाम्नासहस्त्रंयोऽधीतेद्वादश्यामममसन्निधौ ४२
सनिर्दहतिपापानिकल्पकोटिशतानिच ॥
अश्वत्थसन्निधौपार्थकृत्वमन्यासिकेशवम्।४३॥
पठेन्नामसहस्त्रंतुगवांकोटिफलंलभेत् ॥
शिवालयेपठेन्नित्यंतुलसीवनसंस्थितः।१४४॥
नरोमुक्तिमवाप्नोतिचक्रपाणेर्वचोयथा ॥
ब्रह्महत्यादिकंपापंसर्वंसद्योविनश्यति॥१४५।

॥इतिश्रीमहाभारते शतसहस्त्रसंहितायांवैया
सिक्यांआनुशासनिकेपर्वणिदानधर्मेभीष्म
युधि ष्ठिरसंवादे श्रीविष्णोर्दिव्यसहस्त्र
नामस्तोत्रंसमाप्तम्श्रीकृष्णार्पणमस्तु ॥

# ॥ अथश्रीभीष्मस्तवराज प्रारंभ ॥

॥ श्रीगणेशायनमः ॥ श्रीगोपालकृष्णायनमः ॥

॥ जनमेजय उवाच ॥

शरतल्पेशयानस्तुभारतानांपितामहः ॥
कथमुत्सृष्टवान्देहंकंचयोगमधारयत् ॥१॥

જન્મેજય કહે છે.

બાણશય્યા ઉપર સુતેલા કૌરવ પાંડવના વૃદ્ધદાદા ભીષ્મપીતામહ તેમણે કયા યોગને ધારણ કરી પોતાના દેહનો ત્યાગ કરતા હવા. ॥૧॥

॥ वैशंपायन उवाच ॥

शृणुष्वावहितोराजन्शुचिर्भूत्वासमाहितः ॥
भीष्मस्यकुरुशार्दुलदेहोत्सर्गंमहात्मनः ॥२॥

વૈશંપાયન કહેછે હે કૌરવોમાં સિંહ જેવા જન્મેજયરાજા માહાત્મા એવા ભીષ્મપીતામહે જે રીતે દેહ ત્યાગ કર્યો તે કથા તમે પવિત્ર થઇ રૂડે પ્રકારે

સાંભળો. ॥२॥

निवृत्तमात्रेत्वयनउतरेवौदिवाकरे ॥
समावेशयदात्मानमात्मन्येवसमाहितः ॥३॥

જ્યારે ઉત્તરાયનના સૂર્ય થયા ત્યારે રૂડે પ્રકારે પરમાત્માની સાથે પોતાના આત્માની એકત્રતા કરતા હવા. ॥३॥

शुक्लपक्षस्यचाष्टम्यांमाघमासस्यपार्थिव ॥
प्रजापत्येचनक्षत्रेमध्यंप्राप्तेदिवाकरे ॥४॥

હે રાજા માહા શુદી આઠમને દિવસે રોહિણી નક્ષત્ર છતે મધ્યાન્હકાળના સૂર્ય હતા. ॥४॥

विकीर्णांशुरिवादित्योभीष्मःशरशतैश्चितः ॥
शुशुभेपरयालक्ष्म्यावृतोब्राह्मणसत्तमैः ॥५॥

જેમ સૂર્યનારાયણ પોતાનાં પ્રકાશિત કીરણો વડે કરીને શોભે છે તેમ બાણશય્યામાં સુતેલા અને પછાડી બ્રાહ્મણોએ વિંટાએલા ભીષ્મપીતામહ ઘણી શોભાવડે શોભતા હવા. ॥५॥

व्यासेनवेदविदुषानारदेनसुरर्षिणा ॥

देवरातेनवात्स्येनतथातेनसुमंतुना ॥६॥

વેદને જાણુનાર વ્યાસમુનિ તથા દેવતાઓના ઋષિ નારદમુનિ, દેવરાતમુનિ, વાત્સ્યમુનિ, સુમંતુ.

तथाजैमिनिनाचैवपैलेनचमहात्मना ॥
शांडिल्यदेवलाभ्यांचमैत्रेयेणचधीमता ॥७॥

જૈમિનિ, પૈલ શાંડિલ, દેવલ, તથા બુદ્ધિમાન મૈત્રેય. ॥७॥

असितेनवसिष्टेनकौशिकेनमहात्मना ॥
हारितरोमशाभ्यांचतथात्रेयेणधीमता ॥८॥

અસિત, વશિષ્ટ, કૌશક, હારિત, રોમશ, આત્રેય. ॥ ८ ॥

बृहस्पतिश्चशुक्रश्चच्यवनश्चमहामुनिः ॥
सनत्कुमारकपिलौवाल्मीकिस्तुंबुरुः कुरुः॥९॥

બ્રહસ્પતિ, શુક્રાચાર્ય, ચ્યવન, સનત્કુમાર, કપિલ, વાલ્મિક, તુંબુરૂ, કુરૂ. ॥९॥

मौद्गल्योभार्गवोरामस्तृणबिंदुर्महामुनिः ॥

पिप्यलादश्चवायुश्चसंवतःपुलहःकचः॥१०॥

મૌદ્દલ્ય, ભાર્ગવારામ, તૃણબિંદુ, પિપ્પલાદ, વાયુ, સંવર્ત્ત, પુલહ, કચ. ॥૧૦॥

कश्यपश्चपुलस्त्यश्चक्रतुदक्षःपराशरः॥

मरीचिरंगिराःकण्वोगौतमोगालवोमुनीः ११॥

કશ્યપ, પુલસ્ત્ય, ક્રૃતુ, દક્ષ, પરાશર, મરીચિ, અંગિરા, કણ્વ, ગૌતમ, ગાલવમુનિ. ॥૧૧॥

धौम्योविभांडोमांडव्योधौम्रःकृष्णानुभौतिक

उलुकःपरमोविप्रोमार्कंडेयोमहामुनिः ॥१२॥

ધૌમ્ય, વિભાંડ, માંડવ્ય, ધૌમ્ર. કૃષ્ણ, અનુભૌતિક, ઉલુક, પરમા, વિપ્ર, માર્કંડેયમુનિ.॥૧૨॥

भास्करःपूरणःकृष्णःसूरःपरमधार्मिकः॥

शैव्येनयाज्ञवल्क्येनशंखेनालिखितेनच॥१३॥

ભાસ્કર, પૂર્ણ, કૃષ્ણ, પરમધર્મવાળા સૂત, શૈબ્ય, યાજ્ઞ વલ્કય, શંખ, લિખિત. ॥૧૩॥

एतैश्चान्यैर्मुनिगणैर्महाभागैर्महात्माभिः॥

श्रद्धादमपुरस्कारैर्वृतश्चंद्रइवग्रहैः ॥१४॥

એ અને બીજા મોટા ભાગ્યવાળા અને મહાત્મા અને શ્રદ્ધાવાળા તથા પ્રાણાયામાદિ નિયમને જાણનારા મુનિઓ આસપાસ વિંટાઇને બેઠા હતા તેથી ગ્રહોએ વિંટાયલો ચંદ્રમા જેમ શોભે તેમ ભીષ્મપીતામહ શોભતા હવા ॥૧૪॥

भीष्मस्तुपुरुषव्याघ्रकर्मणामनसागिरा ॥
शरतल्पगतःकृष्णंप्रदध्यौप्रांजलिःशुचिः१५।

પુરૂષોમાં વાઘ જેવા અને બાણશય્યામાં સુતેલા ભીષ્મપીતામહ ક્રિયાઓ અર્પણ કરવા વડે કરીને મનવડે કરીને અને વાચાવડે કરીને તથા હાથ જોડીને શ્રી કૃષ્ણ ભગવાનનુ ધ્યાન કરતા હવા.૧૫

स्वरेणत्दृष्टपुष्टेनतुष्टावमधुसूदनम् ॥
योगेश्वरंपद्मनाभंविष्णुंजिष्णुंजगत्प्रभुम्१६॥

યોગોના સ્વામી જેનું નાભિકમળ કમળના સરખુ છે એવા અને જગતના પાળનાર વિષ્નુની મોટા સ્વરથી સ્તુતી કરતા હવા. ॥૧૬॥

कृतांजलिःशुचिर्भूत्वावाग्विदांप्रवरःप्रभुः ॥
भीष्मःपरमधर्मात्मावासुदेवमथास्तुवत् १७

વાણીને બોલી જાણનારાઓમાં શ્રેષ્ટ તથા પરમધર્મિષ્ટ આત્માવાળા ભીષ્મપીતામહ પવિત્ર થઇ હાથ જોડી વાસુદેવ ભગવાનની સ્તુતિ કરતા હવા. ॥ ૧૭ ॥

॥ भीष्म उवाच ॥

आरिराधियिषुःकृष्णंवाचंजिगादिषाम्यहम् ॥
तयाव्यासस्मासिन्याप्रीयतांपुरुषोत्तमः ।१८।

ભીષ્મ કહે છે. સ્તુતિ કરવાને ઇચ્છતો એવો હું મારી વાણીથી શ્રીકૃષ્ણ ભગવાનનું વર્ણન કરૂં છુ માટે વ્યાસમુનિની આપેલી તે વાણીવડે કરી પુરૂષોત્તમ ભગવાન મારા ઉપર પ્રસન્ન હો. ૧૮

शुचिंशुचिपदंहंसंतत्पदंपरमेष्ठिनम् ॥
मुक्त्वासर्वात्मनात्मनंतंप्रपद्येप्रजापतिम्।१९।

પવિત્રને પવિત્ર સ્થાનકવાળા હંસને તત્પ-

દને પરમેષ્ઠિને સર્વ પ્રકારથી આત્માને છુટો કરી પ્રજાના અધ્યક્ષને શરણે પડયોછુ. ॥૧૯॥

अनाद्यंततत्परंब्रह्मनदेवानर्षयोविदुः ॥
एकाऽयंभगवान्देवोधातानारायणोहरिः२०।

તે આદિ રહિત બ્રહ્મને દેવ તથા રૂષિઓ જાણતા નથી એવા એક પાલણ કરનાર ભગવાન નારાયણ હરિ છે. ॥૨૦॥

नारायणादृषिगणास्तथासिद्धमहोरगाः ॥
देवादेवर्षयश्चैवतंविदुःपरमव्ययम् ॥२१॥

અને તે નારાયણથી સિદ્ધિલોક રૂપિલોક તથા ઉરગલોક, તથા દેવ રૂષિઓ તથા દેવતાઓ ઉત્પન્ન થયા છે અને તે આવરણરહિત નારાયણનેજ જાણે છે. ॥૨૧॥

देवदानवगंधर्वायक्षराक्षसपन्नगाः ॥
यंनजानंतिकोह्येषःकुतोवाभगवानिति॥२२॥

દેવ દાનવ, ગંધર્વ, સિદ્ધ, ચારણ અને પંનગ

એ જેને જાણુતા નથી કે ભગવાન કોના થકી ઉ-
ત્પન્ન થયા છે. ॥૨૨॥

यस्मिन्विश्वानिभूतानितिष्ठंतिचाविशंतिच ॥
गुणभूतानिभूतशेसूत्रेमणिगणाइव ॥२३॥

જેનામાંથી આ વિશ્વ અને નાના પ્રકારના
ગુણુવાળા પદાર્થો ઉત્પન્ન થયા છે. અને લય થાય
છે. જેમ સુતરથી મણીઓ પરોવાઇને રહેલા છે.
તવી રીતે. ॥૨૩॥

यस्मिन्नित्यततेतंतौदृढेस्त्रगिवातिष्ठाति ॥
सदसद्ग्राथितंविश्वंविश्वांगेविश्वकर्माणि ।२४॥

જેમ મજબુત સુતરના દોરાથી પરોવાયલી
ફુલની માળા છે તેમ જેનુ કર્મ જગત ઉત્પન્ન કર-
વાનું છે, એવા જગત શરીરવાળા અને ઉત્પત્તિ
નાશ વગરના પરમાત્મામાં આ વિશ્વ સત્ અને
અસત પદાર્થથી ઢંકાઇને રહેલું છે. ॥૨૪॥

हरिर्सहस्त्राशिरसंसहस्त्रचरणेक्षम् ॥
सहस्त्रबाहुमुकुटंसहस्त्रवदनोज्ज्वलम् ॥२५॥

સહસ્ત્ર મસ્તકવાળા, સહસ્ત્ર ચરણવાળા, સહસ્ત્ર નેત્રવાળા, સહસ્ત્ર હાથવાળા, સહસ્ત્ર મુગટવાળા, અને સહસ્ત્ર મોઢાંથી શોભાયમાન ભગવાનને.

प्राहुर्नारायणंदेवंयंविश्वस्यपरायणम् ॥
आणियसामणीयांसंस्थाविष्ठंचस्थवयिसाम् ॥
गरीयसांगरिष्टंचश्रेष्टंचश्रेयसामापि ॥२६॥

વિશ્વના આધાર નાનામાં નાના અને સ્થીતિવાળા પદાર્થોમાં સ્થીર અને નારાયણ જેને કહે છે. ॥૨૬॥

यंवाकेष्वनुवाकेषुनिषत्सूपानिषत्सुच ॥
गृणंतिसर्वकर्माणंसत्यंसत्येपुसामसु ॥२७॥

મોટામાં મોટા અને હિતકારીમાં પણ હેતસ્વી, વાકયમાં વિવાદમાં વેદ અને વેદાંતમાં પણ જે મુખ્ય છે. ॥૨૭॥

चतुर्भिश्चतुरात्मानंसत्वस्थसांत्वतांपातिम् ॥
यंदिव्यैर्देवमर्चातिगुह्येःपरमनामभिः ॥२८॥

એક એવા ચારમાં ચારપણા વડે કરીને ર-
હેલા સત્યમાં રહેલા અને ભકતોનું પાલણ કરનાર
તથા સર્વ કર્મના કહેનાર અને સત્યમાં તથા સમજ-
ણમાં સત્યપણાથી રહેલા. ॥૨૮॥

यस्मिन्नित्यंतपस्तप्तंयदंगेष्वनुतिष्ठति ॥
सर्वात्मासर्वविस्सर्वःसर्वगःसर्वभावनः ॥२९॥

જે દેવને પ્રકાશીત ગુહ્ય અને મોટાં નામવડે
કરીને પુજે છે નિત્ય તપ વડે કરીને તપાયલાં ત-
પસ્વીઓનાં શરીર જેના શરીરમાં રહેલાં છે. ૨૯

यंदेवंदेवकीदेवीवसुदेवादजीजनत् ॥
भूमेश्चब्रह्मणोगुप्त्यैदीप्तमग्निमिवारणिः॥३०॥

સર્વના આત્મા સર્વને જાણનાર સર્વ સ્વરૂપ
સર્વની સંભાવના કરનાર સર્વ સ્થાનમાં ગયેલા જે
દેવને વસુદેવ દેવથી દેવકી સ્ત્રી ઉત્પન્ન કરતાં હતાં.

यमनन्योव्यपेताशीरात्मानंवीतकल्मषम् ॥
इष्ट्वाऽनंत्यायगोविंदंपश्यत्यात्मानमात्मनि ॥

લાકડામાં પ્રકાશીત અગ્નીની પેઠે પૃથ્વી અને

પ્રહ્માનું રક્ષણ કરવા ગુપ્ત રહેલા જેના આત્માને સુખ આપનાર બીજો નથી જેનો આત્મા દુઃખથી રહિત છે. ॥૩૧॥

अतिवाय्विंद्रकर्माणमातिसूर्याग्नितेजसम् ॥
अतिबुद्धींद्रियात्मनंतंप्रपद्येप्रजापातिम्॥३२॥

એવા અનંત ભગવાનને પુજવાથી આત્મામાં રહેલા પરમાત્માને ગોવિંદને દેખે છે. વાયુના આધાર ઇંદ્રીઓના અને કર્મના આધાર સૂર્ય અગ્નિ અને તેજના આધાર.॥૩૨॥

पुराणेपुरुषंप्रोक्तंब्रह्मप्रोक्तंयुगादिषु ॥
क्षयेसंकर्षणंप्रोक्तंतमुपास्यमुपास्महे ॥३३॥

બુદ્ધીના આધાર તથા ઇંદ્રીયોના આધાર એવા પરમાત્મા અને પ્રજાના સ્વામિને નમસ્કાર કરૂં છું પુરાણમાં પુરૂષ જેને કહેલા છે. અને યુગોમાં બ્રહ્મ જેને કહેલા છે. ॥૩૩॥

यमेकंबहुधात्मानंप्रादुर्भूतमधोक्षजम् ॥
नान्यंभक्ताःक्रियावंतोयजंतेसर्वकामदम्।३४।

અને ક્ષયમાં સંકર્ષણ જેને કહેલા છે એવા તમારી ઉપાસના કરીને તમને પામુછું જે પોતે એક હોઇને બહુ પ્રકારે પ્રગટ થએલા છે એવા ભગવાનને. ॥૩૪॥

यंप्राहुर्जगतःकोशंमस्मिन्सन्निहिताःप्रजाः॥
यस्मिन्लोकाःस्फुरंतीमेजलेशकुनयोयथा३५

જેને ક્રિયાવાળા ભક્તો નહીં જાણવાથી સર્વ કામનાઓને આપનાર રૂપે ભગવાનને પુજે છે જેને જગતના નિવાસરૂપ કહે છે અને જેમાં સર્વ પ્રજાઓ નાશ પામેલી છે. ॥૩૫॥

ऋतमेकाथरंब्रह्मसत्तत्सदसतःपरम्॥
आनादिमध्यपर्यंतंनदेवानर्षयोविदुः॥३६॥

જેમ જળમાં તરંગ ઉત્પન્ન થાયછે, અને લય થાય છે. તેમ જેને વિશે આ લોક ઉત્પન્ન થએલું છે એવા અને સત્ય સ્વરૂપ નાશ નહીં પામનાર અને બ્રહ્મ સ્વરૂપ તથા સત અસત પદાર્થથી રહિત એવા ને. ॥૩૬॥

मसुरासुरगंधर्वाःससिद्धर्षिमहोरगाः ॥
प्रयतानित्यमर्चंतिपरमंदुःखभेषजम् ॥३७॥

જેના આદિ મધ્ય અને અંત તેને દેવતાઓ પણ બરાબર જાણતા નથી તથા દેવ, દૈત્ય, ગંધર્વ, રાક્ષસ અને ઉરગલોક પણ. ॥૩૭॥

अनादिनिधनंदेवमात्मयोनिंसनातनम् ॥
अवितर्क्यमविज्ञेयंहरीनारायणंप्रभुम् ॥३८॥

પોતાના દુખને ટાળનાર પરમ અમૃતરૂપ અને ઉત્પત્તિ નાશ વગરના તથા પોતાના થકી જેની ઉત્પત્તિ છે એવા નીરંતર ભગવાનને યત્નથી હમેશાં પુજે છે. ॥૩૮॥

यंवैविश्वस्यकर्तारंजगतस्तस्थुषांपतिम् ॥
वदंतिजगतोऽध्यक्षमक्षरंपरमंपदम् ॥३९॥

ન કળ્યામાં આવે તેવા અને ન જાણ્યામાં આવે તેવા વિશ્વના ઉત્પન્ન કરનાર, તથા સ્થચરાચર જગતના અધિપતિ નારાયણ ભગવાનને. ૩૯

हिरण्यवर्णोयोगर्भोऽदितेर्दैत्यानिषूदनः ॥

एकोद्वादशधाजज्ञेतस्मैसूर्यात्मनेनमः ॥४०॥

જેને જગતના અધિપતિ કહે છે નાશ વગર-ના ને પરમ પદને તથા દૈત્યને નાશ કરનાર અને સુવર્ણના સરખા તેજસ્વી દિતિના ગર્ભને. ॥૪૦॥

शुक्लेदेवान्पितृन्कृष्णेतर्पयत्यमृतेनयः ॥
यश्चराजाद्विजातीनांतस्मैसोमात्मनेनमः ॥

જે પોતે એક હોઇને બાર પ્રકારે ઉત્પન્ન થ-એલા છે એવા સુર્યના આત્માને તથા શુકલપક્ષમાં દેવતાઓને અને કૃષ્ણપક્ષમાં પિત્રીઓને અમૃતથી જે તૃપ્ત કરેછે તેમને નમસ્કાર કરૂંછું. ॥૪૧॥

महतस्तमसःपारेपुरुषंह्यातितेजसम् ॥
यंज्ञात्वामृत्युमत्योतितस्मैज्ञेयात्मनेनमः॥४२॥

જે બ્રાહ્મણોનો રાજા છે એવા ચંદ્રમાને ન-મસ્કાર કરૂંછું. ઘણા અંધકારથી છેટે રહેલા અતિ તેજસ્વિ પુરૂષને નમસ્કાર કરૂંછું ॥૪૨॥

ऋग्यजुःसामाथर्वाणंदशार्द्धहविरात्मकम् ॥
यंसप्ततंतुंतन्वंतितस्मैयज्ञात्मनेनमः ॥४३॥

જેને જાણવાથી મૃત્યુ નાશ પામે છે એવા જ્ઞાનના આત્માને નમસ્કાર કરૂંછું રૂગવેદ, યજુર્વેદ અને સામવેદના સ્વરૂપવાળાને પાંચ પ્રકારનું હવિષ્યાન જેનું છે. ॥૪૩॥

**यंब्रह्तब्रह्त्युक्थंयमिनोयंमहाध्वरं ॥**
**यंविप्रसंघागायंतितस्मैवेदात्मनेनमः ॥४४॥**

તથા યમાદિને જાણનારા બ્રાહ્મણો યજ્ઞમાં ઘણે પ્રકારે રહેલા પરમાત્માને ઘણા પ્રકારથી પુજે છે તથા જેને બ્રાહ્મણોનાં ટોળાં ગાય છે એવા વેદના આત્માને નમસ્કાર કરૂંછું. ॥૪૪॥

**चतुर्भिश्चचतुर्भिश्चद्वाभ्यांपचंभिरेवच ॥**
**हुयतेचपुनर्द्वाभ्यांतस्मैहोमात्मनेनमः ॥४५॥**

જેનાથી સાત તંતુઓ વિસ્તાર પામેલા છે એવા યજ્ઞના આત્માને નમસ્કાર કરૂંછુ ચારવડે કરીને અને બીજીવાર ચારવડે કરીને અને પછી બેવડે કરીને પછી પાંચવડે કરીને પછી બેવડે કરીને જે હોમ કરે છે એવા હોમના આત્માને નમસ્કાર કરૂંછુ. ॥૪૫॥

यःसुपर्णोयजुर्नामछंदोगात्रस्त्रिवृच्छराः ॥
रथंतरंबृहत्सामतस्मैस्तोत्रात्मनेनमः ॥४६॥

જે યજુ નામના વાહનને વેદમય અવયવો છે તથા ત્રણ મસ્તક છે તથા ઘણી બુદ્ધિ જેનામાં છે એવા અને રથના મધ્યમાં રહેલા સ્તોત્રના આ-ત્માને નમસ્કાર કરૂછુ. ॥૪૬॥

यंःसहस्त्रसमेसत्रेयज्ञोविश्वसृजामृषिः ॥
हिरण्यपक्षःशकुनिस्तस्मैतार्क्ष्यात्मनेनमः ४७

જ્યારે બ્રહ્માએ સઘળા રૂષીઓની સભા કરી યજ્ઞ કર્યો ત્યારે સોનાના સરખી પાંખ જેણે ધારણ કરી ગરૂડનું સ્વરૂપ ધારણ કર્યું હતુ એવા ગરૂડના આત્માને નમસ્કાર કરૂછુ. ॥૪૭॥

पदांगसांधपर्वाणंस्वरव्यंजनभूषणम् ॥
यमाहुश्चाक्षरंनित्यंतस्मैवागात्मनेनमः॥४८॥

પદ જેના અંગ છે જોડાક્ષર જેના અવયવ છે સ્વર અને વ્યંજન જેનાં આભુષણ છે એવા અને જેને નીત્ય નાશ વગરના કહે છે એવા વાણીના

આત્માને નમસ્કાર કરૂંછું. ॥૪૮॥

**यज्ञांगोयोवराहोवैभूत्वागामुज्जहारह ॥**
**लोकत्रहितार्थायतस्मैवीर्यात्मनेनमः ॥४९॥**

યજ્ઞના શરીરને ધારણ કરનાર જે પરમાત્મા લોકના હીતને અર્થે વરાહનું શરીર ધારણ કરી રસાતળમાં ગએલા પૃથ્વીને તાંણી લાવનાર પરાક્રમી આત્માને નમસ્કાર કરૂંછું ॥૪૯॥

**यःशेतेयोगमास्थायपर्यंकेनागभूषिते ॥**
**फणासहस्त्ररचितेतस्मैनिद्रात्मनेनमः ॥५०॥**

નાગની હજાર ફણાઓએ શુશોભિત રચેલી પલંગ ઉપર યોગ ધારણ કરી સુનાર નિદ્રાના આત્માને નમસ્કાર કરૂંછું ॥૫૦॥

**यश्चिनोतिसतांसेतुम्रृतेनाम्रृतयोनिना ॥**
**धर्मार्थंव्यवहारार्थंतस्मैसत्यात्मनेनमः ॥५१॥**

અમૃતમાંથી ઉત્પન્ન થએલી મૃતીકા વડે કરીને ધર્મને અર્થે અથવા વ્યવહારને અર્થે સતપુરૂષોનો માર્ગ બાંધેછે એવા સત્યના આત્માને નમ-

સ્કાર કરૂં છું ॥૫૦॥

यंपुनर्धर्मचरणाःपृथग्धर्मफलैषिणः ॥
पृथग्धर्मैःसमर्चंतितस्मैधर्मात्मनेनमः॥५२॥

ફરીને ધર્મ માર્ગને આચરનારા જુદા જુદા ધર્મમાં જુદા જુદા ફળની ઇચ્છાથી જુદા જુદા ધર્મ વડે કરીને જેને પુજે છે એવા ધર્મના આત્માને નમસ્કાર કરૂં છું ॥૫૨॥

यतःसर्वेप्रसूयंतेह्यनंगाश्चैवदेहिनः ॥
उन्मादःसर्वभूतानांतस्मैकामात्मनेनम.।५३॥

જે મનુષ્યોના શરીરથી કામ ઉત્પન્ન થાયછે. અને તે કામદેવથી આ વિશ્વ ઉત્પન્ન થએલું છે એવા સર્વ પ્રાણી માત્રનાં મનને મદ ચઢાવનાર કામને નમસ્કાર કરૂં છું ॥૫૩॥

यत्तद्व्यक्तस्थमव्यक्तंविचन्वंतिमहर्षयः ॥
क्षेत्रेक्षेत्रज्ञमासीनंतस्मैक्षेत्रात्मनेनमः ॥५४॥

માયાને અભિવ્યાપિને રહેલા જે પરમાત્માને મોટા રૂષીઓ ખોળેછે એવા અને ક્ષેત્રમાં ક્ષેત્રને

જાણનાર રહેલા પરમાત્માને નમસ્કાર કરૂં છું ॥૫૪॥

यंत्रिधात्मानमात्मस्थंवृतंषोडशभिर्गुणः ॥
प्राहुःसप्तदशंसांख्यास्तस्मैसांख्यात्मनेनमः

જે પોતાના આત્માને ત્રણ પ્રકારે કરીને આત્મામાં રહેલાછે તથા સોળ ગુણ વડે કરીને વિંટાયલા છે તથા જેને સાંખ્ય યોગવાળા સત્તરમા કહેછે એવા સાંખ્યના આત્માને નમસ્કાર કરૂં છું.

यंविनिद्राजितश्वासाःशांतादांताजितेंद्रियाः
ज्योतिःपश्यंतियुजानास्तस्मैयोगात्मनेनमः॥

જેને નિદ્રા ત્યાગ કરી શ્વાસોશ્વાસ જીતનારા શાંત ગુણવાળા ઈંદ્રીયોને જીતનારા તથા ડહાપણ વાળા પુરૂષો જ્યોતિ સ્વરૂપે જુએછે એવા યોગના આત્માને નમકાર કરૂં છું ॥૫૬॥

अपुण्यपुण्योपरमेयंपुनर्भवनिर्भयाः ॥
शांताःसंन्यासिनोयांतितस्मैमोक्षात्मनेनमः॥

અપવિત્રને પવિત્ર કરનારા પરમાત્મામાં ફરી જન્મ થવા સંબંધીનો ભય ત્યાગ કરનારા શાંત

ગુણવાળા સન્યાસીઓ પ્રવેશ કરેછે એવા મોક્ષને આપનારા પરમાત્માને નમકાર કરૂંછું ॥૫૭॥

योसौयुगसहस्रांतेप्रदीप्तार्चिर्विभावसुः ॥
सक्षोभयातिभुतानितस्मैघोरात्मनेनमः॥५८॥

જે અતિ સ્વરૂપે એવા સહસ્રયુગ જવા પછી પોતાની જ્વાળાતે પ્રકાશ કરી સર્વ ભુતનો ક્ષય કરેછે એવા ભયંકર આત્માને નમસ્કાર કરૂંછું ૫૮

संभक्ष्यसर्वभूतानिकृत्वाचैकार्णवंजगत् ॥
बालःस्वपितियश्चैकस्तस्मैमायात्मनेनमः ५९

સર્વ પદાર્થને ભસ્મ કરી જગતને એક સમુદ્ર રૂપ કરી બાળક સ્વરૂપે જે એકલા સુવેછે એવા માયાના આત્માને નમસ્કાર કરૂંછું ॥૫૯॥

अजस्यनाभयांसंभूतंयस्मिन्विश्वंप्रातिष्टितम् ॥
पुष्करंपुष्कराक्षस्यतस्मैपद्मात्मनेनमः॥६०॥

બ્રહ્માની નાભીથી ઉત્પન્ન થએલું અને જેમાં જગત રૂડે પ્રકારે રહેલું છે એવા કમળને તથા

કમળના સરખાં જેનાં નેત્રછે એવા કમળના આ-
ત્માને નમસ્કાર કરૂંછું ॥૬૦॥

सहस्त्रशिरसेचैवपुरुषायामितामने ॥
चतुःसमुद्रपर्यंकेयोगनिद्रात्मनेनमः ॥६१॥

હજાર માથાવાળા તથા જેના આત્માનો પાર
નથી એવા અને ચાર સમુદ્રના મધ્યમાં પલંગ ઉપર
સુતેલા એવા નિદ્રાના આત્માને નમસ્કાર કરૂંછું.

यस्यकेशेषुजीमुतानाद्यःसर्वांगसांधिषु ॥
कुक्षौसमुद्राश्चत्वारस्तस्मैतोयात्मनेनमः ॥६२॥

જેના વાળમાં પર્વત રહેલાછે અને જેના સર્વ
અંગના સાંધાઓમાં નદીઓ રહેલી છે અને જેની
કુખમાં ચાર સમુદ્ર રહેલાછે એવા જળના અત્માને
નમકાર કરૂંછું ॥૬૨॥

यस्मात्सर्वाःप्रसूयंतेसर्गप्रलयाविक्रियाः ॥
यस्मिंश्चैवप्रलीयंतेतस्मैहेत्वात्मनेनमः ॥६३॥

જેનાથી ઉત્પત્તિ અને લય કરનારા સર્વ વિ-
કારો ઉત્પન્ન થયાછે અને તે વિકારો જેમાં લય પા

મ્યાછે એવા હેતુના આમાને નમસ્કાર કરૂં છું ૬૩

योनिषण्णोभवेद्रात्रौदिवाभवतिधिष्ठितः ॥
इष्टानिष्टस्यचद्रष्टातस्मैद्रष्ट्रात्मनेनमः ॥६४॥

જે સુવેછે ત્યારે રાત થાય છે. અને ઉઠે છે. ત્યારે દીવસ થાયછે ગમતા અને અણગમતા પદાર્થના જોનાર એવા જોનારના આત્માને નમસ્કાર કરૂં છું ॥૬૪॥

अकुंठंसर्वकार्येषुधर्मकार्यार्थमुद्यतम् ॥
वैकुंठस्याहितद्रुपंतस्मैकार्यात्मनेनमः ॥६५॥

સર્વ કામમાં પ્રવેશ કરેલા અને ધર્મ કામમાં ઉદ્યોગ કરનાર તથા વૈકુંઠના રૂપવાળા કાર્યના આત્માને નમસ્કાર કરૂં છું ॥૬૫॥

विभज्यपंचधात्मानंवायुभूतःशरीरगः ॥
यश्चेष्ठयतिभूतानितस्मैवाय्वात्मनेनमः॥६६॥

વાયુ માત્ર શરીરને ધારણ કરનાર પાંચ પ્રકારે પોતાના આત્માને વેહેંચીને જે ભુત માત્રની ક્રીયાઓ કરેછે એવા વાયુના આત્માને નમસ્કાર

કરેછે ॥૬૬॥

ब्रह्मवक्त्रंभुजौक्षत्रंकृत्स्नमुरूदरंविशः ॥
पादौयस्याश्रिताःशूद्रास्तस्मैवर्णात्मनेनमः॥

બ્રાહ્મણ જેનું મોઢુંછે ક્ષત્રી જેના હાથછે વૈશ્ય જેની છાતી અને પેટછે અને શુદ્ર જેના પગને આ શ્રયે છે એવા વર્ણના આત્માને નમસ્કાર કરૂં છું.

युगेष्वावर्तमानेषुमासर्त्वयनहायनैः ॥
सर्गप्रलययोकर्तातस्मैकालात्मनेनमः॥६८॥

અનુક્રમે વર્તતા એવા યુગયુગ પ્રત્યે માસ રૂતુ અને વરસ વડે કરીને ઉત્પત્તિ અને લયના કરનાર કાળના આત્માને નમસ્કાર કરૂં છું ॥૬૮॥

यस्याग्निरास्यंद्यौर्मुर्धाखंनाभिश्चरणौक्षिति ॥
सूर्यश्चक्षुर्दिशःश्रोत्रेतस्मैलोकात्मनेनमः॥६९॥

અગ્ની જેના મુખમાંછે સ્વર્ગ જેના માથા ઉપરછે આકાશ જેના નાભિસ્થાનમાં છે પૃથ્વી જેની પગના સ્થાનછે સૂર્ય જેના નેત્ર સ્થાને છે. દીશાઓ

જેના કાનને સ્થાનેછે એવા લોકના આત્માને નમસ્કાર કરૂં છું ॥૬૯॥

परःकालात्परोयज्ञात्परात्परतरोहियः ॥
अनादिरादिर्विश्वस्यतस्मैविश्वात्मनेनमः ७०।

શ્રેષ્ટ કાલથી શ્રેષ્ટ યજ્ઞથી શ્રેષ્ટ અને શ્રેષ્ટથી પણ શ્રેષ્ટ અને જેના પ્રથમ કોઈ નથી એવા અને વિશ્વના આદિ એવા વિશ્વમા આત્માને નમસ્કાર કરૂં છું ॥૭૦॥

विषयेवर्तमानोयंतंवैशेषिकनिर्गुणैः ॥
प्राहुर्विषयगोप्तारंतस्मैगोप्त्रात्मनेनमः॥७१॥

વિશેષ એવા નિર્ગુણ સ્વભાવવડે કરીને જે વિશયમાં વર્તમાન છે અને વિષયથી રક્ષણ કરનાર જેને કહે છે એવા રક્ષણ કરનારના આત્માને નમસ્કાર કરૂં છું ॥૭૧॥

अन्नपानेंधनमयोरसप्राणविवर्धनः ॥
योधारयतिभूतानितस्मैप्राणात्मनेनमः॥७२॥

અન્નમય, પ્રાણમય, અગ્નિમય અને રસ અને પ્રાણની વૃદ્ધિકરનાર અને જે જીવોને આધાર આપે છે તે પ્રાણ ના આત્માને નમસ્કાર કરૂં છું.

पिंगक्षणसटंयस्यरुपंदंष्ट्रानखायुधम् ॥
दानवेंद्रांतकरणंतस्मैदृप्तात्मनेनमः ॥७३॥

પીળાં નેત્ર જેનાંછે અથવા પીળી કેશવાળી જેનેછે અને દાઢો તથા નખના આયુધવાળું શરીર જેણે ધારણ કરયું છે એવા અને દાનવોનો નાશક નાર મદોન્મત્ત આત્માવાળાને નમસ્કાર કરૂં છું.

रसातलगतःश्रीमानूनंतोभगवान्विभुः ॥
जगद्धारयतेकृत्स्नंतस्मैवीर्यात्मनेनमः॥७४॥

રસાતળમાં ગએલા અંત વગરના અને શોભાયમાન ભગવાન વિભુ જે જગતને ધારણ કરેછે, એવા પરાક્રમી આત્માને નમસ્કાર કરૂં છું ॥૭૪॥

योमोहयतिभूतानिस्नेहपाशानुबंधनैः ॥
सर्गस्यरक्षणार्थायतस्मैमोहात्मनेनमः ॥७५॥

સૃષ્ટિનું રક્ષણ કરવાને માટે પ્રાણી માત્રને સ્ને-

હના બંધનથી જે મોહ પમાડે છે એવા મોહના આત્માને નમસ્કાર કરૂં છું ॥૭૫॥

भूतलातलमध्यस्थोहत्वातुमधुकैटभौ ॥
उद्धृतायेनवैवेदास्तस्मैमत्स्यात्मनेनमः ॥७६॥

ભુતળ અને અતળના મધ્યમાં રહેલા અને મધુ અને કૈટભ દૈત્યને મારીને વેદ જેણે લઇ લીધા છે એવા મત્સના આત્માવાળા ભગવાનને નમસ્કાર કરૂં છું ॥૭૬॥

ससागरवनांबिभ्रत्सप्तद्वीपांवसुंधराम् ॥
योधारयातिपृष्ठेनतस्मैकूर्मात्मनेनमः ॥७७॥

સમુદ્ર સહવર્તમાન સાત દ્વીપવાળી પૃથ્વીને જે પીઠ ઉપર ધારણ કરેછે એવા કુર્મ સ્વરૂપ ભગવાનને નમસ્કાર કરૂં છું ॥૭૭॥

एकार्णवेहिमग्नांतांवाराहंरूपमास्थितः ॥
उद्दधारमहींयोऽसौतस्मैक्रोडात्मनेनमः ॥७८॥

એક સમુદ્રમાં બુડી ગએલી પૃથ્વીને શુકરનો

અવતાર ધારણ કરી ખેંચી લાવનાર વરાહ સ્વ-
રૂપી ભગવાનને નમ૦ ॥૭૮॥

नारसिंहंवपुःकृत्वयस्त्रैलोक्यभयंकरम् ॥
हिरण्यकशिपुंजघ्नेतस्मैसिंहात्मनेनमः ॥७९॥

ત્રણ લોકને ભય પમાડનાર નરસિંહ સ્વરૂપ
ધારણ કરીને હિરણ્યકશિપુને માર્યો એવા નૃસિંહ
ભગવાનને નમ૦ ॥૭૯॥

वामनंरूपमास्थायबलिंसंयम्यमायया ॥
इमेक्रांतास्त्रयोलोकास्तमैक्रांतात्मनेनमः॥८०॥

ઠીંગણું સ્વરૂપ ધારણ કરીને બળીરાજાને
બાંધી આ ત્રણ લોકને દબાવ્યા એવા આત્માના
વિસ્તાર કરનારને નમસ્કાર કરૂં છું ॥૮૦॥

जमदग्निसुतोभूत्वारामःपरशुधृक्विभुः ॥
सहस्त्रार्जुनहंतैवतस्माउग्रात्मनेनम ॥८१॥

જમદગ્નિના પુત્ર થઇને પરશીને ધારણ કર-
નાર તથા સહસ્ત્રાર્જુનને મારનાર અને બીહામણા
આત્માવાળાને નમકાર કરૂં છું ॥૮૧॥

रामोदाशरथिर्भूत्वापौल्स्त्यकुलनंदनम्॥
जघानरावणंसंख्येतस्मैक्षत्रात्मनेनमः ॥८२॥

દશરથ રાજાના પુત્ર રામચંદ્રજી ઉત્પન્ન થ-
ઇને પૌલસ્ત્યના કુળમાં ઉત્પન્ન થએલા રાવણને
યુદ્ધમાં મારનાર ક્ષત્રીના પુત્રને નમસ્કાર કરૂં છું.

वसुदेवसुतःश्रीमान्वासुदेवोजगत्पतिः ॥
जहारवसुधाभारंतस्मैकृष्णात्मनेनमः ॥८३॥

પ્રતાપી વસુદેવના પુત્ર અને જગતના પતિ
જેમણે પૃથ્વીનો ભાર હરણ કર્યો એવા શ્રીકૃષ્ણ ભ-
ગવાનને નમસ્કાર કરૂં છું ॥૮૩॥

बुद्धरूपंसमास्थायसर्वरूपपरायणः ॥
मोहयन्सर्वभूतानितस्मैमोहात्मनेनमः ॥८४॥

સર્વ રૂપનો સમાવેશ જેમાંછે એવું બુદ્ધરૂપ
ધારણ કરીને સર્વ પ્રાણીઓને જેણે મોહ પમાડયાછે
એવા મોહના આત્માને નમસ્કાર કરૂં છું ॥૮૪॥

हनिष्यतिकलेरंतेम्लेच्छांस्तुरगवाहनः ॥

धर्मसंस्थापनार्थायतस्मैकल्क्यात्मनेनमः ।८५।

ઘોડા ઉપર બેશીને કલિયુગના અંતમાં મ્લેચ્છ યવનોનો નાશ કરી ધર્મ સ્થાપન કરનાર કલંકીના આત્માને નમસ્કાર કરૂં છું ॥૮૫॥

आत्मज्ञानमिदंज्ञानंज्ञात्वापंचस्ववास्थितः ॥
यंज्ञानेनाधिगच्छांतितस्मैज्ञानात्मनेनमः ।८६।

અંતકાળ સમયે આત્માને બોધ કરનારૂ જે આ જ્ઞાન તેને જાણીને જે દેહ ત્યાગ કરેછે તે પરંપદને પામેછે એવા જ્ઞાનના આત્માને નમસ્કાર કરૂં છુ

अप्रमेयशरीरायसर्वतोबुद्धिचक्षुषे ॥
अपारपरिमेयायतस्मैदिव्यात्मनेनमः ॥८७॥

જેના શરીરનો માપ થઇ શકતો નથી બુદ્ધિરૂપી નેત્રવાળી જેની સીમાનો પાર નથી એવા દીવ્ય આત્માને નમસ્કાર કરૂં છું ॥૮૭॥

जटिनेदंडिनेनित्यंलंबोदरशरीरिणे ॥
कमंडलुनिषंगायतस्मैब्रह्मात्मनेनमः ॥८८॥

જટા ધારણ કરનાર દંડ ધારણ કરનાર લાંબું પેટ ધારણ કરનાર તથા મોટા શરીરવાળા કમંડળ ધારણ કરનાર તથા બાણનો ભાથો ધારણ કરનાર બ્રહ્માના પુત્રને નમસ્કાર કરૂં છું ॥૮૮॥

शूलिनेत्रिदशेशायत्रयंबकायमहात्मनेनम ॥
भस्मादिग्धोर्ध्वलिंगायतस्मैरुद्रात्मनेः ॥८९॥

ત્રિશુળ ધારણ કરનારને તથા દેવતાઓના અધિપતીને તથા ભસ્મ જેણે શરીરે ચોપડેલી છે. અને ઉંચું જેનું લિંગછે એવા ભયાનક સ્વરૂપ-વાળા માહાદેવને નમસ્કાર કરૂં છું ॥૮૯॥

चंद्रार्धकृतशीर्षायव्यालयज्ञोपावीतिने ॥
पिनाकशुलहस्तायतस्मैउग्रात्मनेनमः॥९०॥

જેના માથામાં અર્ધોચંદ્ર વિરાજમાનછે તથા સર્પની જનોઇ ધારણ કરેલીછે અને ત્રિશુળ જેના હાથમાંછે એવા ભયંકર સ્વરૂપવાળા આત્માને નમસ્કાર કરૂં છું ॥૯૦॥

पंचभूतात्मभूतायभूतादिनिधनायच॥

अक्रोधद्रोहमोहायतस्मैशांतात्मनेनमः॥९१॥

પંચભુતના આત્માને અને પ્રાણી માત્રનો નાશ કરનારને ક્રોધહિંસા અને મોહ વગરનાને અને શાંત આત્માવાળાને નમસ્કાર કરૂં છું ॥૯૧॥

यस्मिन्सर्वंयतःसर्वंयःसर्वंसर्वतश्चयः ॥
यश्चसर्वमयोदेवस्तस्मैसर्वात्मनेनमः ॥९२॥

જેમાં સર્વ જગત સમાયેલું છે જેથી સર્વ જગત ઉત્પન્ન થએલું છે જે સર્વમાં વ્યાપી રહેલા છે અને સર્વથી નોખા જે રહેલા છે અને જે સર્વ જગતમય રહેલા છે એવા સર્વના આત્માને નમસ્કાર કરૂં છું ॥૯૨॥

विश्वकर्मन्नमस्तेऽस्तुविश्वात्माविश्वसंभवः ॥
अपवर्गस्थभुतानांपंचानांपरतःस्थितः ॥९३॥

હે વિશ્વના આત્મા હે વિશ્વની ક્રિયા કરનાર હે વિશ્વને ઉત્પન્ન કરનાર તથા પ્રાણી માત્રને મોક્ષ આપનાર તથા પંચમહાભુતથી નોખા રહેનાર તમને નમસ્કાર કરૂં છું ॥૯૩॥

नमस्तेत्रिषुलोकेषुनमस्तेपरतास्त्रिषु ॥
नमस्तेत्रिषुसर्वेषुत्वंहिसर्वमयोनिधिः ॥९४॥

ત્રણ લોકમાં અભિવ્યાપીને રહેલા તથા ત્રણ લોકથી નોખા રહેલા તથા ત્રણ લોકમાં રહેલા તમને નમસ્કાર કરૂં છું તમે સર્વમય તથા સર્વના ભંડારછે ॥૯૪॥

नमस्तेभगवन्विष्णोलोकानांप्रभवाप्यय ॥
त्वंहिकर्ताहृषीकेशसंहर्ताचापराजितः ॥९५॥

લોકની ઉત્પત્તિ સ્થીતિ અને નાશ કરનાર હે રૂષિકેશ હે ભગવન હે વિષ્નુ તમને નમસ્કાર કરૂં છું તમે આ જગતને ઉત્પન્ન કરનાર તથા પરાજય કરનાર અને નાશ કરનાર છો ॥૯૫॥

तेनपश्यामिभगवन्दिव्यपुत्रिषुवर्त्मसु ॥
तच्चपश्यामितत्वेनयत्तेरुपंसनातनम् ॥९६॥

તે વડે કરીને પ્રકાશીત ત્રણ માર્ગમાં હે ભગવન તમને જો ઉછું તેથીસનાતન એવું જે તમારૂં રૂપ તેને તત્વથી જોઉછું ॥૯૬॥

दिवंतेशिरसाव्याप्तंपद्भ्यांदेवीवसुंधरा ॥
विक्रमेणत्रयोलोकाःपुरुषोऽसिसनातनः॥९७॥

તમારા મસ્તકને અભિવ્યાપિને સ્વર્ગ રહેલું છે અને પગને અભિવ્યાપિને પૃથવી રહેલીછે અને તમારા પરાક્રમમાં ત્રણ લોક રહેલા છે એવા સના-તન પુરૂષ પ્રભુ તમેછો ॥૯૭॥

दिशोभुजारविश्चक्षुर्वीर्येशुक्रःप्रजापतिः ॥
सप्तमार्गानिरुद्धास्तेवायोरमिततेजसः ॥९८॥

દિશાઓ હાથના સ્થાનમાં રહેલી છે, સૂર્ય નેત્રના સ્થાનમાં અને વીર્યને શુક્રના સ્થાનમાં પ્ર-જાપતિ છે જેના તેજનો પાર નથી એવા તમારાથી વાયુના સાત મારગ રોકાયલા છે ॥૯૮॥

अतसीपुष्पसंकाशंपीतकौशेयवाससम् ॥
नमस्यंतिचगोविंदंनतेषांविद्यतेभयम् ॥९९॥

કમળના પુષ્પના સરખા પ્રકાશવાળા અને પીળાં વસ્ત્ર પેહેરનાર એવા ગોવિંદને નમસ્કાર ક-રનારને કોઇનો ભય રહેતો નથી ॥૯૯॥

नमोनरकसंत्रासरक्षामंडलकारिणे ॥
संसारनिम्नगावर्ततारिकाष्टायविष्णवे ॥१००॥

નરકના ત્રાસથી રક્ષણ કરનાર તથા સંસાર-
રૂપી નદીઓના જળમાં કાષ્ટરૂપે તરતા એવા વિ-
ષ્ણુ ભગવાનને નમસ્કાર કરૂં છું ॥૧૦૦॥

नमोब्रह्मण्यदेवायगोब्राह्मणहितायच ॥
जगद्धितायकृष्णायगोविंदायनमोनमः ॥१॥

બ્રાહ્મણ જેમના દેવછે એવા અને ગાયો બ્રાહ્મ-
ણના હિતકારી બ્રાહ્મણો જેના દેવછે એવાને ગાયો
બ્રાહ્મણના હિત કરનારને જગતના હિતકરનાર
ગોવિંદને નમસ્કાર કરૂં છું ॥૧॥

प्राणकांतारपाथेयंसंसारच्छेदभेषजम् ॥
दुःखशोकपरित्राणंहरिरित्यक्षरद्वयम् ॥२॥

જીવને સંસારરૂપી સમુદ્ર તરવાના આધારભુત
તથા જન્મ મરણ ટાળવાના ઓસડ રૂપ તથા દુઃખ
અને શોકથી રક્ષણ કરનાર હરિ એ નામના બે અ-
ક્ષર જેનેછે તે પરમાત્માને નમસ્કાર કરૂં છું ॥૨॥

यथाविष्णुमयंसत्यंयथाविष्णुमयंजगत् ॥
यथाविष्णुमयंसर्वंपापंनाशयतेतथा ॥३॥

જેવી રીતે વિષ્નુમય સત્યછે, વિષ્નુમય જગત છે અને વિષ્નુમય સર્વ પદાર્થ છે તેવી રીતે સર્વ પાપ નાશ કરેછે ॥૩॥

त्वांप्रपन्नायभक्तायगतिमिष्टांजिगीषवे ॥
यच्छ्रेयःपुंडरीकाक्षतद्धयायस्वसुरेश्वर ॥४॥

તમારે શરણે આવેલા ભકતના ઇચ્છિત મનોરથ પુરા કરનાર હે કમળના સરખાં નેત્રવાળા પ્રભુ મારૂં જે પ્રકારે કલ્યાણ થાય તે તમે કરો ॥૪॥

इतिविद्यातपोयोनिरयोनिर्विष्णुरीडितः
वाग्यज्ञेनार्चितोदेवःप्रीयतांमेजनार्दनः ॥५॥

એ પ્રકારે વિદ્યા અને તપ જેનાથી ઉત્પન્ન થએલાં છે, અને જેને ઉત્પત્તિ સ્થાન નથી એવા વિષ્નુને મેં વાણીરૂપી યજ્ઞ વડે કરીને પુજ્યા છે, માટે હે મનુષ્યોને આનંદ આપનાર મારા ઉપર પ્રસન્નહો ॥૫॥

नारायणपरंब्रह्मनारायणपरंतपः ॥
नारायणपरंचेदसर्वंनारायणात्मकम् ॥६॥

નારાયણ પરાયણ બ્રહ્મછે અને નારાયણ પરાયણ તપછે અને નારાયણ પરાયણ આ સર્વ જગત છે અને તેજ જગતના આત્માછે ॥૬॥

॥ वैशंपायन उवाच ॥

एतावदुक्त्वावचनभीष्मस्त्वादृतमानसः ॥
नमइत्येवकृष्णायप्रणाममकरोत्तदा ॥७॥

વૈશંપાયન કહેછે.

આવી રીતે કોમળ મનવાળા ભીષ્મ પિતામહ બોલીને તે વખતે શ્રીકૃષ્ણ ભગવાનને પગે લાગતા હવા ॥૭॥

अभिगम्यतुयोगेनभक्तिंभीष्मस्यमाधवः ॥
त्रैलोक्यदर्शनेज्ञानंदिव्यंदत्वाययौहरिः ॥८॥

ભીષ્મ પિતામહની ભકિતને યોગાભ્યાસ વડે યુકત જાણી ભગવાન રૂડે પ્રકારે જ્ઞાન આપી ત્રણ લોક જોવાને જતા હવા ॥૮॥

तस्मिन्नुपरतेशब्देततस्तेब्रह्मवादिनः ॥
भीष्मंवाग्भिर्बाष्पकंठास्तमानर्चुर्महामतिम्।

જ્યારે ભીષ્મ પિતામહ સ્તુતિ કરતા બંધ રહ્યા ત્યાર પછી બ્રહ્મને જાણનાર મુનિઓ ગળગળા કંઠવાળા થઇ મહાબુદ્ધિમાન ભીષ્મ પિતામહના વખાણ કરતા હવા ॥૯॥

तेस्तुवंतश्चविप्राग्र्याःकेशवंपुरुषोत्तमम् ॥
भीश्मंचशनकैःसर्वेप्रशशंसुःपुनःपुनः ॥१०॥

તે સ્તુતિને કરનારા સર્વે બ્રાહ્મણો ભીષ્મ પિતામહ તથા શ્રીકૃષ્ણ ભગવાનને ધીમેથી વારંવાર વખાણ કરતા હવા ॥૧૦॥

यंयोगिनःप्राणवियोगकालेयत्नेनाचित्ते विनिवेशयांति॥ साक्षात्पुरस्ताद्धरिमीक्षमाणः प्राणान्जहौप्राप्तकालोहिभीश्मः ॥११॥

જેને અંતકાળ સમયે યોગી પુરૂષો પ્રયાસથી પોતાના ચિત્તમાં ધારણ કરેછે એવા પ્રભુને અંત-

કાળ સમયે પ્રત્યક્ષ જોતા છતાં ભીષ્મ પિતામહ પોતાના દેહને ત્યાગ કરતા હવા ॥૧૧॥

शुक्लपक्षेदिवाभूमौगंगायांचोत्तरायणे ॥
धन्यास्तातमरिष्यंतिहृदयस्थेजनार्दने ॥१२॥

જયારે ઉત્તરાયણના સૂર્ય થશે ત્યારે શુદ્ધ પક્ષમાં દીવશે જનાર્દન ભગવાનને હૃદયમાં ચિંતવી ભીષ્મ પિતામહ પોતાનો દેહ ત્યાગ કરશે માટે તે તિથી તે પક્ષ તે પણ ધન્યછે ॥૧૨॥

विदित्वाभक्तियोगंतुभीष्मस्यपुरुषोत्तमः ॥
सहसोत्थायसंतुष्टोयानमेवाभ्यपद्यत ॥१३॥

આવી રીતે ભીષ્મ પિતામહનો ભક્તિ યોગ જાણીને પુરૂષોતમ ભગવાન ઓચિંતા ઉઠીને રથ આગળ આવ્યા ॥૧૩॥

केशवःसात्यकिश्चैवरथेनैकेनजग्मतुः ॥
अपरेणमहात्मानौयुधिष्ठिरधनंजयो ॥१४॥

કેશવ સત્યકિ એ એક રથમાં બેશીને જતા

હવા અને બીજા રથમાં અર્જુન યુધિષ્ટિર તથા બીજા મહાત્માઓ બેશીને જતા હવા ॥૧૪॥

भीमसेनोयमौचोभौरथमेकंसमास्थिताः ॥
कृपोयुयुत्सुःसूतश्चसंजयश्चापरंरथम् ॥ १५॥

ભીમસેન તથા નકુળ અને સહદેવ તે એક રથમાં બેઠા હતા, કૃપાચાર્ય તથા યુદ્ધની ઇચ્છાવાળો સૂત અને સંજય બીજા રથમાં બેઠા હતા ॥૧૫॥

तेरथैर्नगराकारैःप्रयाताःपुरुषर्षभाः ॥
नेमिघोषेणमहताकंपयंतोवसुंधराम् ॥१६॥

એવા નગરના જેવા આકારવાળા રથ જોડી મોટા વીર પુરૂષો રથના પઇડાથી ગરગરાટ કરતા અને પૃથ્વીને કંપાવતા જતા હવા ॥૧૬॥

ततोगिरःपुरुषवरस्तवान्विता द्विजेरिताः पथिसुमनाःसशुश्रुवे ॥ कृतांजलिं प्रणतमथापरंजनंसकेशिहामुदितमनाभ्यनंदत १

ત્યાં રસ્તામાં બ્રાહ્મણો ગાતા એવી ભગવાનની

સ્તુતિને મારગમાં પ્રસંન મનવાળા ભગવાન સાંભળતા હવા હાથ જોડીને નમસ્કાર કરતા સ્વ ભક્તને જોઇ હરષીત મનવાળા અને કેશિ દૈત્યને હણનાર તે ભગવાન ઘણા પ્રસંન થતા હવા ॥૧૭॥

अनादिनिधंविष्णुसर्वलोकमहेश्वरेम् ॥
धर्माध्यक्षंस्तुवन्नित्यंसर्वपापैःप्रमुच्यते ॥१८॥

ઉત્પત્તિ વગરના નાશ વગરના તથા લોકના ઇશ્વર તથા ધર્મના ઇશ્વર વિશ્નુની જે મનુષ્ય સ્તુતિ કરેછે તે સર્વ પાપથી મુકાય છે ॥૧૮॥

इमंस्तवंयःपठतिशार्ङ्गधन्वनःश्रुणोति ॥
वाभक्तिसमान्वितोजनः ॥ सचक्रधृक्प्रति
हतसर्वकल्मषोजनार्दनंप्राविशांतिदेहसंक्षये॥

સાર્ંગ ધનુષ્યના ધારણ કરનાર ભગવાનનું આ સ્તોત્ર ભકિત વડે કરીને જે સાંભળે છે, તે મનુષ્ય ચક્રે સહવર્તમાન ભગવાનને ધારણ કરવાથી પાપને બાળી નાંખી દેહ નાશ થયે ભગવાનમાં પ્રવેશ કરેછે

अशनिशितसुधारंयस्यचक्रंसुचारु माणिक

नकविचित्रेकुंडलेयस्यकर्णे ॥ भ्रमरशतसहस्त्रैःसेवितायस्यमालाअसुरकुलनिहंता प्रीयतांवासुदेवः ॥२०॥

જેને વજ્રના સરખી તિક્ષણ ધારવાળું સુંદર ચક્ર છે તથા જેના કાનમાં સોનાના ચિતરેલા કુંડળમાં મણિઓ જડેલા અને જેની માળાને સો હજાર ભ્રમરો વળગી રહેલા છે તેવા અને દૈત્યના કુળને છેદનાર વાસુદેવ ભગવાન મારી ઉપર પ્રસંન હો ॥૨૦॥

स्तवराजःसमाप्तोऽयंविष्णोरद्भुतकर्मणः ॥ गांगेयेनपुरागीतोमहापातकनाशनः ॥२१॥

આશ્ચર્યવાળાં જેનાં કામછે એવા વિષ્નુને ભીષ્મ પિતામહે સ્તુતી કરેલો સ્તવરાજ આ પરિપુર્ણ થયો ॥૨૧॥

॥ श्रीभगवानुवाच ॥

यःसंपठेदिदंस्तोत्रंममजन्मानुकीर्तनम १२२

### શ્રી ભગવાન કહેછે.

જે મનુષ્ય આ સ્તોત્રને ભણશે અને મારા જન્મનું કિર્તન કરશે તે મનુષ્ય દેવતાઓથી શ્રેષ્ટ થઈ દેવલોક મને જેમ પુજેછે તેમ તેને પુજશે ૧૨૨

देवलोकमतिक्रम्यतस्यलोकोयथामम ॥

એ પ્રકારે શ્રી મહાભારતની સતશાહસ્ત્રી સંહીતામાં વ્યાસના કરેલા શતિ પર્વમાં ભીષ્મ યુધિષ્ટિર સંવાદમાં ભીષ્મ સ્તવરાજ ટીકા સમાપ્ત થઇ. શુભ થાઓ.

इति श्रीमन्महाभारते शतसाहस्र्यां संहितायां वैयासिक्यां शांतिपर्वाणि भीष्मयुधिष्टिरसंवादे भीष्मस्तवराजः समाप्तः ॥ शुभं भवतु ॥ ॥ श्रीरस्तु ॥

## ॥ अथ अनुस्मृतिः प्रारभ्यते ॥

॥ श्रीगणेशाय नमः ॥

॥ श्रीगोपालकृष्णाय नमः ॥

॥ शतानीक उवाच ॥

महामतेमहाप्राज्ञसर्वशास्त्रविशारद ॥
अक्षीणकर्मबंधस्तुपुरुषोद्विजसत्तम ॥१॥

શતાનીક કહેછે.

હે અત્યંત બુદ્ધિવાળા અને અત્યંત જ્ઞાનવાળા તથા સર્વ શાસ્ત્રના જાણનારા અને બ્રાહ્મણો-માં શ્રેષ્ટ એવા શૌનકમુનિ જે પુરૂષના કર્મનાં બંધન છુટયાં નથી ॥૧॥

सततंकिंजपेज्जाप्यंविबुधःकिमनुस्मरन् ॥
मरणेयज्जपेज्जाप्यंयचभावमनुस्मरन् ॥२॥

એવા પુરૂષે નીરંતર કોનો જપ કરવો તથા વિદ્વાન પુરૂષે કોનું સ્મરણ કરવું અંતકાળ સમયે

કોણ સંભાળ રાખનાર કોનો જપ કરવો ॥૨॥

यंचध्यात्वाद्विजश्रेष्टपुरुषोम्रृत्युमागतः ॥
परंपदमवाप्नोतितन्मेवदमहामुने ॥३॥

કે જેનું ધ્યાન કરીને મૃત્યુ પામનાર મનુષ્ય પરંપદને પામે તે વાત હે બ્રાહ્મણોમાં શ્રેષ્ટ મોટા મુનિ તમે મને કહો ॥૩॥

॥ शौनक उवाच ॥

इदमेवमहाप्राज्ञपृष्टवांश्चपितामहम् ॥
भीष्मंधर्मभृतांश्रेष्टंधर्मपुत्रोयुधिष्ठिरः ॥४॥

શૌનક કહેછે.

આજ પ્રષ્ન સર્વે ધર્મના ધારણ કરનાર ભીષ્મ પીતામહને ધર્મરાજાના પુત્ર યુધિષ્ટિર રાજાએ પુછયો હતો ॥ ૧ ॥

॥ युधिष्टिर उवाच ॥

पितामहमहाप्राज्ञसर्वशास्त्रविशारद ॥
प्रयाणकालेकिंचिंत्यंमुमुक्षोस्तत्वचिंतकैः ॥५॥

યુધિષ્ટિર કહેછે.

હે વૃદ્ધ દાદા હે મહાબુદ્ધિમાન અને સર્વ શાસ્ત્રને જાણનાર તત્વ જાણનાર મુમુક્ષુ પુરૂષે દેહ ત્યાગ કરતી વખત કોનું ચિંતવન કરવું ॥૫॥

किंनुस्मरन्कुरुश्रेष्टमरणेपर्युपस्थिते ॥
प्राप्नुयांपरमांसिद्धिंश्रोतुमिच्छामितत्त्वतः॥६॥

હે કુરૂવંશમાં શ્રેષ્ટ અંતકાળ પ્રાપ્ત થયા વખતે કોનું સ્મરણ કર્યાથી મોટી સિદ્ધિ પમાયછે તે વાત તત્વથી સાંભળવાને ઇચ્છું છું ॥૬॥

॥ भीष्म उवाच ॥

तद्युक्तंस्वाहितंसूक्ष्मप्रश्नमुक्तंत्वयाऽनघ ॥
शृणुष्वावहितोराजन्नारदेनपुराश्रुतम् ॥७॥

ભીષ્મ કહેછે.

હે પ્રાયશ્ચિત વગરના રાજા તમે આ પ્રશ્ન પોતાના હિતનો બહુ સારો પુછયો વાસ્તે તે પ્રષ્નનો ઉત્તર રૂડે પ્રકારે સાંભળો આ ઉત્તર પુર્વે નારદજીએ સાંભળ્યો હતો ॥૭॥

श्रीवत्सांकंजगद्बीजमनंतंलोकसाक्षिणम् ॥
पुरानारायणंदेवंनारदःपरिपृष्टवान् ॥८॥

શ્રીવત્સના ચિન્હવાળા તથા જગતના બીજ રૂપ અને લોકનાં શુભ અશુભ કર્મના જોનાર નારાયણ ભગવાનને પુર્વે નારદજીએ જે પ્રષ્ન તમે પુછયો તેજ પુછયો હતો ॥૮॥

॥ नारद उवाच ॥

त्वमक्षरंपरंब्रह्मनिर्गुणंतमसःपरम् ॥
आहुर्वेद्यंपरंधामब्रह्माणंकमलोद्भवम् ॥९॥

નારદજી કહેછે.

અક્ષરથી પણ શ્રેષ્ટ અને ગુણો રહિત અને અજ્ઞાનથી રહિત અને સર્વના જાણનાર અને સર્વના આશ્રય તથા કમલથી ઉત્પન્ન થએલા બ્રહ્મા જેને કહેછે તે પણ તમેછો ॥૯॥

भगवान्भूतभव्येशश्रद्दधानैर्जितेंद्रियैः ॥
कथंभक्तैर्विचिंत्योसियोगिभिर्मोक्षकांक्षिभिः ॥

માટે હે ભગવાન ઉત્પત્તિ લયના આધપતિ

તમને મોક્ષને ઇછીત રાખનાર યોગાભ્યાસિ પુરૂ-
ષોએ ઇંદ્રિયોને જીતીને તથા શ્રદ્ધા રાખીને ખો-
ળેલાછે માટે ભકત પુરૂષોતમને કેવે પ્રકારે જાણે?

किंनुजाप्यंजपोन्नित्यंकल्पउत्थायमानवः ॥
कथंजपेत्सदाध्यायेद्बुहितत्वंसनातनम् ॥११॥

મનુષ્યે જન્મ મરણ મટાડવાને માટે તમારો
કીયો મંત્ર જપવો તથા તે મંત્ર કેવી રીતે જપવો
અને કેવી રીતે નિરંતર ધ્યાન કરવું એ સંબંધી
તત્વજ્ઞાન બતાવો ॥૧૧॥

॥ भीष्म उवाच ॥

श्रुत्वाचतस्यदेवर्षेर्वाक्यंवाक्यविशारदः ॥
प्रोवाचभगवान्विष्णुर्नारदायचधीमते ॥१२॥

ભીષ્મ કહેછે.

આવી રીતનું નારદજીનું કહેવું સાંભળીને
વાણીમાં ડાહ્યા એવા વિષ્નુ બુદ્ધિમાન નારદજીને કહેછે.

हंततेकथयिष्यामिइमांदिव्यामनुस्मृतिम् ॥
मरणेमामनुस्मृत्यप्राप्नोतिपरमांगतिम ॥१३॥

શ્રી ભગવાન કહેછે.

હું તને આ પ્રકાશીત અનુસ્મૃતિ કહુછું મરણ કાળે મને સંભારીને શ્રેષ્ટ મનુષ્ય ગતી પામેછે ૧૩

यामधीत्यप्रयाणेतुमद्भावायोपपद्यते ॥
ॐकारमग्रतःकृत्वामांनमस्कृत्यनारद ॥१४॥

મરતી વખતે જે આ અનુસ્મૃતિને ભણેછે. તે મારા સ્વરૂપને પામેછે હે નારદ પ્રથમ ઓંકાર લઇ મને નમસ્કાર કરી અનુસ્મૃતિનો પાઠ કરવો ૧૪

एकाग्रःप्रयतोभूत्वाइमंमंत्रमुदीरयेत् ॥
ॐनमोभगवतेवासुदेवायइत्ययम् ॥१५॥

એકાગ્ર મન રાખી પ્રાણાયામ વડે દેહ શુદ્ધિ કરીને આ મંત્ર બોલવો ઓં વાસુદેવ ભગવાનને નમસ્કાર કરૂંછું ॥૧૫॥

अवशेनापियन्नाम्निकीर्तितेसर्वपातकैः ॥
पुमानविमुच्यतेसद्यःसिंहत्रस्तैर्मृगैरिव ॥१६॥

ઘણી પીડામાં મનુષ્ય પડેલો હોય તોપણ જેના નામનું કિરતન કરવાથી મનુષ્ય સર્વ પાપ

થકી મુકાયછે જેમ સિંહની ગર્જનાથી હરણ મુ-
કાયછે તેમ મનુષ્ય આપત્તિથી મુકાછે ॥૧૬॥

क्षराक्षरविसृष्टस्तुसोच्यतेपुरुषोत्तमः ॥
अव्यक्तंशाश्वतंदेवंप्रभवंपुरुषोत्तमम् ॥१७॥

હે પુરૂષોત્તમ સ્થાવર અને જંગમ પદાર્થના
ઉત્પન્ન કરનાર તથા માયાથી રહિત, નાશ વગરના
ઉત્પન્ન કરનારા પુરૂષોત્તમ દેવ તમને કહેછે ॥૧૭॥

प्रपद्येपुंडरिकाक्षंदेवंनारायणंहरिम् ॥
लोकनाथंसहस्राक्षमक्षरंपरमंपदम् ॥१८॥

કમળના સરખાં નેત્રવાળાને, દેવને, નારાય-
ણને, હરિને, લોકના સ્વામીને સહસ્ર નેત્રવાળાને
નાશ વગરનાને મુખ્ય સ્થાનના અધિષ્ટાતાને ૧૮

भगवंतंप्रपन्नोस्मिभूतभव्यभवत्प्रभुम् ॥
स्त्रष्टारंसर्वलोकानामनंतंविश्वतोमुखम् ॥१९॥

ભગવાનને ઉત્પતિ સ્થીતિ લય કરવાના સા-
મર્થ્ય વાળાને સર્વના સરજનારને જગતના મુખને
અંત વગરનાને, ભગવાનને શરણે આવ્યોછું ૧૯

पद्मनाभंहृषीकेशंप्रपद्येसत्यमच्युतम्
हिरण्यगर्भममृतंभूगर्भंतमसःपरम् ॥ ॥२०॥

કમળ જેની નાભિમાં છે એવા ઈંદ્રીઓના સ્વામિને તથા સત્યપણાવાળા અને નાશ વગરનાને મૃત્યુ વગરનાને પોતાના ગર્ભમાં પ્રકાશ ધારણ કરનારને પૃથ્વીને, ગર્ભમાં રાખનારને મૃત્યુ વગરનાને અને અજ્ઞાનથી નોખા રહેલાને નમસ્કાર કરૂં છું.

प्रभोःप्रभुमनाद्यंचप्रपद्येतंरविप्रभम् ॥
सहस्त्रशीर्षकंदेवंमहर्षेःसत्वभावनम् ॥२१॥

નિયંતાના પણ નિયંતા ઉત્પત્તિ વગરના તથા સૂર્યના સરખા તેજસ્વી મોટા રૂષિના સત્વ ગુણનું પાલણ કરનાર તથા હજાર મસ્તકવાળા દેવને પગે લાગુછું ॥૨૧॥

प्रपद्येसूक्ष्ममचलंवरेण्यमनघंशुचिम् ॥
नारायणंपुराणेशंयोगावासंसनातनम् ॥२२॥

અણુને, નાશ વગરનાને, તથા પાપ વગરનાને, પવિત્રને, પ્રકાશીતને, પુરાણના અધિષ્ટાતાને

યોગના આશ્રયને, નીરંતર નારાયણ ભગવાનને નમસ્કાર કરૂં છું ॥૨૨॥

संयोगंसर्वभूतानांप्रपद्येध्रुवमीश्वरम् ॥
यःपुराप्रलयेप्राप्तेनष्टेस्थावरजंगमे ॥२३॥

સર્વ પ્રાણીઓના મેળાપ કરનારને, નિશ્ચયવાળાને, પરમાત્માને નમસ્કાર કરૂં છું જ્યારે પ્રથમ પ્રલયકાળ આવ્યો અને સ્થાવર જંગમ જગત બધું નાશ પામ્યું ॥૨૩॥

ब्रह्मादिषुप्रलिनेषुनष्ठेलोकेचराचरे ॥
एकस्तिष्ठतिविश्वात्मासमेविष्णु.प्रसीदतु २४

તથા બ્રહ્માઆદિ દેવતાઓ અને સચરાચર જગત નાશ પામ્યું ત્યારે બાકી રહેલા એક એજ વિશ્વના આત્મા ભગવાન મારા ઉપર પ્રસન્ન હો.

यःप्रभुःसर्वलोकानांयेनसर्वमिदंततम् ॥
चराचरगुरुर्देवःसमेविष्णुःप्रसीदतु ॥२५॥

સર્વ લોકના જે નિયંતા છે અને જેના વડે

કરીને આ જગત વિસ્તાર પામી રહેલું છે તથા ચરાચર જગતના ગુરૂ, અને દેવ એવા વિષ્નુ મારા ઉપર પ્રસન્નહો ॥૨૫॥

आभूतसंप्लवेचैवप्रलीनेप्रकृतौमहान् ॥
योऽवतिष्टतिविश्वात्मासमेविष्णुःप्रसीदतु २६

જ્યારે સર્વ પ્રાણી પદાર્થનો નાશ થયો ત્યારે મહતત્વ પણ પ્રકૃતિમાં લય પામ્યું તે વખતે બાકી રહેલા મોટા એવા જગતના આત્મારૂપી વિષ્નુ મારા ઉપર પ્રસન્ન હો ॥૨૬॥

येनक्रांतास्त्रयोलोकादानवाश्चवशीकृताः ॥
शरण्यःसर्वलोकानांसमेविष्णुःप्रसीदतु॥२७॥

જેણે ત્રણ લોકને દબાવી દાનવોને વશ કર્યા એવા સર્વ લોકને શરણે રાખનાર વિષ્નુ મારા ઉપર પ્રસન્ન હો ॥૨૭॥

यस्यहस्तेगदाचक्रंगरुडोयस्यवाहनम् ॥
शंखःकरतलेयस्यसमेविष्णुःप्रसीदतु ॥२८॥

જેને ગરૂડનું બેસણું છે અને શંખ, ચક્ર, અને ગદા જેના હાથમાં છે એવા વિષ્નુ મારા ઉપર પ્રસન્ન હો ॥૨૮॥

कार्यंक्रियाचकरणंकर्ताहेतुःप्रयोजनम् ॥
अक्रियाकरणेकार्येसमेविष्णुःप्रसीदतु ॥२९॥

ક્રિયાના કારણરૂપ અને કરનારના સાધનરૂપ હેતુતા પ્રસંગ ભુત તથા ક્રિયા વગરના સાધન વગરના અને કાર્ય વગરના તે વિષ્નુ મારા ઉપર પ્રસન્ન હો ॥૨૯॥

चतुर्भिश्चचतुर्भिश्चद्वाभ्यांपंचभिरेवच ॥
हूयतेचपुनर्द्वाभ्यांसमेविष्णुःप्रसीदतु ॥३०॥

ચાર વડે કરીને ચાર વડે કરીને બેવડે કરીને પાંચ વડે કરીને અને ફરીને બેવડે કરીને હોમ જેને આપેછે તે વિષ્નુ મારા ઉપર પ્રસન્ન હો ૩૦

शर्मीगर्भस्ययोगर्भस्तस्यगर्भस्ययोरिपुः ॥
रिपुगर्भस्ययोगर्भःसमेविष्णुःप्रसीदतु ॥३१।

સમડીનો જે ગર્ભ તેના ગર્ભનો જે શત્રુ એ શત્રુના ગર્ભનો જે ગર્ભ તે વિષ્નુ મારા ઉપર પ્રસંનહો.

अग्निसोमार्कताराणांब्रह्मरुद्रेंद्रयोगिनाम् ॥
यस्तेजयातितेजांसिसमेविष्णुःप्रसीदतु॥३२॥

અગ્નિ, ચંદ્ર, સૂર્ય, તારા, બ્રહ્મા, શિવ ઇંદ્ર, અને યોગીઓને જે પોતાના તેજથી દીપાવે છે તે વિષ્નુ મારા ઉપર પ્રસંનહો ॥૩૨॥

पर्जन्यःपृथिवीसस्यंकालोधर्मःक्रियाफलम् ॥
गुणाकरःसमेबभ्रुर्वासुदेवःप्रसीदतु ॥३३॥

મેઘ, પૃથ્વી, અન્ન, કાળ, ધર્મ, અને ક્રિયાઓના ફળરૂપ, તથા ગુણના સમુહને ધારણ કરનાર, વાસુદેવ ભગવાન મારા ઉપર પ્રસંનહો ૩૩

योगावासनमस्तुभ्यंसर्ववासवरप्रद ॥
हिरण्यगर्भयज्ञांगपंचगर्भनमोऽस्तुते ॥३४॥

હે યોગના આશ્રય તથા સર્વના આશ્રય અને વરદાનના આપનાર તમને નમસ્કારહો તથા જેના

ગર્ભમાં પ્રકાશ રહેલો છે એવા અને હે યજ્ઞસ્વરૂપ શરીર ધરનાર તથા પંચમહાભુત રૂપી ગર્ભ ધરનાર તમને નમસ્કારહો ॥૩૪॥

चतुर्भूतपरंधामलक्ष्म्यावाससदाऽच्युत ॥
शब्दादिवासनान्योसिवासुदेवप्रधानकृत् ३५

હે ચારભુતવાળા. તથા પરમ નિવાસવાળા, તથા લક્ષ્મીને નિવાસ આપનાર તથા નીરંતર નાશ વગરના તથા શબ્દ જેમાં પ્રથમ છે, એવી વાસનાઓથી પણ પ્રથક રહેલા, વાસુદેવ ભગવાન તમને નમસ્કાર કરૂંછું ॥૩૫॥

अजःसंगमनःपार्थोह्यमूर्तिर्विश्वमूर्तिधृक् ॥
श्रीःकीर्तिःपंचकालज्ञोनमस्तज्ञानसागर ३६

જન્મ મરણ વગરના રૂડે પ્રકારે ગતિ કરનાર તથા વિક્ષેપ કરનાર, મુર્તિ વગરના, જગતરૂપ મુર્તિને ધારણ કરનાર, શોભાવાળા યશવાળા પાંચ કાળને જાણનારા જ્ઞાનના સમુદ્ર એવા તમને નમસ્કાર કરૂંછું ૩૬

अव्यक्ताव्द्यक्तमुत्पन्नमव्यक्ताद्यःपरात्परः ॥
यस्मात्परतरंनास्तितमस्मिशरणंगतः॥३७॥

માયાથી રહિત ચિદાભથી માયાની સાથે ઉ-
ત્પન્ન થનાર, અને અવ્યકતથી નોખા અને માયાથી
નોખા જેની બરોબરી કોઇ નથી એવા તમારે શ-
રણે આવ્યોછું ॥૩૭॥

चिंतयंतोह्यजंनित्यंब्रह्मेशानादयःसुराः ॥
निश्चयंनाधिगच्छंतितमस्मिशरणंगतः॥३८॥

નિત્ય જન્મ વગરના જે પરમાત્માને બ્રહ્મા
શિવઆદિ દેવતાઓ નિત્ય ખોળે છે તોપણ તેના
પારને પામતા નથી તે વિષ્નુને શરણે આવ્યોછું.

जितेंद्रियाजितात्मानोज्ञानध्यानपरायणाः ॥
यंप्राप्यतीनवर्ततेतमस्मिशरणंगतः ॥३९॥

જેણે ઈંદ્રિઓ જીતીછે તથા જેણે આત્મા
જીત્યોછે અને જ્ઞાન ધ્યાનમાં તત્પર જેનું ચિત્ત છે
જેને પામવાથી ફરીને આ સંસારમાં આવવું પડતું

નથી તેને હું શરણે આવ્યોછું ॥૩૯॥

एकांशेनजगत्कृत्स्नमवष्ठभ्यास्थितःप्रभुः ॥
अग्राह्योनिर्गुणोनित्यस्तमस्मिशरणंगतः ४०

જે પ્રભુ પોતાના એક અંશ વડે કરીને સમગ્ર જગત રચીને તેમાં પ્રવેશ કરીને રહેલા છે, તોપણ માયાના ગુણે જેને ગ્રહણ કર્યો નથી. એવા અને ગુણ વગરના, અને નિત્ય સ્વરૂપ પરમાત્માને શરણે આવ્યો છું ॥૪૦॥

सोमार्काग्निमयंतेजोयाचतारामयीद्युतिः ॥
दिविसंजायतेतेजःसमहात्माप्रसीदतु ॥४१॥

જેનું તેજ ચંદ્ર અને સૂર્યનાજ જેવું છે. અને જેનો પ્રકાશ તારાઓના જેવોછે સ્વર્ગનું તેજ જે-નાથી ઉત્પન્ન થયેલું છે. તે પરમાત્માને હું શરણે આવ્યોછું ॥૪૧॥

गुणात्मानिर्गुणश्चान्योरश्मिवांश्चेतनोह्यजः ॥
सूक्ष्मःसर्वगतोऽदेहःसमाहात्माप्रसीदतु ।४२॥

ગુણના આત્મા ગુણથી રહિત, માયાથી જુદા

કીરણોવાળા જડને ચેતન આપનાર, જન્મ વગરના અણુરૂપે સર્વના શરીરમાં રહેલા મોટા આત્માવાળા તે પ્રભુ મારા ઉપર પ્રસન્નહો ॥૪૨॥

अव्यक्तंसदधिष्ठानमचिंत्यंतमसःपरम् ॥
प्रकृतिःप्रकृतिंभुंक्तेसमहात्माप्रसीदतु ॥४३॥

કોઇમાં નહીં મળેલા તથા અંતસ્થાનકવાળા, કોઇના કળ્યામાં ન આવે તેવા અજ્ઞાનથી રહિત પ્રકૃતિ સ્વરૂપેજ પ્રકૃતિને ભોગવે છે તે પ્રભુને હું શરણે આવ્યોછું ॥૪૩॥

क्षेत्रज्ञःपंचधाभुंक्तेप्रकृतिंपंचभिर्मुखैः ॥
महागुणांश्चयोभुंक्तेसमहात्माप्रसीदतु ॥४४॥

ક્ષેત્રને જાણનાર પરમાત્મા પ્રકૃતિને પાંચ પ્રકારે ભોગવે છે તથા સત્વ, રજ, અને તમોગુણને જે ભોગવે છે તે પ્રભુ મારા ઉપર પ્રસન્નહો ૪૪॥

सांख्ययोगाश्चयेचान्येसिद्धाश्चपरमर्षयः ॥
यंविदित्वाविमुच्यंतेसमहात्माप्रसीदतु ॥४५॥

સાંખ્ય યોગવાળા અને બીજા મોટા સિદ્ધો અને રૂષિઓ જેને જાણવાથી પાપથી મુકાય છે તે માહાત્મા મારા ઉપર પ્રસન્ન થાઓ ॥૪૫॥

अतींद्रियसमस्तुभ्यंलिंगैर्व्यक्तैर्नमीयसे ॥
येचत्वानाभिजानंतितमास्मिशरणंगतः ।४६॥

ઇંદ્રિઓને પણ ઉલંગન કરનાર અને માયાના ચિન્હને ધારણ કરનારાઓના પણ માપમાં ન આવો તેવા તમને નમસ્કાર કરૂંછું જે પુરૂષો તમારા સ્વરૂપને પ્રયાસથી પણ જાણી શકતા નથી, તે સ્વરૂપને શરણે આવ્યોછું ॥૪૬॥

कामक्रोधविनिर्मुक्तारागद्वेषविवर्जिताः ॥
अन्यभक्तानजानंतिनपुनर्नारकीजनः ॥४७॥

કામ અને ક્રોધથી મુકાયલા તથા પ્રીતિ અને અપ્રીતિથી પણ રહિત એવા બીજા ભકતો પણ જેને જાણતા નથી તો નારકી મનુષ્ય તો શેના જાણે ૪૭

एकांतिनोहिनिर्द्वंद्वानिराशाःकर्मकारिणः ॥

ज्ञानाग्निदग्धकर्माणस्त्वांविशांतिमनस्विनः ४८

એકાંતને શેવનારા અને એકલા ફરનાર નિ-ષ્કામી કામોના કરનારા અને જ્ઞાનરૂપી અગ્નિમાં કર્મને બાળી મુકનાર સ્વેચ્છાચારી પુરૂષો તમારામાં પ્રવેશ કરેછે ॥૪૮॥

अशरीरंस्नरीरस्थंसमंसर्वेंपुदेहिषु ॥
पापपुण्यविनिर्मुक्ताभक्तास्त्वांपर्युपासते ॥४९॥

શરીર વગરના અને સર્વ શરીરોમાં સરખા-પણે રહેલાને, પાપ અને પુન્યથી મુકાયલા, ભકતો તમારી વારંવાર ઉપાસના કરેછે ॥૪૯॥

अव्यक्तबुद्ध्यहंकारमनोभूतेंद्रियाणिच ॥
त्वयितानिनतेषुत्वंतेषुतानिनतेत्वयि ॥५०॥

માયાથી રહીત પરમાત્મામાંથી બુદ્ધિ, અહં-કાર, મન, ભુત અને ઇંદ્રીયો ઉત્પન્ન થઇછે માટે તે તમારાથી ઉત્પન્ન થયાંછે તમે તેનાથી ઉત્પન્ન થયા નથી ॥૫૦॥

एकत्वायचनामन्यंयेविदुर्यांतितेपरम् ॥
समत्वमिहकांक्षेयंभक्तयावैनान्यचेतसा ॥५१॥

જેને એકજ સ્થાનક છે એવા તમને એકત્વ-
પણાથી જે જાણેછે તે પરંપદને પામેછે માટે જેના-
માં સમત્વપણુ રહેલું છે તે પ્રભુને એક ચિત્તવાળી
ભકિત વડે કરીને ઇચ્છુછું ॥૫૧॥

चराचरमिदंसर्वंभुतग्रामंचतुर्विधम् ॥
त्वयितंतोचतत्प्रोतंसूत्रेमणिगणाइव ॥५२॥

પ્રાણીઓના ગામરૂપ આ જગત ચાર પ્રકારે
સુતરમાં મણી ગંઠાએલા છે. એમ ગંઠાઇને ર-
હેલું કહેછે ॥૫૨॥

स्त्रष्टाभोक्तासिकूटस्थोह्यचिंत्यःसर्वसंज्ञितः ॥
अकर्ताहेतुराहेतःपृथगात्माव्यवास्थितः॥५३॥

ઉત્પન્ન કરનાર, ભોગવનાર, ન કળ્યામાં
આવે તેવા તથા ન વિચારમાં આવે તેવા સર્વ ના-
મવાળા હેતુ વગરના કરતા વગરના જુદા આત્મા
વાળા અને રૂડે પ્રકારે રહેલાછો ॥૫૩॥

नमेभूतेषुसंयोगःपुनर्भवतुजन्मानि ॥
अहंकारेणबुद्ध्यावानमेयोगस्त्रिभिर्गुणैः ॥५४॥

હવે મારો જન્મ અહંકાર વડે કરીને તથા બુદ્ધિ વડે કરીને ઉત્પન્ન થએલા તથા ત્રણ ગુણવડે કરીને ઉત્પન્ન થએલા જીવોની સાથે હશો નહી ૫૪

नमेधर्मोह्यधर्मोवानारंभोजन्मवापुनः ॥
जरामरणमोक्षार्थंत्वांप्रपन्नोऽस्मिसर्वगम् ५५॥

હવે મારે ધર્મ અધર્મ તથા કામનાઓનો આરંભ-પણું જેમાંછે એવો જન્મ જોઇતો નથી વૃદ્ધાવસ્થા અને મરણથી મુકાવા માટે હે સર્વ વ્યાપી તમારે શરણે આવ્યોછું ॥૫૫॥

विषयैरिंद्रियैश्चापिनमेभूयःसमागमः॥
ईश्वरोऽसिजगन्नाथकिमतःपरमुच्यते ॥५६॥

હવે ફરીને મારે વિષય અને ઇંદ્રીયોનો સમાગમ હશો નહી કેમકે ઇશ્વર અને જગતના સ્વામી તમે મને મળ્યા પછી બીજુ એથી શ્રેષ્ટ શું છે ?

भक्तानांयद्धितंदेवतत्तेहित्रिदशेश्वर ॥
पृथिवींयातुमेघ्राणंयातुमेरसनंजलम् ॥५७॥

હે દેવતાઓના ઇશ્વર ભક્તોને જે પ્રિય વસ્તુ છે તે તમારી પાસેછે મારી નાસિકા પૃથ્વીમાં લય પામો અને રસ માત્ર જળમાં લય પામો ॥૫૭॥

रूपंहुताशनेयातुस्पर्शोमेयातुमारुते ॥
श्रोत्रमाकाशमभ्येतुमानोवैकारिकपुनः ॥५८॥

રૂપ અગ્નિમાં લય પામો સ્પર્શ વાયુમાં લય પામો કાન (શબ્દ) આકાશમાં લય પામો અને ઈંદ્રીઓને વિકાર કરનારૂ મન પાછું ॥૫૮॥

इंद्रियाणिगुणान्यांतुस्वेपुस्वेपुचयोनिषु ॥
पृथिवीयातुसलिलमापोऽग्निमनलोऽनिलम् ५९

ઈંદ્રીઓમાં લય પામો ઇંદ્રીઓ પોતપોતાના ગુણમાં લય પામો પૃથ્વી જળમાં લય પામો જળ અગ્નિમાં લય પામો અગ્નિ વાયુમાં લય પામો ૫૯

वायुराकाशमभ्येतुमनश्चाकाशमेवच ॥

अहंकारंमनोयातुमहानंसर्वदेहिनाम् ॥६०॥

વાયુ આકાશમાં લય પામે અને મન આકાશમાં લય પામે સર્વના શરીરને મોહ પમાડનારો અહંકાર મનમાં લય પામે ॥૬૦॥

अहंकारस्तथाबुद्धिंबुद्धिरव्यक्तमेवच ॥

प्रधानंप्रकृतिंयातुगुणसाम्येऽव्यवस्थिते॥६१॥

અહંકાર બુદ્ધિમાં લય પામે અને બુદ્ધિ પરમાત્મામાં લય પામે ગુણના સમિપમાં રહેલું મહતત્વ તે પ્રકૃતિમાં લય પામે ॥૬૧॥

विसर्गःसर्वकरणैर्गुणभूतैश्चमेभवेत् ॥

सत्त्वंरजस्तमश्चैवप्रकृतिप्राविशंतुमे ॥६२॥

સર્વને ઉત્પન્ન કરનારા ગુણો વડે કરીને હું છુટો થાઉ મારા સત્વ, રજ અને તમોગુણ પ્રકૃતિમાં પ્રવેશ કરો ॥૬૨॥

नैष्कैवल्यपदंदेवकांक्षेऽहतेपरंतप ॥

एकीभावस्त्वयामऽस्तुनमेजन्मभवेत्पुनः ६३॥

હે મોટા તપવાળા દેવ પ્રાયશ્ચિત વિનાના સ્થાનની હું આકાંક્ષા રાખુછું માટે તમારી સાથે મારી એકત્રતા હો અને મારે ફરી જન્મ હશોનહી

नमोभगवतेतस्मैविष्णवेप्रभविष्णवे ॥
त्वद्बुद्धिस्त्वद्गतप्राणस्त्वद्भक्तस्त्वत्परायणः ॥६४॥

વાસ્તે ભગવાન વિષ્નુને અને જગતની ઉત્પત્તિની ઇચ્છા રાખનારને નમસ્કાર કરૂંછું તમારે વિષે બુદ્ધિ અને પ્રાણ જેના રહેલાછે એવો અને તમારોજ જે તે આશ્રય છે એવો હું તમારો ભક્તછું ॥૬૪॥

त्वामेहावंस्मारिष्यामिमरणेपर्यवस्थिते ॥
पूर्वदेहेकृतायेमेव्याधयःप्रविशंतुमाम ॥६५॥

મારો મૃત્યુકાળ પાસે આવ્યોછે માટે તમારૂં હું સ્મરણ કરીશ પુર્વ દેહીથી કરેલા અપરાધ મારામાં પ્રવેશ કરો ॥૬૫॥

अर्दयंतुचमांदुःखान्युणंमेप्रतिमुच्यताम् ॥
अनुध्येयोऽसिमेदेवनमेजन्मभवेत्पुनः ॥६६॥

અને મારાં દુઃખને નાશ કરો અને કર્મ ફળ ભોગવવા સંબંધો તારણથી પણ મને મુકત કરો મારે ફરી જન્મ ન લેવો પડે એટલા માટે હે દેવ હું તમારા હ્રદયમાં લેવા યોગ્ય છું ॥૬૬॥

अस्माद्ब्रवीमिकर्माणिऋणंमेनभवेदिति ॥
उपतिष्टंतुमांसर्वेव्याधयःपूर्वसंचिताः ॥६७॥

એટલા માટે કહુંછું કેમારે હવે રણ હશો નહી અને પુર્વ જન્મની ઠગેલી પીડાઓ પણ હવણું શરીરમાં પ્રવેશ કરો ॥૬૭॥

अनृणोगंतुमिच्छामिताद्विष्णोःपरमंपदम् ॥
अहंभगवतस्तस्यममवसाःसनातनः ॥६८॥

કેમકે હું રણ વગરનો થઇ મારો નીરંતર વાસ જ્યાંછે એવા ભગવાનની પાસે રણમુકત થઇને જઉંછું ॥૬૮॥

तस्याहंनप्रणश्यामिसचमेनप्रणश्याति ॥
कर्मेंद्रियाणिसंयम्यपंचभूतेंद्रियाणिच ॥६९॥

તે ભગવાનને હું ત્યાગ કરવાનો નથો તે મારો

ત્યાગ કરનાર નથી પાંચ કર્મ ઈંદ્રિયોને નિયમમાં રાખીને અને પંચમહાભુતના જ્ઞાનને જાણનારી જ્ઞાનેંદ્રિયોને નજરમાં રાખીને ॥૬૯॥

दशेंद्रियाणिमनासिअहंकारंतथामनः ॥
अहंकारंतथाबुद्धौबुद्धिमात्मानियोजयेत् ॥७०॥

દસ ઇંદ્રીયોને તથા અહંકારને મનમાં લય પમાડી મન અહંકાર અને બુદ્ધિને આત્મામાં મેળવી દેવાં ॥૭૦॥

आत्मबुद्धिद्रियंपश्यद्बुध्याबुद्धेःपरात्परम् ॥
एवंबुद्धःपरंबुद्धासंस्तभ्यात्मानमात्मना ॥७१॥

આત્મા બુદ્ધી અને ઇંદ્રીયોના આત્મા બુદ્ધિથી પણ શ્રેષ્ટ એવા પરમાત્માને બુદ્ધિથી જોવા આત્મા આત્મા વડે કરીનેજ રહેલોછે એવા રીતે બુદ્ધિથી જાણીને ॥૭૧॥

ततोबुद्धेःपरंबुद्धालभतेनपुनर्भवम् ॥
ममायमितितस्याहंयेनसर्वमिदंततम् ॥७२॥

બુદ્ધિથી પણ આગળ રહેલા પરમાત્માને જે જાણેછે તેને ફરી જન્મ રહેતો નથી મારે આછે, અને તેનો હુંછું અને તે વડે કરીને આ જગત વિસ્તાર પામેલુંછે ॥૭૨॥

**आत्मन्यात्मनिसंयोज्यपरात्मानमनुस्मरेत् ॥**
**नमोभगवतेतस्मैदेहिनांपरमात्मने ॥७३॥**

આત્માને આત્માની સાથે મેળવી દઈ પરમાત્માનું સ્મરણ કરવું હે શરીરોના પરમ આત્મા હે ભગવાન તમને નમસ્કાર કરૂંછું ॥૭૩॥

**नारायणायभक्तायएकनिष्टायशाश्वते ॥**
**हृदिस्थायचभूतानांसर्वेषांचमहात्मने ॥७४॥**

નારાયણને ભક્તને એક સ્થાનમાં રહેનારને નિત્ય સ્વરૂપને સર્વ પ્રાણી માત્રના હૃદયમાં રહેલા મહાત્માને ॥ ૭૪ ॥

**इमामनुस्मृतिंदिव्यांवैष्णवींपापनाशिनीम् ॥**
**स्वपन्विबुद्धश्चपठद्यत्नेनचसमभ्यसेत् ॥७५॥**

વિષ્નુને વાહાલી અને પાપ નાશ કરનારી તથા પ્રકાશીત અનુસ્મતિને બુદ્ધિમાન પુરૂષ સુતે સુતે અથવા ગમે ત્યાં ભણેછે ॥૭૫॥

मरणेसमनुप्राप्तेयदेकंमामनुस्मरेत् ॥
अपिपापसमाचारःसयातिपरमांगातिम्॥७६॥

મરણ કાળ પ્રાપ્ત થએ મને એકલાને સંભારે છે તોપણ ગમે તેવો પાપી હોય તે પણ પરમ ગતિને પમેછે ॥૭૬॥

यद्यहंकारमाश्रित्ययज्ञदानतपःक्रियाः ॥
कुर्वन्फलमवाप्नोतिपुनरावर्तनंचतत् ॥७७॥

જો અહંકારથી યજ્ઞ, દાન, તપ અને ક્રિયાઓ કરે અને તેનું ફળ ભોગવવાની ઇચ્છા રાખે તો તેને ફરી જન્મ મરણ રહેછે ॥૭૭॥

अभ्यर्चयन्पितॄन्देवान्पठन्जुह्वन्बलिंददन्
ज्वलदग्नौस्मरेद्योमांलभतेपरमांगातिम्॥७८॥

પિતરીને દેવને બલીદાન આપતાં પાઠ કરતાં

અને હોમ કરતાં પ્રકાશતા અગ્નિમાં રહેલો એવો મને સંભારે છે તો તે પુરૂષ મોટી ગતીને પામેછે

यज्ञोदानंतपश्चैवपावनानिमनीषिणाम् ॥
यज्ञदानतपस्तस्मात्कुर्याद्रागाविवर्जितः॥७९॥

યજ્ઞ, દાન અને તપ બુદ્ધિમાન પુરૂષોને પવિત્ર કરનારાં છે માટે નિષ્કામ બુદ્ધિથી યજ્ઞ દાન અને તપ કરવાં ॥૭૯॥

पौर्णमास्याममावास्यांद्वादस्यांचतथैचव ॥
श्रावयेच्छ्रद्दधानश्चमद्भक्तश्चविशेषतः ॥८०॥

પુનમ, બારશ, અમાંસને દીવશે જે મારો ભકત આ અનુસ્મૃતી સાંભળવાની શ્રદ્ધા રાખતો હોય તેને સંભળાવવી ॥૮૦॥

नामइत्त्येवयोब्रुयान्मद्भक्तःश्रद्धयान्वितः ॥
तस्याक्षयोभवेल्लोकःश्वपाकस्यापिनारद॥८१॥

ગમે તો નીચ જાતીમાં જન્મ હોય અને તે મારો ભકત હોય અને તે શ્રદ્ધા વડે કરીને નમ-

સ્કાર કરૂં છું એટલું બોલે તો તેને જે જગ્યાથી ફરી આવવું પડતું નથી તેવા લોકની ગતી આપુછું ૮૧

किंपुनर्येंभजंतेमांसाधकाविधिपूर्वकम् ॥
श्रद्धावंतोयतात्मानस्तेयांतिपरमांगतिम्॥८२॥

તો જે સાધુઓ વિધિ વડે કરીને તથા શ્રદ્ધા વડે નિયમ પાળીને મને ભજે તેને પરમગતી આપુ એમાં ફરી શું કહેવું ॥૮૨॥

कर्माण्णाद्यंतवंतीहमद्भक्तोऽनंतमश्नुते ॥
मामेवतस्माद्देवर्षेध्याहिनित्यमतंद्रितः॥८३॥

ઉત્પત્તિ અને નાશ કરનાર તે મનુષ્યનાં કર્મ અહીં રહેછે અને મારો ભકત તો મને જેનો પાર નથી એવાને એવાછે માટે હે નારદ એટલા માટે આળસ મુકી દઇ મને ભજ ॥૮૩॥

अज्ञानांचैवयोज्ञानंदद्याद्धर्मोपदेशतः ॥
कृत्स्नांवांपृथ्वींदद्यात्तेनतुल्यंनतत्फलम्॥८४॥

અજ્ઞાની મનુષ્યને ધર્મના ઉપદેશથી જે જ્ઞાન

બતાવેછે અથવા સમગ્ર પૃથ્વીનું દાન કરે ધર્મના ઇપદેશની બરોબર પૃથ્વીનું દાન નથી. ૮૪

तस्मात्प्रदेयंसाधुभ्योजपंबंधभयापहम् ॥
अवाप्स्यतिततःसिद्धिंप्राप्स्यसेचपदंमम ८५॥

એટલા માટે રૂડા ગુણવાળા પુરૂષોને જન્મ મરણ ટાળનારા મંત્રનું દાન કરવું તેથી સિદ્ધિ પ્રપ્ત થશે અને મારૂં સ્થાન પામશે॥૮૫॥

अश्वमेधसहस्त्रैश्चवाजपेयशतैरपि ॥
नासौपरमवाप्नोतिमद्भक्तैर्यदवाप्यते ॥८६॥

મારા ભકતો જે સ્થાનકને પામેછે તે સ્થાનકને હજાર અશ્વમેધ યજ્ઞ કરનાર તથા સોવાર જપે યજ્ઞ કરનાર પણ પામતા નથી ॥૮૬॥

॥ भीष्म उवाच ॥

हरेःपृष्टंपुरातेननारदेनसुरर्षिणा ॥
यदुवाचततःशंभुस्तद्धुक्तंसमनुव्रतः ॥८७॥

ભીષ્મ કહેછે.

દેવતાઓના ૠષિ નારદજીએ પુર્વે માહાદેવજીને પુછેલું અને ત્યાર પછી મહાદેવજીએ કહેલું વૃત્તાંત મેં તમને કહ્યું ॥૮૭॥

त्वमप्येकमनाभुत्वाध्याहिध्येयंगुणाधिकम् ॥
भजस्वसर्वभावेनपरमात्मानमव्ययम् ॥८८॥

માટે તમે પણ એક મનવાળા થઇ ગુણથી પણ અધિક અને ધ્યાન કરવા યોગ્ય પરમાત્માનું ધ્યાન કરો અને સર્વ પ્રકારની પ્રતીઓ પરમાત્માને અર્પણ કરી ભગવાનને શેવો ॥૮૮॥

श्रुत्वैवंनारदोवाक्यंदिव्यंनारायणोदितम् ॥
अत्यंतंभाक्तिमान्देवएकांतित्वमुपेयिवान् ८९॥

આવું નારાયણ ભગવાનનું કહેવું સાંભળી નારદજી અત્યંત ભકિતવાળા થઇ એકાંતપણાને પામ્યા ॥૮૯॥

नारायणमृषिंदेवंदशवर्षाण्यनन्यभाक् ॥

इमंजपित्वाचाप्नोतितद्विष्णोःपरमंपदम् १०॥

नारायण ऋषीने नारायण देवने दस वरस सुधी એક ભકિતથી ભજે અને આ અનુસ્મૃતિનો પાઠ કરે તો વિષ્નુના શ્રેષ્ટ પદને પામે ॥૧૦॥

किंतस्यबहुभिर्मंत्रैःकिंतस्यबहुभिर्व्रतैः ॥
नमोनारायणायेतिमंत्रःसर्वार्थसाधकः ॥११॥

જે આ પ્રમાણે કરેછે તેને બહુ મંત્ર વડે કરીને તથા બહુ વ્રત કરવા વડે કરીને શું થવાનુંછે હું નારાયણને નમસ્કાર કરૂં છું એ મંત્ર સર્વ અર્થની સંપત્તિને આપનારોછે ॥૧૧॥

किंतस्यदानैःकिंतीर्थैःकिंतपोभिःकिमध्वरैः ॥
योनित्यंध्यायतेदेवंनारायणमनन्यधीः ॥१२॥

જે મનુષ્ય નારાયણનું ધ્યાન એક નિષ્ટાથી કરેછે તેને દાન વડે કરી તિર્થ શેવવા વડે કરીને તપ વડે કરીને અને યજ્ઞ વડે કરીને શું થવાનુંછે.

येनृशंसादुरात्मानःपापाचाररतास्तथा ॥

तेऽपियांतिपरंस्थानंनारायणपरायणाः ॥९३॥

જે નઠારા દુરાચારી અને પાપી આત્માવાળા તે જો ભગવત પરાયણ થાયછે તો પરંપદને પામેછે.

अनन्ययामंदबुद्धयाप्रतिभातिदुरात्मनाम् ॥

कुतर्काज्ञानदृष्टीनांविभ्रांतेंद्रियवर्त्मनाम्॥९४॥

જેમના આત્મા દુર્ગુણીછે તથા નઠારા વિચારવાળા તથા અજ્ઞાની પુરૂષોના અને ઇંદ્રીયોના મારગને અનુસરતા અને મુર્ખ બુદ્ધિવાળાઓને તો આથી ઉલટુ જણાય છે ॥૯૪॥

नमोनरायणायेतियोविदुर्ब्रह्मशाश्वतम् ॥

अंतकालेजपन्यातितद्विष्णोःपरमंपदम्॥९५॥

જે મનુષ્ય નારાયણને નમસ્કાર કરૂછુ અથવા નીરંતર બ્રહ્મને જાણેછે તે મનુષ્ય અંતકાળે સ્મરણ કરવાથી વિષ્નુના પરંપદને પામેછે. ॥૯૫॥

आचारहीनोऽपिमुनिप्रवीरभक्त्या विहीनो ऽपिविनिंदितोऽपि ॥ किंतस्यनारायणश

ब्दमात्रतोविमुक्तपापोविशतऽच्युतांगातिम्॥

હે મુનિઓમાં શ્રેષ્ઠ આચાર વગરનો હોય ભક્તિ વગરનો હોય નિંદા કરેલો હોય તો પણ નારાયણને શબ્દથી એને કંઇ બાધ થતો નથી પોતાનાં પાપથી રહિત થઇને ભગવાનની ગતિને પામેછે.

कांतारवनदुर्गेषुकृच्छ्रेष्वापत्सुसंयुगे ॥
दस्युभिःसन्निरुद्धश्चनामामिर्मांप्रकीर्तयेत् ९७

વગડામાં અથવા કિલ્લામાં અથવા યુદ્ધમાં અથવા શત્રુઓએ વિંટાઇને રોકાયલો મનુષ્ય હોય તો તે વખત મારા નામનું સ્મરણ કરવું ॥ ૯૭॥

जन्मांतरसहस्त्रेषुतपोध्यानसमाविधिः ॥
नराणांक्षीणपापानांकृष्णेभक्तिःप्रजायते ९८

ભકિત હજારો જન્માંતરમાં તપ ધ્યાન અને સમાધિ વડે કરીને જેનાં પાપ નાશ પામ્યાં છે તેની શ્રી કૃષ્ણમાં ભકિત ઉત્પન્ન થાયછે. ॥ ૯૮ ॥

नाम्नोऽस्तियावतीशक्तिःपापनिर्हरणेहरेः ॥

श्वपचोपिनरःकर्तुंक्षमस्तावन्नकिल्बिषम्।९९॥

પોતાનાં પાપ નાશ કરવાને જેટલુ સામર્થ્ય હોય તેટલાં નામનું સ્મરણ ચાંડાળ હોય ને તે કરે તો ભગવાનના નામના પ્રભાવથી તેનાં પાપ નાશ પામેછે. ॥ ૯૯ ॥

नतावत्पापमस्तीहयावन्नरमाह्वतंहरेः ॥
अतिरेकभयादाहुःप्रायश्चित्तांतरंवृथा।१००॥

જ્યાંસુધી ભગવાનનું નામ સ્મરણ કરેતે ત્યાં સુધી પાપ રહેતુ નથી અને ભગવાનના નામ ઉલ્લં ઘન કરી ગમે તેટલાં પ્રાયશ્ચિત કરે તોપણતે મિથ્યાછે.

गत्वागत्वानिवर्ततेचंद्रसूर्यादयोग्रहाः ॥
अद्यापिनानिवर्ततेद्वादशाक्षरचिंतकाः।१०१॥

અવધ આવે ચંદ્ર સૂર્યાદિ ગ્રહો પણ પોતાના સ્થાનને છોડી દેછે પણ બાર અક્ષરનો મંત્ર જપ- નાર પોતાના સ્થાનને કદી છોડતો નથી ॥૧૦૧॥

नवासुदेवात्परमास्तिमंगलं न वासुदेवात्प

रमास्तिपावनम् ॥ नवासुदेवात्परमास्तिदैवतंतंवासुदेवंप्रणमन्नसीदाति ॥१०१॥

વાસુદેવ ભગવાનથી માંગલીક બીજો એકે પદાર્થ નથી અને વાસુદેવ ભગવાનથી પવિત્ર પણ બીજો એકે પવિત્ર કરનાર પદાર્થ નથી વાસુદેવ ભગવાનના જેવો ચમત્કારી બીજો કોઇ નથી તે વાસુદેવ ભગવાનને નમસ્કાર કરનાર પુરૂષ ખેદ પામતો નથી. ॥ ૧૦૨ ॥

इमांरहस्यांपरमाननुस्मृतिंयोऽधीत्य बुद्धिंलभतेचनैाष्टिकीम् ॥ विहायपापंविनिमुच्य संकटात्सवीतरागोविचरेन्महीमिमाम् १०३

આ છાંની રાખવા યોગ્ય અનુસ્મૃતિનો પાઠ જે ભણેછે અને તેથી એક નિષ્ટા વાળી બુદ્ધિ પાંમીને સર્વ પાપથી અને સંકટથી મુકાઇ રાગ વગરનો થઇ આ પૃથ્વી ઉપર ફરેછે ॥ ૧૦૩ ॥

એ પ્રકારે મહાભારતમાં શતસાહસ્ત્રી સંહિતામાં

વ્યાસમુનિના માનુસાસનિક પર્વમાં દાનધર્મમાં વિ-
ષ્નુની દિવ્ય અનુસ્મૃતિની ટીકા સંપુર્ણ થઇ.

इति श्रीमन्महाभारते शतसाहस्र्यां संहितायां वैयासि
क्यामानुशासनिके पर्वणि दानधर्मे श्रीविष्णोर्दिव्यमनुस्मृति
स्तोत्रं संपूर्णम् ॥ शुभं भवतु ॥

## ॥ अथ गजेंद्रमोक्ष प्रारभ्यते ॥

॥ श्रीगणेशाय नमः ॥

॥ श्रीगोपालकृष्णाय नमः ॥

॥ शतानीक उवाच ॥

मयाहिदेवदेवस्यविष्णोरमिततेजसः ॥
श्रुताःसंभूतयःसर्वागदतस्तवसुव्रत ॥१॥

શતાનીક કહેછે.

હે રૂડા વ્રતવાળા તમારા કહેવાથી દેવના દેવ અને જેના તેજનું માપ નથી એવા વિષ્નુનાં પરાક્રમો સાંભળ્યાં ॥ ૧ ॥

यदिप्रसन्नोभगवाननुग्राह्योऽस्मिवायदि ॥
तदहंश्रोतुमिच्छामिनृणांदुःखघ्ननाशनम्॥२॥

હે મહારાજ જો તમે મારા ઉપર પ્રસન્ન થયા હો અને હું અનુગ્રહ કરવા યોગ્ય હોઉ તો મને મ-

નુષ્યો તે નઠારા સ્વપ્ન નિવારણ કરનારી કથા સાં-
ભળવાની ઇચ્છા થઈ છે ॥ ૨ ॥

स्वप्नादिषुमहाभागदृश्यंतेयेशुभाशुभाः ॥
फलानिचप्रयच्छंतितद्गुणान्येवभार्गव ॥३॥

હે મહા ભાગ્યવાળા ભાર્ગવ સ્વપ્નમાં કેટલાક
શુભ અને અશુભ પદાર્થો દેખાયછે તે પદાર્થો પોત
પોતાના ગુણનું ફળ આપેછે ॥ ૩ ॥

तादृक्पुण्यंपवित्रंचनृणामतिशुभप्रदम् ॥
दुष्टस्वप्नोपशमनंतन्मेविस्तरतोवद ॥४॥

જેવું નઠારૂ સ્વપ્ન આવવાથી ભય ઉત્પન્ન થા
યછે તેવુંજ તે સ્વપ્નને નિવારણ કરનારૂ અને શુ-
ભને આપનારૂ શું હશે તે કહો ॥ ૪ ॥

॥ शौनक उवाच ॥

इदमेवमहाभागपृष्टवान्स्वपितामहम् ॥
भीष्मधर्मभृतांश्रेष्टंधर्मपुत्रोयुधिष्टिरः ॥५॥

શૌનક કહેછે.

હે મહાભાગ્યવાળા આજ પ્રષ્ન પુર્વે ધર્મ ધારણ કરનારાઓમાં શ્રેષ્ટ એવા ભીષ્મ પીતા મહને ધર્મ રાજાના પુત્ર યુધિષ્ટિર રાજાએ પુછયો હતો.

॥ भीष्म उवाच ॥

आद्यंपुरुषमीशानंपुरुहूतंपुरातनम् ॥
ऋतमेकाक्षरंब्रह्मव्यक्ताव्यक्तंसनातनम् ॥६॥

ભીષ્મ કહેછે.

આદ્યને, પુરૂષને, ઇશને, પુરૂહુતને, પુરાતનને ઋતને, એક અક્ષરને, બ્રહ્મને, વ્યકતને અવ્યકતને સનાતનને ॥ ૬ ॥

असच्चसच्चयद्विश्वंनित्यंसदसतःपरम् ॥
परंपराणांस्त्रष्ठारंपुराणंपरमव्ययम् ॥७॥

અસતને સતને, જેનાથી વિશ્વ ઉપ્તન્ન થયુ છે એવા ને સત અસતથી પરને. શ્રેષ્ઠમાં શ્રેષ્ટને, પુરાણને અવ્યયને શ્રેષ્ટને ॥ ૭ ॥

मांगल्यंमंगलंविष्णुवरेण्यमनघंशुचिम् ॥
नमस्कृत्यहृषीकेशंचराचरगुरुंहरिम् ॥८॥

માંગલિકને શુભને વિષ્નુને, પાપ વગરનાને પ્રકાશવાળાને પવિત્રને, ઇંદ્રિયોના અધિપતિને સચરાચર જગતના ગુરૂને હરિને નમસ્કાર કરીને.

प्रवक्ष्यामिमहापुण्यंकृष्णद्वैपायनस्यच ॥
येनोक्तेनश्रुतेनापिनस्यतेसर्वपातकम् ॥९॥

વ્યાસમુનિની કહેલી અને ઘણા પુન્યવાળી કથા કહુછુ જે કથા સાંભળવાથી સર્વ પાપ નાશ પામેછે ॥ ૯ ॥

नारायणसमोदेवोनभूतोनभाविष्याति ॥
एतेनसत्यवाक्येनसर्वार्थान्साधयाम्यहम् १०

નારાયણની બરાબરી કરી શકે એવો કોઇ દેવ થયો નથી અને થવાનો નથી એ પ્રકારના સત્ય વાકય વડે કરીને હું સર્વ અર્થનુ સાધન કરૂછું. ॥૧૦॥

किंतस्यबहुभिर्मंत्रैःकिंतस्यबहुभिर्व्रतैः ॥
नमोनारायणायेतिमंत्रःसर्वार्थसाधकः॥११॥

જેણે હું નારાણયને નમસ્કાર કરૂછું એવા મં-
ત્રની સાધના કરીછે તેને બીજા ઘણા મંત્ર જપવા
શા કામના છે ॥ ૧૧ ॥

जज्ञेबहुज्ञंपरमत्युदारंयंद्वीपमध्येसुतमात्म
वंतम् ॥ पराशराद्गंधवतीमहर्षेस्तस्मैन
मोऽज्ञानतमोनुदाय ॥१२॥

પરાશર મુનિથી ગંધવતી એ દ્વીપમાં ઉદાર
બુદ્ધિવાળા અને બહુ જ્ઞાન વાળા જે પુત્રને ઉત્પન્ન
કર્યા તે મોટા રૂષિ વ્યાસ મુનિને અજ્ઞાન નાશ કરના
રને નમસ્કાર કરૂછુ ॥ ૧૨ ॥

नमोभगवतेतस्मैव्यासायामिततेजसे ॥
यस्यप्रसादाद्वक्ष्यामिनारायणकथामिमाम् १३

જેના તેજનો પાર નથી એવા માહાત્મા વ્યાસ

મુનિને નમસ્કાર કરૂંછું કેમકે જેના અનુગ્રહથી આ નારાયણની કથા કહુંછું ॥ ૧૩ ॥

वैशंपायनमासीनंपुराणोक्तिविचक्षणम् ॥
इममर्थंसराजर्षिःपृष्ठवान्जनमेजयः ॥ १४॥

એક વખત પુરાણની કથાને જાણનારને એવા વૈશંપાય મુનિ બેઠેલા હતા તે સમયે રાજર્ષિજનમેજયરાજાએ આજ પ્રશ્નને પુછતા હતા ॥ ૧૪॥

॥ जनमेजय उवाच ॥

किंजपन्मुच्यतेपापात्किंजपन्सुखमश्नुते ॥
दुःस्वप्ननाशनंपुण्यंश्रोतुमिच्छामिमानद।१५॥

જનમેજય કહેછે.

શું જપવાથી પાપ નાશ પામે અને સુખ મળે હે માન્ય આપનાર મુનિ જેથી નઠારૂં શમણું નાશ પામે એવી પવિત્ર કથા મને કહો ॥ ૧૫ ॥

॥ वैशंपायन उवाच ॥

एवमेवपुराप्रश्नंपृष्टवांस्तेपितामहः ॥

भीष्मवेैव्रतीनांश्रेष्टंतंचाहंकथयामिते ॥१६॥

વૈશંપાયન કહેછે.

આ પ્રકારનો પ્રશ્ન તમારા દાદા યુધિષ્ટિરે વ્રત કરનારાઓમાં શ્રેષ્ટ ભીષ્મપિતા મહને પુછયો હતો અને તેમણે જે ઉત્તર કર્યો હતો તે કથા હું તમને કહુંછુ ॥ ૧૬ ॥

देवव्रतंमहाप्राज्ञंसर्वशास्त्रविशारदम ॥
विनयेनोपसंगम्यपर्यपृच्छद्युधिष्टिरः ॥१७॥

મહા બુદ્ધિમાન અને સર્વ શાસ્ત્રને જાણનારા ભીષ્મપિતા મહને નમ્રતા પુર્વક યુધિષ્ટિર રાજા પુછેછે ॥ ૧૭ ॥

॥ युधिष्ठिर उवाच ॥

दुःस्वप्नदर्शनंघोरमवेक्ष्यभरतर्षभ ॥
प्रयतःकिंजपेज्जाप्यंविबुद्धःकिमनुस्मरेत्।१८॥

યુધિષ્ટિર કહેછે.

હે ભરતરાજાના કુળમાં શ્રેષ્ટ જયારે નઠારૂ શા-

મણુ આવે ત્યારે બુદ્ધિમાન પુરૂષે અવસ્ય કોનો જપ કરવો અને કોનું સ્મરણ કરવું ॥ ૧૮ ॥

कस्यकुर्यान्नमस्कारंप्रातरुत्थायमानवः ॥
किंचध्यायेतसततांकिंपूज्यंवाभवेत्सदा ॥१९॥

મનુષ્યે સવારના પોહોરમાં ઉઠીને નીરંતર કોને નમસ્કાર કરવો કોનું ધ્યાન કરવું અને કેની પુજા કરવી ॥ ૧૯ ॥

पितामहप्रसादेनबुद्धिभेदोभवेन्नमे ॥
तदहंश्रोतुमिच्छामिब्रूहिनोवदतांवर ॥२०॥

તમારા અનુગ્રહથી મારી બુદ્ધિને ભ્રમ હોવો જોઇએ નહી એટલા માટે હે વિવાદમાં શ્રેષ્ટ તે કથા મને સાંભળવાની ઈછાછે માટે મને કહો ॥૨૦॥

॥ भीष्म उवाच ॥

श्रृणुराजन्महाबाहोकथायिष्येहशांतिकम् ॥
दुःस्वप्नदर्शनेजाप्यंयद्वानित्यंसमाहितैः ॥२१॥

ભીષ્મ કહેછે.

હે મોટા હાથવાળા રાજા જ્યારે નઠારૂ શામણુ આવે ત્યારે અથવા નિત્ય રૂડાં આચર્ણવાળાઓને જે શાંતિ કરવાની છે તે કહુછું ॥ ૨૧ ॥

अत्राप्युदाहरंतीममितिहासंपुरातनम् ॥
गजेंद्रमोक्षणंपुण्यंकृष्णस्याद्भूतकर्मणः॥२२॥

અહીં આગળ જુના ઇતિહાસની કથા છે તે કથામાં શ્રી કૃષ્ણ ભગવાને હાથીને મુકત કર્યોછે તે દ્રષ્ટાંત કહુછુ ॥ ૨૨ ॥

सर्वरत्नमयःश्रीमांस्त्रिकूटोनामपर्वतः ॥
सुतःपर्वतराजस्यसुमेरोर्भास्करद्युतेः ॥२३॥

સર્વ રત્નની જેમાં શોભાછે એવો અને મેરૂ પર્વતનો પુત્ર અને સૂર્યના જેવી કાંતિવાળો અને ત્રણ શિખરે પ્રકાશમાન ત્રિકુટ નામનો પર્વત હતો.

क्षीरोदजलवीच्युग्रैर्धौतामलशिलातलः ॥
उत्थितःसागरंभित्वादेवर्षिगणसेवितः ॥२४॥

ક્ષીર સમુદ્રની મધ્યમાં શિલાઓનાં તળીયાં જળના મોજાઓથી સુંદર ધોવાયળાં હતાં એવો અને સમુદ્રને ભેદીને બહાર નિકળેલો એવો અને જેનો આશ્રય કરી દેવતાઓ નાગણ રહેલા છે એવો. ૨૪

अप्सरोभिःपपरिवृतःश्रीमान्प्रस्त्रवणाकुलः ॥
गंधर्वैःकिन्नरैर्यक्षैःसिद्धचारणपन्नगैः ॥ २५ ॥

અપ્સરાઓથી વિંટાયલો અને જળ વડે કરીને તથા સિદ્ધ, કિંનર, યક્ષ, અને પન્નગ અને ગંધર્વ વડે કરીને વીંટાયલો ॥ ૨૫ ॥

मृगैःसिंहैर्गजेंद्रैश्चवृतगात्रोविराजते ॥
पुन्नागैःकर्णिकारैश्चसुबिल्वैर्दिव्यपाटलैः।२६॥

મૃગ, સિંહ, હાથીના અધિપતિથી જેના અવયવો શોભી રહેલા છે, પુન્નાગ, કરણો બીલીઓ અને શોભાવાળાં પાટવ વૃક્ષો ॥ ૨૬ ॥

चूतनिंबकदंबैश्चचंदनागरुचंपकैः ॥
शालैस्तालैस्तमालैश्चतरुभिश्चार्जुनैस्तथा ॥

આંબાનાં વૃક્ષો, લીંબડાઓ, કેળો, ચંદન, અગરૂ, ચંપો ક્ષાળીવૃક્ષો, તાલીવૃક્ષો, તમાલનાંવૃક્ષો, અર્જુન સાદડાનાં વૃક્ષો વડે કરીને ॥ ૨૭ ॥

बकुलैःकुंदपुष्पैश्चसरलैर्देवदारुभिः ॥
मंदारकुसुमैश्चान्यैःपारिजातैश्चसर्वशः ॥२८॥

બપૈયાનાં વૃક્ષ વડે કરીને કુંદ પુષ્પ વડે કરીને તથા દેવદારૂ, મંદાર પુષ્પ તથા પારિજાત વડે કરીને. ॥૨૮॥

एवंबहुविधैर्वृक्षैःसर्वतःसमलंकृतः ॥
नानाधात्वंकितैःशृंगैःप्रस्त्रवद्भिःसमंततः॥२९॥

એ પ્રકારે બહુ જાતનાં વૃક્ષો વડે કરીને સર્વેથી જેમાં ભૂમિ શોભી રહીછે તથા નાના પ્રકારની ધાતુઓથી વિચિત્ર શીખરો જેમાં ચારે પાસ ઝરેછે એવો તે પર્વત. ॥૨૯॥

शोभितोरुचिरप्रख्यैस्त्रिभिर्विस्तीर्णसानुभिः ॥
मृगैःशाखामृगैःसिंहैर्मातंगैश्चसदामदैः॥३०॥

પ્રીતી ઉપજાવનારાં અને વિસ્તારવાળાં શિખરોએ શોભાયમાન અને હરણો વડે કરાને તથા પખરાયેલાં હરણો કરીને અને સિંહ વડે કરીને તથા મદોન્મત હાથી વડે કરી શોભાયમાન. ।૩૦।

जीवजीवकसंघुष्टंचकोरशिखिनादितम् ॥
तस्यैकंकांचनंशृंगंसेव्यतेयद्दिवाकरः ॥३१॥

નાના પ્રકારના જીવોએ તથા ચકોર, અને મયુર શબ્દોથી શોભાયમાન તેનું એક શિખર જે સોનાનું છે તે સૂર્યનારાયણ સેવેછે. ॥૩૧॥

नानापुष्पसमाकीर्णंनानाशृंगैःसमाकुलम् ॥
द्वितीयंराजतंशृंगंसेव्यतेयान्निशाकरः ॥३२॥

જેમાં નાના પ્રકારનાં ફુલ શોભિ રહેલાં છે તથા નાના પ્રકારનાં શિખરો શોભિ રહેલાંછે બીજુ રૂપાનું શિખર ચંદ્રમા સેવેછે. ॥૩૨॥

पांडुरांबुदसंकाशंतुषारचयसन्निभम् ॥
वज्रेंद्रनीलवैदूर्यतेजोभिर्भासयन्नभः ॥३३॥

તે શિખર મેઘના સરખુ કાંતિમાન અને જ-
ળના કણોના ભંડાર જેવું છે તેમાં વજ્ર ઇંદ્ર, નીળ,
અને વૈડુર્યના રત્નથી આકાશ પીળા વર્ણવાળું જ-
ણાયછે. ॥૩૩॥

तृतीयंब्रह्मसदनंप्रकृष्टंशृंगमुत्तमम् ॥
पद्मरागसमप्रख्यंतारागणसमन्वितम् ॥३४॥

ત્રીજું મોટું શિખર જેને બ્રહ્મ સદન કહેછે
તે છે તે શિખરની આસપાસ તારાઓ રહેલા છે
અને કમળના સરખા રાતા રંગવાળુ છે. ॥૩૪॥

नैतत्कृतघ्नाःपश्यंतिननृशंसाननास्तिकाः ॥
नातप्ततपसोलोकेयेचपापकृतोजनाः ॥३५॥

એ શિખરને વિશ્વાસ ઘાતીઓ તથા નાસ્તિ
કો અને નઠારા પુરૂષો તથા જેણે તપ નથી કર્યાં
તેવા મનુષ્યો દેખતા નથી. ॥૩૫॥

नानाराधितगोविंदाःशैलंपश्यंतिमानवाः ॥
तस्यसानुमतःपृष्ठेसरःकांचनपंकजम् ३६॥

નાના પ્રકારની પુજાઓથી જેમણે શ્રી કૃષ્ણ-નું આરાધન કરેલું છે તે મનુષ્યો એ શિખરને જુવેછે એ શિખરની પછાડી સોનાનાં કમળ જેમાં થાયછે તેવું સરોવર છે. ॥૩૬॥

कारंडवसमाकीर्णराजहंसोपशोभितम् ॥
मत्तभ्रमरसंघुष्टंचकोरशिखिनादितम् ॥३७॥

તે સરોવર કારેંડવથી પખરાયલું અને રાજ હંસથી શોભાયમાન છે તેના ઉપર ભમરો ગુંજાર કરેછે અને ચકોર અને મોર પક્ષીઓ શબ્દ કરેછે.

कमलोत्पलकह्लारपुंडरीकोपशोभितम् ॥
कमुदैःशतपत्रैश्चकांचनैःसमलंकृतम् ॥३८॥

કમળ ઉત્પલ કલ્હાર, પુંડરિક, કુમદ, શત-પત્રી, એક નામવાળા અને સોનાના સરખાં શોભા-યમાન કમળોથી શોભાયમાન. ॥૩૮॥

पद्मैर्मरकतप्रख्यैःपुष्पैःकांचनसन्निभैः ॥
गुल्मैःकीचकवेणूनांसमंतात्परिवारितम् ।३९॥

અને મરકત મણીના જેવાં તથા સોનાના સરખાં કાંતિવાળાં ફુલ વડે કરીને તથા લતાઓ વડે કરીને તથા વાંસના સમુહો વડે કરીને વિંટાયલું.

अत्यद्भुतंमहास्थानंविचित्रशिखराकुलम् ॥
शतयोजनविस्तीर्णंशतयोजनमायतम्॥४०॥

અત્યંત નવાઇ જેવું તથા મોર પક્ષીથી રળીયામણું તે શરોવર સોયોજન વિસ્તારથી પખરાયલું હતુ. ॥૪૦॥

पंचयोजनमूर्धानंसरएतत्प्रमाणत· ॥
हिमखंडोदकंराजन्सुस्वादममृतोपमम् ।४१।

પાંચ યોજન ઉંચા એવા તે શરોવરમાં અમૃતના જેવું મીઠું અને બરફના જેવું ઠંડું જળ રહેતું હતું. ॥૪૧॥

त्रैलोक्यऽदृष्टपूर्वंचयत्तत्सरमनुत्तमम् ॥
सुप्रसन्नंसरोदिव्यदेवानामपिदुर्लभम् ॥४२॥

જેનાથી ઉત્તમ સરોવર ત્રણલોકમાં બીજુ એ-

કે નથી એવું તે સરોવર દેવતાઓને પણ દુર્લભ હતું ॥૪૨॥

खातेनाद्विगुणंप्रोक्तंशरद्द्यौरिवनिर्मलम् ॥
उपहारायदेवानांसिद्धाद्यार्चितपंकजम् ॥४३॥

ઉંડાણમાં બમણું અને શરદ ૠતુના આકાસ જેવું નિર્મળ હતું સિદ્ધાદિ દેવતાઓની ભેટને અર્થે સુંદર કમળોથી વ્યાપેલું તે સરોવર હતું. ૪૩

तस्मिन्सरसिदुष्टात्माविरूपोऽतर्जलाशयः ॥
आसीद्ग्राहोगजेंद्राणांदुराधर्षोमहाबलः ४४

તે સરોવરમાં પાપી આત્માવાળો અને રૂપ વગરનો તથા છેટેથી દોડી આવનાર અને બહુ બળવાળો હાથીને ઝાલનાર મગર રહેતો હતો. ૪૪

अथदंतोज्ज्वलमुखःकदाचिद्गजयूथपः ॥
आजगामतृषाक्रांतःकरेणुपरिवारितः ॥४५॥

ત્યાર પછી કોઈક સમમે ઉજળા દાંતવાળો અને તરસથી પીડાયલો હાથીના ટોળાંનો સ્વામિ બચ્ચાં

તથા હાથણીઓ સહીત આવતો હતો. ॥ ૪૫ ॥

मदस्त्रावीजलाकांक्षीपादचारीवपर्वतः ॥
वासयन्मदगंधेनमहानैरावतोपमः ॥४६॥

જેનામાંથી મદ ઝરી જાયછે. તથા પાણી પીવ ની ઇચ્છાછે એવો, પર્વતના સરખો, તથા ઐરાવત હાથીના સરખો હાથી મદ સ્ત્રાવની ગંધ વડે કરીને વનને સુગંધિમાન કરતો હવો. ॥ ૪૬ ॥

गजोह्यंजनसंकाशोमदाच्चलितलोचनः ॥
तृषितःपानकामोऽयमवतीर्णश्चतत्सरः ॥४७॥

તે હાથી મેંસના સરખો કાળા વર્ણવાળો તથા મદ વડે કરી નેત્ર ફેરવતો છતો પાણી પીવા માટે તે સરોવરમાં ઉતરતો હવો. ॥ ૪૭ ॥

पिबतस्तस्यतत्तोयंग्राहश्चसमपद्यत ॥
सुलीनःपंकजवनेयूथमध्यगतःकरी ॥ ४८ ॥

શુળોવાળા કમળોના વચમાં હાથી પાણી પીતો હતો તે વખતે મઘર ત્યાં આગળ આવ્યો. ૪૮

गृहीतस्तेनरौद्रेणग्राहेणातिबलीयसा ॥

पश्यंतीनांकरेणूनांक्रोशंतीनांसुदारुणम् ।४९।

અત્યંત જોરવાળા અને બીયામણા મઘરે બુમો પાડતી હાથણીઓના દેખતાં તે હાથીને ઝાલીને.

नीयतेपंकजवनेग्राहेणाव्यक्तमूर्तिना ॥

गजोह्याकर्षतेतीरंग्राहश्चाकर्षतेजलम् ॥५०॥

પોતે ન દેખાય તેવી રીતે કમળમાં લઇ જાય છે હાથી સરોવરના કાંઠા તરફ ખેંચેછે અને મઘર જળમાં ખેંચેછે. ॥ ૫૦ ॥

तयोर्युद्धंमहाघोरंदिव्यवर्षसहस्त्रकम् ॥

वारुणैःसंयतःपाशैर्निष्प्रयत्नगतिःकृतः ।५१।

એમ બેને દેવતાઓનાં હજાર વરસ સુધી ભયંકર યુદ્ધ થયું મઘરે જળના બંધન વડે કરીને હાથીને જોર વગરનો કર્યો. ॥૫૧॥

वेष्ट्यमानःसघोरैस्तुपाशैर्नागोदृढैस्तथा ॥

विस्फूर्जितमहाशक्तिर्विक्रोशंश्चमहारवान् ५२

ભારે બંધનથી બંધાયલો અને શકિતવગરનો હાથી ઉંચે સ્વરથી બુમ પાડતો હવો. ।।૫૨।।

व्यथितःसनिरुत्साहोगृहीतोघोरकर्मणा ॥
परमापदमापन्नोमनसाचिंतयद्धरिम् ॥५३॥

પાપી કર્મના કરનારાએ ઝાલેલો અને દુખીઓ, ઉત્સાહ વગરનો હાથી બહુ દુઃખ પામીને મનથી ભગવાનનું સ્મરણ કરતો હતો. ।।૫૩।।

सतुनागवरःश्रीमान्नारायणपरायणः ॥
तमेवशरणंदेवंगतःसर्वात्मनातदा ॥५४॥

હાથીઓનો સ્વામિ સર્વપણા વડે કરીને નારાયણ ભગવાનને શરણે જતો હવો. ।।૫૪।।

एकाग्रोनिगृहीतात्माविशुद्धेनांतरात्माना ॥
नैकजन्मांतराभ्यासाद्भक्तिमान्गरुडध्वजे ५५

અનેક જન્મના અભ્યાસથી ભગવાને વીરો

ભક્તિવાળો હાથી શુદ્ધ અંતઃકરણ વડે કરીને ત્યાં એકાગ્ર બુદ્ધિ વડે ધ્યાન કરી. ॥ ૫૫ ॥

नान्यंदेवंमहादेवात्पूजयामासकेशवात् ॥
दिग्बाहुंस्वर्गमूर्धानंभूःपादंगगनोदरम् ॥५६॥

ભગવાન વિના બીજા દેવને પુજતો નહોતો, દીશાઓમાં હાથ સ્વર્ગમાં માથું અને આકાસ ભણી પેટ અને પૃથ્વીમાં પગ રાખીને. ॥૫૬॥

आदित्यचंद्रनयनमनंतंविश्वतोमुखम् ॥
भूतात्मानंचमेघाभंशंखचक्रगदाधरम् ॥५७॥

ચંદ્ર સૂર્યમાં નેત્ર રાખીને અને મોઢામાં શંખ ચક્ર ગદાના ધારણ કરનાર અને પ્રાણીઓના આત્માને ધારણ કરીને. ॥૫૭॥

सहस्त्रशुभनामानमादिदेवमजंविभुम् ॥
संगृह्यपुष्कराग्रेणकांचनंकमलोत्तमम् ॥५८॥

હજાર નામવાળા અને નાશ વગરના પ્રભુને સુવર્ણ જેવા કમળને કુમળ સુંઢ વડે ઝાલીને. ॥૫૮॥

निवेद्यमनसाध्यात्वापूजांकृत्वाजनार्दने ॥
आपद्विमोक्षमन्विच्छन्गजःस्तोत्रमुदीरयत् ॥

મન વડે લોકને આનંદ આપનાર પ્રભુનું ધ્યાન કરી પુજા કરીને કમળ અર્પણ કરીને દુઃખથી મુકાવાને ઇચ્છતો આ સ્તોત્ર બોલતો હવો. ।।૫૯।।

॥ गजेंद्र उवाच ॥ ॐ ॥

नमोमूलप्रकृतयेअजितायमहात्मने ॥
अनाश्रयायदेवायनिःस्पृहायनमोनमः ॥६०॥

ગંજેદ્ર કહેછે ઓ પ્રકૃતિના મુળને તથા જેનો આત્મા જીતાતો નથી એવા માહાત્માને, આશ્રય વગરનાને દેવને નિર્ગુણને અને સ્પૃહાવગરનાને નમસ્કાર કરૂંછું. ।। ૬૦ ।।

नमआद्यायबीजायआर्षेयायप्रवर्तिने ॥
अनंतायचनैकायअव्यक्तायनमोनमः ॥६१॥

આદ્યને બીજને કારણને જગતના પ્રવર્તાવના-

રાને, સીમા વગરનાને એક વગરનાને, અવ્યકતને નમસ્કાર કરૂંછું. ॥ ૬૧ ॥

नमोगुह्यायगुढायगुणायगुणधर्मिणे ॥
अतर्क्यायाप्रमेयायअतुलायनमोनमः ॥६२॥

ગુહ્યને ગુઢને, ગુણને, ગુણના ધર્મને, તર્ક વિનાનાને, માપ વગરનાને, બરોબરી વગરનાને ન૦ ૬૨

नमःशिवायशांतायनिश्चयाययशस्विने ॥
सनातनायपूर्वायपुराणायनमोनमः ॥६३॥

શિવને, શાંતને, નિશ્ચયને, યશવાળાને, સનાતનને, પુર્વને, પુરાણને, નમસ્કાર કરૂંછું. ૬૩

नमोजगत्प्रतिष्ठायगोविंदायनमोनमः ॥
नमोदेवाधिदेवायस्वभावायनमोनमः ॥६४॥

જગત સ્થાપન કરનાર ગોવિંદને નમસ્કાર કરૂંછું, દેવના દેવને સ્વભાવને નમસ્કાર કરૂંછું.

नमोऽस्तुपद्मनाभायसांख्ययोगोद्भवायच ॥

विश्वेश्वरायदेवायशिवायहरयेनमः ॥६५॥

નાભીમાં કમળવાળાને સાંખ્ય યોગના ઉત્પન્ન કરનારને, વિશ્વના ઇશ્વરને શિવને, હરિને, દેવને નમસ્કાર કરૂછું. ॥ ૬૫ ॥

नमोऽस्तुतस्मैदेवायनिर्गुणायगुणात्मने ॥
नारायणायदेवायदेवानांपतयेनमः ॥ ६६ ॥

નિર્ગુણને ગુણના આત્માને નારાયણ દેવને, દેવતાઓના પતિને નમસ્કાર કરૂછું. ॥૬૬॥

नमोनमःकारणवामनायनारायणायामिताविक्रमाय ॥ श्रीशायचक्रासिगदाधरायनमोऽस्तु तस्मैपुरुषोत्तमाय ॥ ६७ ॥

કારણ ભુત ઠીંગણું રૂપ ધરનારને જેના પરાક્રમને પાર નથી એવા નારાયણને, શંખ ચક્ર ગદા શાર્ઙ્ગ ધનુષ્ય ધારણ કરનારને, પુરૂષોત્તમને નમસ્કાર કરૂછું. ॥ ૬૭ ॥

गुह्यायवेदनिलयायमहोदरायासिंहायदैत्यनि

धनायचतुर्भुजाय ॥ ब्रह्मेंद्ररुद्रमुनिचारणसं स्तुतायदेवोत्तमायवरदायनमोऽच्युताय॥६८॥

ગુહ્યને વેદના આશ્રયને, મોટા પેટવાળાને સિંહને દૈત્યના નાસ કરનારને ચાર હાથવાળાને, બ્રહ્મા, ઈંદ્ર, શિવ, અને ચારણોએ સ્તુતિ કરેલાને અને નાશ વગરનાને નમસ્કાર કરૂછું. ॥૬૮॥

नागेंद्रभोगशयनासनसुप्रियायगोक्षीरहेमशु कनीलघनोपमाय ॥ पीतांबरायमधुकैटभना शनायविश्वायचारुमुकुटायनमोऽक्षराय॥६९॥

નાગના સ્વામિનું આસન સુવાને માટે વાહાલું છે જેને એવા અને ગાયના દુધની તથા સોનાની તથા પોપટની તથા શ્યામ વર્ણની તથા મેઘની ઉપમાવાળા તથા પીતાંબરને ધારણ કરનાર અને મધુ કૈટભ દૈત્યને હણનારને વિશ્વના આશ્રયને, સુંદર મુગટ ધારણ કરનારને નમસ્કાર કરૂછું. ॥૬૯॥

नाभिप्रजातकमलासनसंस्तुतायक्षीरोदकार्ण
वनिकेतयशोधराय ॥ नानाविचित्रमुकुटांगद
भूषणाययोगेश्वरायाविरजायनमोवराय॥७०॥

નાભિ કમળમાંથી ઉત્પન્ન થએલા બ્રહ્માએ સ્તુ-
તિ કરેલા તથા ક્ષીર સમુદ્રમાં વાસ કરનારા અને
યક્ષના ધારણ કરનાર, તથા જુદી જુદી જાતનાં
મિત્રવાળાં બાજુબંધ અને મુગટ ધારણ કરનાર
રજો ગુણ વગરના અને શ્રેષ્ટ એવા યોગના ઇશ્વરને
નમસ્કાર કરૂંછું. ॥૭૦॥

भक्तिप्रियायवरदीप्तिसुदर्शनायफुल्लारविंदावि
पुलायतलोचनाय ॥ देवेंद्रविघ्नशमनोद्यतपौरु
षायनारायणायवरदायनमोऽच्युताय ॥७१॥

જેને ભકિત વહાલી છે તથા પ્રકાશવાળું સુ-
દર્શન ચક્ર જેનેછે એવા તથા ખીલેલા કમળના
સરખાં વિસ્તારવાળાં નેત્રવાળા તથા દેવતાઓનાં
વિઘ્નને શમાવનારૂ પુરૂષત્વપણું જેમની પાસે છે

એવા વરદાન આપનારા ભગવાનને હું નમસ્કાર કરૂંછું. ॥૭૧॥

नारायणायपरलोकपरायणायकालायकालकमलायतलोचनाय ॥ रामायरावणविनाशकृतोद्यमायधीरायधीरतिलकायनमोवराय॥७२

નારાયણને દેવલોકના આશ્રયને, કાળના આશ્રયને કાળને કમળના સરખાં વિસ્તારવાળાં નેત્રવાળાને રામને રાવણના નાશનો ઉદ્યોગ કરનારને ધીરને ધીમિ ગતિવાળાને અને શ્રેષ્ટને નમસ્કાર કરૂંછું. ॥૭૨॥

पद्मासनायमणिकुंडलभूषणायकंसांतकायशिशुपालविनाशनाय ॥ गोवर्द्धनायसुरशत्रुनिकृंतनायदामोदरायविरजायनमोवराय॥७३॥

કમળના આસનવાળાને મણિ જડિત્ર કુંડળ પેહેરનારને, કંસને નાશ કરનારને શિશુપાળને નાશ કરનારને ગોવર્ધન ધારણ કરનારને અને દેવ-

તાઓના શત્રુને છેદનારને નમસ્કાર કરૂછું. ૭૩।

ब्रह्मायनायत्रिदशायनायलोकैकनाथायहिता त्मकाय ॥ नारायणायार्तिविनाशनायमहाव राहायनमस्करोमि ॥ ७४ ॥

બ્રહ્માના આશ્રયને દેવતાઓના આશ્રયને લો કના સ્વામિને હિત કરવાને માટેજ જેનું શરીરછે એવાને નારાયણને અને દુઃખ મટાડનાર અને મો- ટા વરાહનું સ્વરૂપ ધારણ કરનારને નમસ્કાર કરૂછું.

कुटस्थमव्यक्तमचिंत्यरूपंनारायणंकारणमादि देवम् ॥ युगांतशेषंपुरुषंपुराणंतंवासुदेवंशर णंप्रपद्ये ॥ ७५ ॥

કોઇને ન મળેલું, અને કોઇના વિચારથી ની- કળ્યામાં ન આવે એવું અને ન દીઠામાં આવે તથા ન વિચારમાં આવે એવું જેનું સ્વરૂપછે એવા ના- રાયણને, કારણને આદિ દેવને યુગના છેવટ રહેના- રને, પુરૂષને, પુરાણને, વાસુદેવને શરણે આવ્યોછું.

अदृश्यमच्छेद्यमनंतमव्ययमहर्षयोब्रह्ममयंस नातनम् ॥ विंदंतियंवैपुरुषंपुरातनंतंवासुदेवं शरणंप्रपद्ये ॥ ७६ ॥

દીઠામાં ન આવે તેવા તથા ન ભેદાય તેવા પાર વગરનાને અને સર્વેનાથી જુદા, જેને મોટા રૂપિઓ નીરંતર બ્રહ્મમય કહીને પુરાતન પુરૂપની સ્તુતી કરેછે તે વાસુદેવ ભગવાનને શરણે આવ્યોછું.

उतिष्ठतस्तस्यजलोरुकुक्षेर्महावराहस्यमहींवि दार्य ॥ विधुन्वतोवेदमयंशरीरंलोकांतरस्थमु नयोगृणंति ॥ ७७ ॥

જેની કુક્ષ (કાખ, બગલ) માં અત્યંત જળ રહેલું છે એવા અને મોટા વરાહનું શરિર ધારણ કરનારને તથા પૃથ્વીને છેદી વેદ સ્વરૂપ ધારણ કરનારને તથા લોકોના અંતઃકરણમાં રહેલા જે ભગવાનની સ્તુતિ મુનિઓ કરેછે તે ભગવાનને નમસ્કાર કરૂંછું. ૭૭

योगेश्वरंचारुविचित्रमौलिंज्ञेयंसमस्तंप्रकृतेःष
रस्थम् ॥ क्षेत्रज्ञमात्मप्रभवंवरेण्यंतंवासुदेवंश
रणंप्रपद्ये ॥ ७८ ॥

યોગના તથા સુંદર મુગટ ઇશ્વરનેધારણ કરના-
રને અને પ્રકૃતિથી ભિન્ન રહેલા અને જાણવા યોગ્ય
અને ક્ષેત્રને જાણનાર આત્માને ઉત્પન્ન કરનાર અને
અત્યંત પ્રકાશવાળા વાસુદેવ ભગવાનને હું શર-
ણે આવ્યોછું. ॥૭૮॥

कार्यक्रियाकारणमप्रमेयंहिरण्यबाहुंवरपद्मना
भम् ॥ महाबलंवेदनिधिंसुरोत्तमंतंवासुदेवंश
रणंप्रपद्ये ॥ ७९ ॥

કાર્ય અને ક્રિયાના કારણને અને માપ વગર-
ના તે સોનાના સરખા પ્રકાશિત હાથવાળાને અને
રૂપાળા કમળના સરખુ જેનું નાભિ કમળછે એવા
અને બહુ બળવાળા અને વેદના ભંડાર તથા દેવ-
તાઓમાં ઉત્તમ એવા વાસુદેવ ભગવાનને શરણે

આ૦યોછું. ॥૭૯॥

किरीटकेयुरमहार्हनिष्कैर्मण्युत्तमालंकृतसर्वगात्रम् ॥ पीतांबरंकांचनचित्रनद्धमालाधरंकेशवमभ्युपैमि ॥ ८० ॥

કિરીટ મુગટ અને મોત્રા મણીના અલંકાર વડે કરીને સર્વ અવયવો જેણે શોભાવેલા છે એવા અને કેડના કંદોરા વડે કરીને બેસતું પીતાંબર જેણે પેહેરેલું છે એવા અને માળાના પેહેરનાર શ્રી કૃષ્ણ ભગવાનને નમસ્કાર કરૂછું. ॥૮૦॥

भवोद्भवंवेदविदांवरिष्ठंयोगात्मकंसांख्यविदांवरिष्ठम् ॥ आदित्यचंद्राग्निवसुप्रभावंप्रभुंप्रपद्येऽच्युतमात्मवंतम् ॥ ८१ ॥

સંસારના ઉત્પન્ન કરનાર તથા વેદ જાણનારાઓમાં શ્રેષ્ટ, યોગના આત્મા અને 'સાંખ્ય જાણનારાઓમાં શ્રેષ્ટ, તથા સૂર્ય, ચંદ્ર અગ્નિ અને વસુના ઉત્પન્ન કરનાર અને નાશ વગરના આત્માવાળા પ્ર

ભુને નમસ્કાર કરૂછું. ॥૮૧॥

यदक्षरंब्रह्मविदंतिसर्वगांनिशम्ययन्मृत्युमुखा त्प्रमुच्यते ॥ तमीश्वरंयुक्तमनुत्तमैर्गुणैः सनातनंलोकगुरुंनमामि ॥ ८२ ॥

જેને સર્વમાં વ્યાપી રહેલું અક્ષર બ્રહ્મ કહેછે અને જેનું શ્રવણ કરનાર મનુષ્ય મૃત્યુના મોઢામાંથી મુકાઇ જાયછે અને ઉપમા વગરના ગુણ વડે યુકત અને સનાતન લોકના ગુરૂ ઇશ્વરને નમસ્કાર કરૂછું. ॥૮૨॥

नमस्तस्मैवराहायलीलयोद्धरतेमहीं ॥ खूरमध्यगतोयस्यमेरुःखुरखुरायते ॥ ८३ ॥

જેણે રમતની પેઠે પૃથ્વીને ખેંચી કાહાઢીછે એવા શુકર સ્વરૂપી ભગવાનને નમસ્કાર કરૂછું જેની ખરીઓ માં મેરૂ પર્વત સમાયો હતો એવી ખરીવાળા ભગવાનને નમસ્કાર કરૂછું. ॥૮૩॥

श्रीवत्सांकंमहादेवंदेवगुह्यमनूपमम् ॥

प्रपद्येसूक्ष्ममचलंवरेण्यमभयप्रदम् ॥८४॥

શ્રી વત્સના ચિન્હવાળાને મોટા દેવને દેવતા-
ઓમાં ગુપ્ત રહેલા ને ઉપમા વગરનાને અણુને, ધ્રુ-
વને, પ્રકાશવાળાને અભય આપનારને હું પગે લા
ગુછું. ॥૮૪॥

प्रभवंसर्वभूतानांनिर्गुणंपरमेश्वरम् ॥
प्रपद्येमुक्तसंगानांयतीनांपरमांगतिम् ॥८॥

સર્વ પ્રાણીઓના ઉત્પન્ન કરનારને ગુણ વગ-
રના પરમેશ્વરને સંસારના સંગ મુકી દેનારા સંન્યા-
સિઓની ગતિ રૂપને. ॥૮૫॥

प्रभवंतंगुणाध्यक्षमक्षरंपरमंपदम् ॥
शरण्यंशरणार्तानांप्रपद्येभक्तवत्सलम् ॥८६॥

ગુણના સ્વામિને નાશ વગરનાને ઉત્પન્ન કર-
નારને પરમપદને દુખીઓને શરણ રાખનારને ભ
કતને વહાલા એવાને. ॥૮૬॥

त्रिविक्रमांत्रिलोकेशंसर्वेषांप्रापितामहं ॥

योगात्मानंमहात्मानंप्रपद्येऽहंजनार्दनम् ८७

ત્રણ પરાક્રમવાળા, ત્રણ લોકના સ્વામિ, સર્વેના પિતાના પિતાને યોગના આત્માને, મોટા આત્માને જનાર્દનને હું શરણે આવ્યો છું. ॥૮૭॥

आदिदेवमजंविष्णुंव्यक्ताव्यक्तंसनातनम् ॥

नारायणमणीयांसंप्रपद्येब्राह्मणप्रियम् ॥८८॥

આદિ દેવને, જન્મ વગરનાને વિષ્નુને વ્યકતને અવ્યકતને, સનાતનને નારાયણને, સૂક્ષ્મને બ્રાહ્મણોને સુખ કરનારને હું પગે લાગુછું. ॥૮૮॥

अकूपारायदेवायनमःसर्वमहाद्युते ॥

प्रपद्येदेवदेवेशमणीयांसमणोःसदा ॥८९॥

અકુપારને દેવને મોટા પ્રકાશવાળાને દેવના અને સૂક્ષ્મમાં સૂક્ષ્મને નીરંતર પગે લાગુછું. ॥ ૮૯ ॥

एकायलोकनाथायपरतःपरमात्मने ॥

नमःसहस्त्राशिरसेअनंतायनमोनमः ॥९०॥

એક સ્થાનકવાળાને લોકના સ્વામિને, મા-યાથી પર પરમાત્માને, હજાર માથાવાળાને પાર વ-ગરનાને નમસ્કાર કરૂંછું. ॥ ९० ॥

तमेवपरमंदेव मृषयोवेदपारगाः॥
कीर्तयंतिचसर्वेवैब्रह्मादीनांपरायणम् ॥९१॥

તે મુખ્ય દેવને, અને બ્રહ્માદિ દેવતાઓના નિ-વાસવાળાને વેદના પારને પામેલા સર્વે રૂષીઓ ગાય છે. ॥ ९१ ॥

नमस्तेपुंडरीकाक्षभक्तानामभयंकर ॥
सुब्रह्मण्यनमस्तेस्तुत्राहिमांशरणागतम् ९२

હે કમળના સરખાં નેત્રવાળા અને ભક્તોની પી-ડાને શમાવનાર અને હે શુદ્ધ બ્રહ્મણ્ય તમને નમસ્કા-ર કરૂંછું અને શરણે આવેલો જે હું તેનું રક્ષણ કરો.

तावद्भवतिमेदुःखंचिंतासंसारसागरे ॥
यावत्कमलपत्राक्षंनस्मरामिजनार्दनम् ॥९३॥

જ્યાં સુધી કમળના સરખાં નેત્રવાળા અને લોકના આનંદ ઉપજાવનાર ભગવાનનું સ્મરણ મેં નથી કર્યું ત્યાં સુધી ચિંતા રૂપી સમુદ્રમાં હું દુઃખ પામુંછું. ॥ ૯૩ ॥

॥भीष्मउवाच॥ भक्तिंतस्यतुसांचिंत्यनागस्यामोघसंस्तवात् ॥ प्रीतिमानभवद्राजइच्छुत्वा चक्रगदाधरः ॥ ९४॥

ભીષ્મ કહેછે.

આવિ રીતે હાથીની ખરા દીલવાળી સ્તુતિ-ચિંતવન કરી ચક્ર અને ગદા ધારણ કરનાર ભગ-વાન પ્રસન્ન હોતા હવા. ॥૯૪॥

आरुह्यगरुडंविष्णुराजगामसुरोत्तमः ॥ सांनिध्यंकल्पयामासतस्मिन्सरसिलोकधृक्॥

દેવતાઓના અધિપતિ ભગવાન ગરૂડ ઉપર બેશીને આવતા હવા અને લોકને ધારણ કરનાર પ્રભુ તે સરોવરમાં હાથીના સમિપે આવ્યા. ॥૯૫॥

ग्राहग्रस्तंगजेंद्रंचतंग्राहंचजलाशयात् ॥
उज्जहाराप्रमेयात्मातरसामधुसूदनः ॥ १६ ॥

મગરે ગળેલા હાથીના તથા તે મગરને જેના આત્માનું માપ નથી એવા ભગવાને અકસ્માત પાણીમાંથી બહાર કાઢયા. ॥ ૯૬ ॥

जलस्थंदारयामासग्राहंचक्रेणमाधवः ॥
मोचयामासनागेंद्रंपाशेभ्यःशरणागतम् १७

જળમાં રહેલા મગરને ભગવાને ચક્ર વડે કરીને માર્યો બંધનથી બંધાયલો અને શરણે આવેલો હાથી મુકાવ્યો. ॥ ૯૭ ॥

सहिदेवलशापेनहूहूर्गंधर्वसत्तमः ॥
ग्राहत्वमगमत्कृष्णाद्वधंप्राप्यादिवंगतः ॥
इदमप्यपरंगुह्यंराजन्पूण्यंतमश्रृणु ॥ १८ ॥

તે મગર પુર્વે ગંધર્વનો સ્વામી હૂહૂ કરીને હતો તે દેવળ મુનિના શાપથી શ્રી કૃષ્ણને હાથે મૃત્યુ

પામી સ્વર્ગમાં ગયો હે રાજા આપણ શ્રેષ્ટ અને ગુહ્ય અને પવિત્ર કથાછે તે સાંભળો. ॥ ૯૮ ॥

॥ युधिष्ठिरउवाच ॥

कथंशापोऽभवत्तावद्गंधर्वस्यमहात्मनः ॥
एतदिच्छाम्यहंश्रोतंविस्तरेणपितामह॥९९॥

યુધિષ્ટિર કહેછે.

તે મઘરના મરતા સુધી ગંધર્વને શાપ થએલો તેનું કારણ શું તે કથા હે પિતામહ વિસ્તારથી સાંભળવાની ઇચ્છા થઇછે માટે મને કહો ૯૯

॥ भिष्म उवाच ॥

यथातौशापितौतेनदेवलेनमहात्मना ॥
हाहाहूहूरितिख्यातौगीतवाद्यविशारदौ १००

ભીષ્મ કહેછે.

મહાત્મા દેવલ મુનિએ જે કારણ માટે શાપ દીધો તે કથા કહુછું હાહા અને હૂહૂ એવા બે ગંધર્વો ગીત અને વાજીત્ર વગાડવામાં કુશળ હતા.

उर्वशीमेनकारंभातथान्येचाप्सरोगणाः ॥
शक्रस्यपुरतोराजन्नृत्यंतेताःसुमध्यमाः ॥१॥

હે રાજા એક વખત ઉર્વશી મેનકા રંભા અને બીજી અપ્સરાઓ ઈંદ્રના આગળ નૃત્ય કરતી હતી

ततस्तुतौगायमानौगंधर्वौराजसद्मनि ॥
अन्योन्यंकुरुतःस्पर्धाशक्रस्यपुरतःस्थितौ॥२॥

તે વખત રાજ્ય સભામાં પેલા બે ગંધર્વો ગાયન કરતા ઈંદ્રના આગળ આવીને પોતાની વિદ્યાની પરીક્ષા આપતા હતા. ॥ ૨ ॥

आवयोरुभयोर्मध्येयःश्रेष्ठोगीतवाद्ययोः ॥
तंवदस्वसुरश्रेष्ठज्ञात्वागीतस्यलक्षणम् ॥३॥

હે દેવતાઓમાં શ્રેષ્ટ ઈંદ્ર અમારા ગીતનાં ચિન્હ સાંભળીને બેમાં કોણ શ્રેષ્ટછે તે કહો. ॥૩॥

गंधर्वयोर्वचःश्रुत्वाप्रत्युवाचशतक्रतुः ॥
युवयोर्गीतवाद्येषुविशेषोनोपलभ्यते ॥४॥

આવું ગંધર્વનું કહેવું સાંભળીને ઈંદ્ર કહેછે કે તમારા બેમાં ન્યુનાધિક ગાયન કોઇનું નથી. ॥૪॥

एकएवमुनिश्रेष्ठोदेवलोनामनामतः ॥
युवयोःसंशयच्छेत्ताभविष्यातिनसंशयः ॥५॥

એક એજ સર્વ મુનિઓમાં શ્રેષ્ટ એવા દેવળ નામના મુનિછે તે તમારો સંશય ભાગશે એમાં શંશય નથી ॥ ૫ ॥

ततस्तुतौशक्रवचोनिशम्यप्रणम्यराजन्शिरसासुरोत्तमम् ॥ गतौसुहृष्टौजयकांक्षिणौतौयत्राश्रमोतिष्ठातिसाह्विजाश्रयः ॥ ६ ॥

ત્યાર પછી તે બે જણા ઈંદ્રનું વાકય સાંભળીને તથા ઈંદ્રને મસ્તક વડે પગે લાગી ને પ્રસન્ન થતા અને જયને ઇચ્છતા તે બે જણ દેવલ મુનિના આશ્રયમાં ગયા. ॥ ૬ ॥

ततोदृष्ट्वामुनिश्रेष्ठंदेवलंशांसितव्रतम् ॥

अभिवाद्यमहात्मानमूचतुःपार्श्वतःस्थितो ॥

ત્યાં આગળ સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ અને મોટાં વૃત્તને ધારણ કરનાર દેવળ મુનિને જોઇને બંને જ-ણ પગે લાગીને તથા પડખામાં બેસીને પોતાનું વૃત્તાંત કહેતા હવા. ॥ ૭ ॥

शक्रेणप्रेषितौदेवत्वत्समीपेद्विजोत्तम ॥
एकस्यनौजयंदेहियत्तेमनसिरेच्यते ॥ ८ ॥

હે બ્રાહ્મણોમાં શ્રેષ્ટ એવા હે દેવ ઈંદ્રે હમને તમારી પાસે મોકલ્યાછે માટે હમારા બેમાંથી તમને ગમે તેને એકને જીત આપો. ॥ ૮ ॥

पृथक्चरंतौगायंतौरुचिरंमधुराक्षरम् ॥
नाकिंचिद्वदतेवाक्यंमुनिर्मौनस्यधारणात् ॥९॥

એમ કહી બંને જણા વારા ફરતી મીઠા શ-બ્દવાળું અને રૂચિ કરનારૂ ગાયન કરવા લાગ્યા તે વખત મૌનપણું ધારણ કરવાથી દેવલ કાંઇ પણ બોલ્યા નહીં. ॥ ૯ ॥

श्रृण्वन्नापिपदतेषांनकिंचिद्वदतेमुनिः ॥
तदातौकुपितौतस्यदेवलस्यमहात्मनः ॥१०॥

તેનાં પદ સાંભળ તે છતે દેવલ મુનિ જ્યારે ન બોલ્યા ત્યારે માહાત્મા દેવળ મુનિના ઉપર બેય જણા કોપાયમાન થયા. ॥ ૧૦ ॥

ऊचुतुश्चरुषावाक्यंगंधर्वौकालचोदितौ ॥
मूढोऽयंनाभिजानातिनिश्चयंगीतवाद्ययोः ११

કાલે પ્રેરણા કરેલા બે ગંધર્વો ક્રોધથી કહેછે કે આતો મુર્ખછે અને નક્કી ગીત વાજીત્રમાં કાંઈ જાણતો નથી. ॥ ૧૧ ॥

निशाम्यतद्वचस्तेषांगंधर्वाणांमदान्वितम् ॥
क्रोधादुत्थायविप्रेंद्रइदंवचनमब्रवीत्॥१२॥

આવી રીતે મદવાળા ગંધર્વના બોલ સાંભળીને ક્રોધથી ઉભા થઇ દેવલ મુનિ આ પ્રકારે કહેછે. ॥ ૧૨ ॥

एषहूहूर्दुरात्मातुग्राहत्वंयातुमुढधीः॥
त्वमेवगजराजस्तुभवस्वगिरिगव्हरे ॥ १३॥

આ પાપી આત્માવાળો અને મુર્ખ બુદ્ધિવાળો હૂહૂ ગંધર્વ મવર પણાને પામો અને તું તો પાહાડ પર્વતમાં અને ગુફાઓમાં હાથી થઇને રહે. ॥૧૩॥

एवंशापंददौक्रुद्धोदेवलःसुमहातपाः ॥
ततस्तौशापितौतेनदेवलेनमहात्मना ॥ १४॥

એવિ રીતે માહાતપવાળા અને ક્રોધાયમાન થએલા દેવલ મુનિ ગંધર્વોને શાપ આપતા હવા ત્યાર પછી માહાત્મા દેવળે શાપ દીધેલા. ॥૧૪॥

प्रणम्यशिरसाविप्रंगंधर्वाविदमूचुतुः ॥
भूमंडलगतौह्यावांप्रसादंकुरुसुव्रत ॥१५॥

ગંધર્વો માથા વડે બ્રાહ્મણને પગે લાગીને આ પ્રકારે કહેછે હે રૂડા વ્રતવાળા પૃથ્વી ઉપર ગયેલા હમારા બે જણ ઉપર તમે પ્રસન્ન થાઓ. ॥૧૫॥

निश्चयंवदाविप्रेंदयेनशापाद्विमुच्यतः ॥
ततस्तौपुरुषौदृष्ट्वाउभौशापभयार्दितौ ॥१६॥

અને જે કરવાથી હમે શાપ મુકત થઇએ તે નિશ્ચય કરી હમને કહો ત્યાર પછી શાપના ભયથી કંપતા તે બે પુરૂષને જોઇને. ॥૧૬॥

प्रत्युवाचमुनिश्रेष्ठोगंधर्वाणांभयापहम् ॥
मेरुपृष्ठेसरोरम्यंबहुवृक्षसमाकुलम् ॥१७॥

મુનિઓમાં શ્રેષ્ટ એવા દેવલ મુનિ ગંધર્વોના ભયને નાશ પમાડનારા વાકયને કહેતા હવા મેરૂ પર્વતની પછાડી બહુ જાતનાં ઝાડ જેની પછાડી ઉગ્યાં છે એવું રમણીક સરોવર છે. ॥૧૭॥

नानापक्षिगणाढ्यंचाद्वितीयइवसागरः ॥
तस्मिन्सरोवरेरम्येग्राहोनित्यंभविष्यासि १८

બીજો સમુદ્ર હોય એવું તે સરોવર છે તેને નાના પ્રકારનાં પક્ષીઓનાં ટોળાંએ સેવેલું છે એવા

રમણીક સરોવરમાં તું હમેશા મઘર થઇને રહે.

तृषार्तस्तत्रमातंगोंगामिष्यतिनगोत्तमात् ॥
तयोर्मध्येमहद्युद्धंभविष्यतिसुदारुणम् ॥१९॥

ત્યાં આગળ મોટા પર્વતમાંથી એક મદોન્મત્ત તરસ્યો હાથી નીકળી પાણી પીવા માટે આવશે તેની સાથે તમારા બંનેનું ભારે યુદ્ધ થશે. ॥૧૯॥

ग्राहेणाकृष्यमाणस्तुगजःस्तोत्रंकरिष्यति ॥
तदैवदेवदेवेशस्तुष्यतेनात्रसंशयः ॥२०॥

તે વખત મઘરે ખેંચેલો હાથી ભગવાનની સ્તુતિ કરશે તે વખતે દેવતાઓના દેવ ભગવાન તમારા ઉપર પ્રસન્ન થશે એમાં સંશય નહી. ॥૨૦॥

ततोनारायणःप्रीतःशापात्त्वांमोचयिष्यति ॥
इत्युक्त्वाऋषिणातेनवरेणैतौप्रमोदितौ॥२१॥

ત્યાર પછી પ્રસન્ન થએલા ભગવાન નારાયણ શાપથી તમને મુકત કરશે એવી રીતે દેવલ મુનિ-

ના કહેવાથી વરદાન પામેલા બે ગંધર્વો પ્રસન્ન થતા હવા. ॥ ૨૧ ॥

ग्राहत्वमगमत्सोऽथवधंप्राप्यदिवंगतः ॥
आपद्विमुक्तौयुगपद्गजोगंधर्वएवच ॥२२॥

ત્યાર પછી હૂહૂ ગંધર્વ મગરપણાને પામીને શ્રી કૃષ્ણ ભગવાનના હાથે મૃત્યુ પામી સ્વર્ગમાં ગયો બંને જણા સાથેજ હાથી અને હૂહૂ નામનો ગંધર્વ દુઃખથી મુક્ત થયા. ॥૨૨॥

गजोपिमुक्ततांयातःश्रीकृष्णेनविमोक्षितः ॥
तस्माच्छापाद्विनिर्मुक्तौगजोगंधर्वएवच॥२३॥

હાથી પણ શ્રી કૃષ્ણના મુકાવવાથી દુખથી છુટયો દેવલ મુનિના શાપથી બંનેજણ છુટા થયા.

तौचस्वंस्वंवपुःप्राप्यप्रणिपत्यजनार्दनम् ॥
गजोगंधर्वराजश्चपरांनिर्वृतिमागतौ ॥२४॥

તે પોત પોતાનું શરીર ધારણ કરીને તથા ભગવાનને પગે લાગીને હાથી અને ગંધર્વ જે પોતા-

નું સુખ હતુ તે સુખને પામ્યા. ॥૨૪॥

प्रीतिमान्पुंडरीकाक्षःशरणागतवत्सलः ॥
अभवद्देवदेवेशस्ताभ्यांचैवप्रपूजितः ॥ २५ ॥

કમળના સરખાં નેત્રવાળા તથા શરણે આવેલાનું શુભ ઇચ્છનાર તથા બંને ગંધર્વોના પુજેલા ભગવાન પ્રસન્ન થતા હવા. ॥૨૫॥

मजंतंगजराजानमवदन्मधुसूदनः ॥

॥ श्रीभगवानुवाच ॥

येमांत्वांचसरश्चैवग्राहस्यचविदारणम् ॥ २६ ॥

પોતાની સેવા કરતા હાથી મધુનામના દૈત્યનો નાશ કરનાર ભગવાન કહેછે.

શ્રી ભગવાન કહેછે.

જે મને તને તથા આ મઘરને મારવા સંબંધીનું વૃત્તાંત તથા લતાઓ અને વાંસડા કરીને વિંટાયલું આ સરોવર તેને તથા આ પર્વતને. ॥૨૬॥

गुल्मकीचकवेणूनांतंचशैलवरंतथाप्रभासं ॥

भास्करंगंगांनैमिषारण्यपुष्करम् ॥ २७ ॥

પ્રભાસને ભાસ્કરને ગંગાને નૈમિષારણ્યને પુ-ષ્કરને. ॥ ૨૭ ॥

प्रयागंब्रह्मतीर्थंचदंडकारण्यमेवच ॥
येस्मारिष्यंतिमनुजाःप्रयताःस्थिरबुद्धयः॥२८॥

પ્રયાગને બ્રહ્મતિર્થને દંડ કારણ્યને જે મનુષ્યો સ્થીર બુદ્ધિથી યત્ન કરી સ્મરણ કરશે. ॥૨૮॥

दुःस्वप्नोनश्यतेतेषांसुस्वप्नश्चभविष्यति ॥
अनिरुद्धंगजंग्राहंवासुदेवंमहाद्युतिम् ॥२९॥

તેનું નઠારૂ શમણું નાશ પામશે અને સારૂ શમણું થશે અનિરૂદ્ધને, ગજને, ગ્રાહને મોટા પ્રકાસવાળા વાસુદેવને. ॥ ૨૯ ॥

संकर्षणंमहात्मानंप्रद्युम्नंचतथैवच ॥
मत्स्यंकुर्मंवराहंचवामनंतार्क्ष्यमेवच ॥३०॥

મહાત્મા સંકર્ષણને પ્રદ્યુમ્નને મત્સને કુર્મને વ-

રાહને વામનને તાર્ક્ષ્યને. ॥૩૦॥

नारसिंहंचनागेंद्रंसृष्टिप्रलयकारकम् ॥
विश्वरुपंहृषीकेशंगोविंदंमधुसुदनम् ॥३१॥

નારસિંહને નાગેંદ્રને, સૃષ્ટિવા પ્રલય કરનારને, વિશ્વરૂપને, ગોવિંદને મધુ સૂદનને. ॥૩૧॥

सहस्त्राक्षंचतुर्बाहुंमुरारिंगरुडध्वजम् ॥
त्रिदशंत्वदितिंदेवंदृढभक्तिमनुत्तमम् ॥३२॥

સહસ્ત્ર બાહુને, ચતુર્બાહુને મુરારિને, ગરૂડધ્વજને, ત્રિદશાને, આદિતિને, દેવને, દ્દઢ ભકિતને, અનુત્તમને. ॥ ૩૨ ॥

वैकुठंदुष्टदमनंमुक्तिदंमधुसूदनम् ॥
एतानिप्रातरुत्थायसंस्मरिष्यंतियेनराः॥३३॥

વૈકુંઠને, દુષ્ટના પીડનારને મુકિત આપનારને મુરના શત્રુને, મધુનામના દૈત્યનો નાશ કરનારને, એટલા નામ વડે કરીને સવારના પોહોરમાં મને જે સંભારશે. ॥ ૩૩ ॥

सर्वपापैःप्रमुच्यंतेविष्णुलोकमवाप्नुयुः ॥

॥ भीष्म उवाच ॥

एवमुक्त्वामहाराजगजेंद्रंमधुसूदनः ॥ ३४ ॥

તે મનુષ્ય સર્વ પાપથી મુકાઇને વિષ્નુના લો-
કમાં જશે. ભીષ્મ કહેછે. એવિ રીતે મધુ સુદન ભ-
ગવાન હાથીના અધિપતી કહીને. ॥૩૪॥

स्पर्शयामासहस्तेनगजंगंधर्वमेवच ॥

तौचस्पृष्टौततःसद्योदिव्यमाल्यांबरावुभौ ३५

હાથીને તથા હૂહૂ ગંધર્વને હાથવતી સ્પર્શ કર
તા હવા તેજ વખત ભગવાનના હાથના સ્પર્શથીજ
તે બંનેજણા પ્રકાશીત વસ્ત્ર અને માળાઓ પેહેરે-
લા શોભતા હવા. ॥૩૫॥

तमेवमनसाप्राप्यजग्मतुस्त्रिदशालयम् ॥

ततोदिव्यवपुर्भूत्वाहस्तिराट्परमंपदम् ॥३६॥

ત્યાર પછી તે બે જણ તેજ ભગવાનનું ધ્યાન

કરીને દેવતાઓનું સ્થાનક સ્વર્ગ પ્રતિ જતા હવા તે વખતે હાથી પણ પોતાનું દેવના સરખુ તેજસ્વી શરીર ધારણ કરીને પરંપદને. ॥૩૬॥

गच्छतिस्ममहाबाहोनारायणपरायणः ॥
ततोनारायणःश्रीमान्मोचयित्वागजोत्तमम् ॥

પામવા માટે મોટા હાથવાળા નારાયણનું ધ્યાન કરીને જતો હવો. ॥ ૩૭ ॥

ऋषिभिःस्तूयमानोग्र्यैर्वेदगुह्यपराक्षरैः ॥
ततःसभगवान्विष्णुर्दुर्विज्ञेयगतिःप्रभुः॥३८॥

ત્યાર પછી ભગવાન હાથીના સ્વામિને મુકાવીને વેદનાં ગુપ્ત એવા શ્રેષ્ઠ અક્ષરોવાળી સ્તુતિ કરનારા અને શ્રેષ્ઠ બ્રાહ્મણોએ સ્તુતિ કરેલા અને જેની મતિ કોઇના જાણવામાં આવે એવી નથી એવા પ્રભુ. ॥૩૮॥

शंखचक्रगदापाणिरंतर्धानंसमाविशत् ॥

॥ वैशंपायन उवाच ॥

गजेंद्रमोक्षणंश्रुत्वाकुंतीपुत्रोयुधिष्ठिरः ॥३९॥

શંખ ચક્ર ગદા હાથમાં ધારણ કરનાર અંતર ધ્યાન થતા હવા. વૈશંપાયન કહેછે. હે કુતિના પુત્ર યુધિષ્ટિર રાજા. ॥૩૯॥

भ्रातृभिःसहितःसम्यक्ब्राह्मणैर्वेदपारगैः ॥

पूजयामासदेवेशंपार्श्वस्थंमधुसूदनम् ॥४०॥

વેદ જાણનારા બ્રાહ્મણો તથા પોતાના ભાઇઓની સાથે ગજેંદ્ર મોક્ષની કથા સાંભળીને પાસે બેઠેલા મધુ સુદન ભગવાનને પુજતા હવા. ॥૪૦॥

विस्मयोत्फुल्लनयनःश्रुत्वानागस्यमोक्षणम् ॥

ऋषयश्चमहाभागासर्वेप्रांजलयःस्थिताः।४१।

જેના નેત્ર આશ્ચર્ય ઉપજાવનારી ગજેંદ્ર મોક્ષની કથા સાંભળીને ખીલી રહેલાં છે એવા અને મોટા ભાગ્યવાળા મુનિઓ સર્વે હાથ જોડી ઉભા રહેતા હવા. ॥૪૧॥

अजंवरेण्यंवरपद्मनाभंमहाबलंवेदनिधिंसुरोत्त
मम् ॥ तंवेदगुह्यंपुरुषंपुराणंववंदिरेवेदविदांव
रिष्टम् ॥ ४२ ॥

જન્મ વગરના ને અને શ્રેષ્ટ કમળના સરખું જેનું નાભિ કમળ છે તેવાને અને સ્વપ્રકાશિતને તથા મહા બળવાળાને વેદના ભંડારને દેવતાઓ-ના સ્વામિને, વેદમાં ગુપ્ત રહેલાને, પુરૂષને, પુરા-ણને, અને વેદ જાણનારામાં શ્રેષ્ટને નમસ્કાર કરૂછું.

एतत्पुण्यंमहाबाहोनराणांपुण्यकर्मणाम् ॥
दुःस्वप्नदर्शनेघोरेश्रुत्वापापैःप्रमुच्यते ॥४३॥

હે મોટા હાથવાળા જન્મે જય પવિત્ર કામો-ના કરનાર મનુષ્યોનું તો એટલુંજ પુન્ય છેકે જ્યા-રે દુઃખદાયી સ્વપ્ન આવે ત્યારે આ કથા સાંભળીને સર્વ પાપથી મુકાયછે. ॥૪૩॥

तस्मात्वंहिमहाराजप्रपद्यशरणंहरिम् ॥

विमुक्तःसर्वपापेभ्यःप्राप्स्यसेपरमंपदम्॥४४।

માટે હે મહારાજા જન્મે જય તમે પણ ભગવાનને શરણે પામો તેથી સર્વ પાપથી છુટી પરંપદને પામશો ॥૪૪॥

यदामहाग्राहगृहीतकातरंसुपुष्पितेपद्मवनेमहाद्विपम्॥ विमोक्षयामासगजंजनार्दनोदुःस्वप्रनाशंचसुखोदयंसदा ॥ ४५ ॥

જ્યારે મોટા મઘરના ઝાલવાથી કમળોના વનમાં દુખી થતો હાથીને ભગવાને મુકાવ્યો ત્યારથી ખોટાં સ્વપ્ન નાશ પામિ નીરંતર સારાં સ્વપ્નનો ઉદય થયોછે. ॥ ૪૫ ॥

परंपराणांपरमंपवित्रंपरेशमीशंसुरलोकनाथम् ॥ सुरासुरैरर्चितपादपद्मंसनातनंलोकगुरुं नमामि ॥ ४६ ॥

દેવના દેવ અને પવિત્રમાં પવિત્ર માયા નાઇશ

અને દેવતાઓના અધિપતી અને દેવ અને દૈત્યોએ જેનાં કમળના સરખાં ચરણારવિંદ સેવેલાંછે એવા નિત્ય અને લોકના ગુરૂને નમુછું. ॥૪૬॥

वरगजशरणाद्विमुक्तिहेतुंपुरुषवरंस्तुतिदिव्य देहगीतम् ॥ सततमपिपठंतियेतुतेषामभिहि तमरणांतकिल्बिषापहंस्यात् ॥ ४७ ॥

હાથીનાં શરણે જવાથી મુકિત આપનાર, અને પુરૂષોમાં શ્રેષ્ટને અને ગાન તથા સ્તુતિ કરવા યોગ્ય જેનું શરીરછે એવા ભગવાનનું જે મનુષ્યો ભજન કરેછે તે મનુષ્યની સર્વ ઇચ્છાઓ પુરી થાય છે અને મરણ સંબંધિ દુઃખ પણ નાશ પામેછે.

दृढबद्धधर्ममूलोवेदस्कंधःपुराणशाखाढ्यः ॥ क्रतुकुसुमोमोक्षफलोमधुसूदनपादपोजयति॥

જે વૃક્ષને ધર્મરૂપી મુળ પખરાયલું છે અને વેદરૂપી ડાળાં છે અને પુરાણરૂપી પાંખડાંછે યજ્ઞરૂપી ફુલછે અને મોક્ષરૂપી ફળછે એવું મધુસૂદન રૂપી

વૃક્ષ નિત્ય જીતેછે ॥૪૮॥

नमोब्रह्मण्यदेवायगोब्राह्मणहितायच ॥

जगद्धितायकृष्णायगोविंदायनमोनमः ॥४९॥

બ્રાહ્મણ જેના દેવછે એવા અને ગાયો તથા બ્રાહ્મણોના હિત કરનાર, જગતનું હિત કરનાર ગોવિંદને નમસ્કાર કરૂંછું. ॥૪૯॥

आकाशात्पतितंतोयंयथागच्छतिसागरम् ॥

सर्वदेवनमस्कारःकेशवंप्रतिगच्छति ॥५०॥

આકાસમાંથી પડેલું જળ જેમ સમુદ્રમાં જાયછે તેમ સર્વ દેવતાઓનો નમસ્કાર ભગવાનનેજછે.

वेदेरामायणेचैवपुराणेभारतेतथा ॥

आदौमध्येतथाचांतेहरिःसर्वत्रगीयते ॥५१॥

વેદમાં, રામાયણમાં પુરાણમાં તથા ભારતમાં પ્રથમ, મધ્ય, અને અંત ભાગમાં સર્વ જગાએ ભગવાન ગાયેલાછે. ॥ ૫૧॥

सर्वरत्नमयोमेरुःसर्वाश्चर्यमयंनभः ॥

सर्वतीर्थमयीगंगासर्वदेवमयोहरिः ॥ ५२ ॥

સર્વ રત્નનો ભરેલા મેરૂછે સર્વ તિર્થ જેમાં સમાવેશ કરેછે એવી ગંગા છે સર્વ આશ્ચર્યવાળુ આકાશ છે તેમ સર્વ દેવતા જેમાં રહ્યાછે એવા હરિછે.

गीतासहस्त्रनामैवस्तवराजोह्यनुस्मृतिः ॥

गजेंद्रमोक्षणंचैवपंचरत्नानिभारते ॥ १५३ ॥

ગીતા વિષ્નુ સહસ્ત્રનામાં ભીષ્મસ્તવરાજ અનુસ્મૃતિ અને ગજેંદ્રમોક્ષ એ પાંચ ભારતમાં રત્નછે. ॥ ૧૫૩ ॥

इति श्रीमन्महाभारते शतसाहस्र्यां संहितायां वैयासिक्यां शांतिपर्वणि भीष्मयुधिष्ठिरसंवादे गजेंद्र मोक्षःसमाप्तः ॥

એ પ્રકારે શ્રી મહાભારતમાં શત સાહસ્ત્રી સંહિતામાં શાંતિ પર્વમાં ભીષ્મ યુધિષ્ટિરના સંવાદમાં ગજેંદ્ર મોક્ષની ટીકા સંપૂર્ણ થઇ. ॥

समाप्तम्